# संपादकीयम्

સંસ્કૃત નાટકોના પિતામહ અને કવિકુલગુરુ કાલિદાસે જેમનો 'પ્રથિતયશસ્ કવિ' તરીકે આદરપૂર્વક ઉલ્લેખ કર્યો છે તે મહાકવિ ભાસની અમરકૃતિ સ્વપ્નવાસવદત્તની ગુજરાતી આવૃત્તિ સુજ્ઞ વાચક સમક્ષ મૂકતા આનંદ અનુભવીએ છીએ.

ભાસના તેર નાટકોમાં આ નાટક શ્રેષ્ઠ ગણાયું છે. નાટ્યકારના મનોવૈજ્ઞાનિક દૃષ્ટિકોણે આ નાટકને વિશિષ્ટતા બક્ષી છે. ઉદયન–વાસવદત્તા–પદ્માવતીના પ્રણયત્રિકોણને લીધે આ નાટકનું કથાનક અત્યંત રોચક બન્યું છે. સામાન્ય વાચકને પણ વાંચવું ગમે એવું આ નાટક છે.

ગુજરાત યુનિવર્સિટીએ આ વર્ષે આ નાટકને પ્રી–યુનિવર્સિટીના વિદ્યાર્થીઓ માટે પાઠ્ય પુસ્તક તરીકે પસંદ કર્યું છે એટલે, આ નાટકના સંપાદનમાં મુખ્યત્વે અમારી નજર સમક્ષ પ્રી–યુનિવર્સિટીના વિદ્યાર્થીઓ રહ્યા છે. અમારા અગાઉના સંસ્કૃત પ્રકાશનોની જેમ આ પુસ્તકને પણ વિદ્યાર્થીભોગ્ય બનાવવા માટે અમે બનતો પ્રયત્ન કર્યો છે. વિદ્યાર્થી બંધુઓ અને અધ્યાપકમિત્રો આ કૃતિને પણ સહર્ષ વધાવી લેશે એવી આશા છે.

ગુરુપૂર્ણિમા : ૧૯૭૬ — સંપાદકો

# અનુક્રમણિકા

પ્રસ્તાવના

| | | |
|---|---|---|
| ૧. | ત્રિવેંદ્રમના તેર નાટકો અને તેમનું કર્તૃત્વ | ૧ |
| ૨. | ભાસ : જીવન, સમય અને કૃતિઓ | ૧૩ |
| ૩. | સ્વપ્નવાસવદત્ત : અંકશઃ સમીક્ષા | ૨૩ |
| ૪. | સ્વપ્નવાસવદત્ત : શીર્ષકની સાર્થકતા | ૫૮ |
| ૫. | નાટકનું મૂળ અને ભાસે કરેલા ફેરફારો | ૫૯ |
| ૬. | સ્વપ્નવાસવદત્તનું નાટક તરીકે મૂલ્યાંકન | ૬૩ |
| ૭. | પાત્રાલેખન | ૭૩ |
| ૮. | તત્કાલીન લોકજીવન | ૮૩ |

स्वप्नवासवदत्तम् પાન ૧ થી ૭૧

મૂળ સંસ્કૃત નાટક અને તેનું ગુજરાતી ભાષાંતર

અભ્યાસ-નોંધ પાન ૧ થી ૮૦

સ્વપ્નવાસવદત્તનાં સુભાષિતો ૮૧

# [ ૧ ]

## ત્રિવેન્દ્રમનાં તેર નાટકો અને તેમનું કર્તૃત્વ

**(अ) ભાસ સમસ્યા :**

કેરલમાંથી ઈ. સ. ૧૯૦૯માં તેર સંસ્કૃત નાટકો મળી આવ્યાં. દક્ષિણ ભારતમાંથી મળેલાં આ નાટકો મલયાલમ લિપિમાં લખાયેલાં હતાં. નાટકની હસ્તપ્રત લગભગ ૩૦૦ વર્ષ જૂની હતી. મહામહોપાધ્યાય ટી. ગણપતિ શાસ્ત્રીએ આ નાટકોને શોધી કાઢ્યાં હતાં. ત્રાવણકોરના આ વિદ્વાન સંશોધકે ત્રિવેન્દ્રમની અનન્તશયનમ્ ગ્રન્થમાળામાં આ નાટકો ઈ.સ. ૧૯૧૨-૧૫ના ગાળામાં પ્રસિદ્ધ કર્યાં. આ નાટકોની હસ્તપ્રતોમાં ક્યાંય લેખકનું નામ નહોતું. આમ છતાં કેટલાંક લક્ષણોના આધારે, શ્રી ગણપતિ શાસ્ત્રીએ આ નાટકો પ્રસિદ્ધ પ્રાચીન નાટકકાર ભાસનાં છે, એમ માનીને ભાસના નામે પ્રસિદ્ધ કર્યાં. આજથી લગભગ ૬૨-૬૩ વર્ષ પહેલાં આ નાટકો વિષે કોઈ કંઈ જાણતું ન હતું. એક પ્રાચીન નાટકકાર તરીકે ભાસ જાણીતો હતો, પરંતુ ભાસનાં નાટકો કયાં એ વિષે કોઈને કંઈ ખબર ન હતી. લગભગ ઈ.સ.ની ૧૨મી સદીના અંતમાં થયેલા રામચંદ્ર-ગુણચંદ્ર નામના લેખકોએ 'નાટ્યદર્પણ' નામની પોતાની સંયુક્ત કૃતિમાં કરેલા यथा भासकृते स्वप्नवासदत्ते એ ઉલ્લેખ પરથી એમ કહી શકાય કે ઈ.સ.ની ૧૨મી સદીના અંત સુધી સ્વપ્નવાસવદત્ત વગેરે ભાસનાં નાટકો જાણીતાં હતાં. પરંતુ, ઈ.સ. ૧૩૦૦ થી ઈ.સ. ૧૯૦૯ વચ્ચેના લગભગ ૬૦૦ વર્ષના ગાળામાં ભાસનાં એ તેર નાટકો કોઈક કારણે અજ્ઞાતવાસમાં રહ્યાં. તેથી, શ્રી ગણપતિ શાસ્ત્રીએ કરેલી આ શોધ સંસ્કૃત નાટકના ક્ષેત્રે મહત્ત્વની ગણાય છે.

આ તેર નાટકો હાલ 'ભાસનાટકચક્ર' અથવા 'ત્રિવેન્દ્રમનાટકો'ના નામે ઓળખાય છે. ભાસનાં મનાતાં આ તેર નાટકો નીચે પ્રમાણે છે :

**૧. ઉદયનકથા પર આધારિત :** (૧) स्वप्नवासवदत्तम् (૨) प्रतिज्ञायौगन्धरायणम् ।

**૨. કલ્પિત કથા પર આધારિત :** (૩) चारुदत्तम् (૪) अविमारकम् ।

**૩. રામાયણકથા પર આધારિત :** (૫) प्रतिमानाटकम् (૬) अभिषेकनाटकम् ।

**૪. કૃષ્ણકથા પર આધારિત :** (૭) बालचरितम् ।

**૫. મહાભારત પર આધારિત :** (૮) ऊरुभङ्गम् (૯) कर्णभारम् (૧૦) मध्यमव्यायोग (૧૧) दूतघटोत्कचम् (૧૨) पञ्चरात्रम् (૧૩) दूतवाक्यम्।

આ નાટકો મળી આવતાં સંસ્કૃત નાટ્યના અભ્યાસીઓને આનંદ થાય એ સ્વાભાવિક છે પરંતુ, એ આનંદની સાથે કેટલાક વિદ્વાનોના મનમાં એક શંકા પણ જાગી શું ખરેખર આ તેર નાટકો ભાસના છે ? આ શંકાએ મોટો વિવાદ ઊભો કર્યો વિદ્વાનોમાં ત્રણ પક્ષો પડી ગયા (૧) આ બધા નાટકો ભાસના જ છે એમ માનનારાઓનો સ્વીકૃતિ પક્ષ અથવા અનુકૂળ પક્ષ, (૨) આ નાટકો ભાસના નથી એમ માનનાર અસ્વીકૃતિ પક્ષ અથવા પ્રતિકૂળ પક્ષ અને (૩) પૂરતા પુરાવાઓ ન મળે ત્યાં સુધી સ્વીકાર કે અસ્વીકાર ન કરનાર તટસ્થ પક્ષ

આમ, ભાસના કર્તૃત્વ વિષે, આ નાટકોનો કર્તા ભાસ છે કે નહિ એ વિષે વિદ્વાનોમાં ભારે મતભેદ ઊભો થયો અને આ તેર નાટકોના ગ્રંથકર્તૃત્વનો પ્રશ્ન વિવાદાસ્પદ બની ગયો એ વિવાદમાં ઈ સ પૂ પહેલી સદીથી ઈ સ ની બારમી સદી સુધી લગભગ ૧૩૦૦ વર્ષના ગાળામાં મળી આવતા ભાસ વિષેના ઉલ્લેખો ભાસના કર્તૃત્વની બાબતમાં કેટલેક અંશે ઉપયોગી થઈ શકે તેમ છે આ ઉલ્લેખો ત્રણ રીતે મહત્ત્વના છે (૧) ભાસના કર્તૃત્વની ચર્ચામાં, (૨) ભાસને પ્રાચીન પ્રસિદ્ધ નાટકકાર તરીકે સાબિત કરવામાં અને (૩) ભાસનો સમય નક્કી કરવામાં

## ભાસ વિષેના પ્રાચીન ઉલ્લેખો

**(૧) કાલિદાસ** લગભગ ઈ સ પૂ પહેલી સદીમાં કાલિદાસ તેમના 'માલવિકાગ્નિમિત્ર' નામના નાટકની પ્રસ્તાવનામાં નોંધે છે કે ભાસ, સૌમિલ્લ અને કવિપુત્ર જેવા પ્રસિદ્ધ કીર્તિવાળા નાટકકારોના નાટકોને બાજુએ મૂકીને નવા સવા કવિ કાલિદાસની કૃતિ પ્રત્યે લોકો કેવી રીતે આદર બતાવે ?[1]

આ ઉલ્લેખ સૂચવે છે કે ભાસ, સૌમિલ્લ અને કવિપુત્ર એ ત્રણેય નાટકકારો કાલિદાસ જેવા મહાન નાટકકારનું પણ માન પામે તેવા હતા.

---

૧. प्रथितयशसा भाससौमिल्लकविपुत्रादीनां प्रबन्धान् अतिक्रम्य वर्तमानकवेः कालिदासस्य क्रियायां कथं बहुमानः ।

કાલિદાસે કરેલો ઉલ્લેખ એ પુરવાર કરે છે કે ભાસ કાલિદાસની પહેલાં થયેલો એક મહાન અને પ્રસિદ્ધ નાટકકાર હતો. પણ, ભાસના કર્તૃત્વની બાબતમાં આ નિર્દેશ સીધી રીતે ઉપયોગી થાય તેવો નથી, કારણ કે તેમાં ભાસની કોઈ કૃતિનો ઉલ્લેખ નથી.

**(૨) બાણ :** ઇ.સ.ની સાતમી સદીમાં બાણ તેમની 'હર્ષચરિત' નામની આખ્યાયિકાના પ્રારંભમાં કેટલાક પ્રાચીન પ્રસિદ્ધ કવિઓનો સન્માનપૂર્વક ઉલ્લેખ કરે છે. તેમાં બાણે ભાસનો પણ નિર્દેશ કરેલો છે. એક શ્લોકમાં તે લખે છે કે જેમ કોઈ દેવમંદિર બંધાવીને યશ મેળવે તેમ ભાસે નાટકો લખીને કીર્તિ પ્રાપ્ત કરી. એ શ્લોકમાં બાણે ભાસના નાટકોની ત્રણ વિશેષતાઓ બતાવી છે : (૧) તે સૂત્રધારથી શરૂ થાય છે, (૨) તેમાં ઘણાં પાત્રો છે અને (૩) તે પતાકાસ્થાનના વિશિષ્ટ પ્રસંગોથી યુક્ત છે.[2]

બાણના આ ઉલ્લેખમાં ભાસનો તેમજ તેના નાટકોની વિશેષતાઓનો નિર્દેશ છે, પણ ભાસના કોઈ નાટકનો નામ સાથે ઉલ્લેખ કરેલો નથી. તેથી, બાણે ઉલ્લેખેલાં ભાસનાં નાટકો ક્યાં એ આપણે નિશ્ચયપૂર્વક જાણી શકતા નથી. આ નિર્દેશ માત્ર એટલું જ સૂચવે છે કે ભાસ ઈ.સ.ની સાતમી સદી પહેલાંનો એક લબ્ધપ્રતિષ્ઠ મહાન નાટકકાર છે. ભાસના કર્તૃત્વની ચર્ચામાં આ ઉલ્લેખ પણ સીધી રીતે ઉપયોગી નથી. છતાં બાણે બતાવેલાં ભાસનાં નાટકોનાં લક્ષણો ત્રિવેન્દ્રમનાં તેર નાટકોમાં જોવા મળે છે. તેથી વિદ્વાનો ત્રિવેન્દ્રમનાટકો ભાસનાં હોવાનું તેઓ એવું અનુમાન કરે છે.

**(૩) દંડી :** લગભગ ઈ.સ.ની સાતમી સદીમાં દંડી 'અવન્તિસુન્દરીકથા'માં ભાસ વિશે એક શ્લોક લખે છે. દંડી કહે છે કે ભાસ મૃત્યુ પામેલો હોવા છતાં શરીર જેવા અથવા શરીરની ગરજ સારતા તેમના નાટકોથી હજી પણ આપણી વચ્ચે રહેલો છે.[3] અહીં દંડી ભાસના નાટકોનાં બે લક્ષણો પણ નોંધે છે : (૧) સારી રીતે જુદા તરી આવતા મુખસંધિ વગેરે અવયવોવાળાં અને (૨) નાટ્યલક્ષણો તેમજ કૈશિકી વગેરે વૃત્તિઓ જેમાં બરાબર અભિવ્યક્ત થયાં છે તેવાં.

દંડીના આ ઉલ્લેખમાં પણ માત્ર ભાસનો જ નિર્દેશ છે. તેના કોઈ

---

૨. सूत्रधारकृतारम्भैर्नाटकैर्बहुभूमिकैः ।
सपताकैर्यशो लेभे भासो देवकुलैरिव ॥

૩. सुविभक्तमुखाद्यङ्गैर्व्यक्तलक्षणवृत्तिभिः ।
परेतोऽपि स्थितो भासः शरीरैरिव नाटकैः ॥

નાટકના નામનો નિર્દેશ નથી. આથી એટલું જાણવા મળે છે કે ભાસ દંડીના સમયમાં મહાન નાટકકાર તરીકે જાણીતો હતો પરંતુ, ભાસે કઈ કૃતિઓ લખી હતી તેનો કોઈ ઇશારો આ ઉલ્લેખમાથી મળતો નથી. છતાં, દંડીએ બતાવેલાં ભાસના નાટકોનાં બે લક્ષણો ત્રિવેન્દ્રમનાટકોમાં છે. તેથી ત્રિવેન્દ્રમ-નાટકો ભાસના હોવાં જોઈએ એવું અનુમાન કરવામાં આવે છે. પરંતુ એ ધ્યાનમાં રાખવું જોઇએ કે દંડીએ ગણાવેલાં બે લક્ષણો ત્રિવેન્દ્રમનાટકો ઉપરાત બીજા નાટકોમા પણ મળી આવે છે.

વળી, દંડીના 'કાવ્યાદર્શ'માંનો એક શ્લોક ત્રિવેન્દ્રમનાં નાટકોમાંનાં બે નાટકો 'બાલચરિત' અને 'ચારુદત્ત'મા પણ મળી આવે છે.[૪] દંડીએ આ નાટકોમાંથી એ શ્લોક લીધો હશે. આથી એવું અનુમાન કરી શકાય કે દંડીએ જેનો નિર્દેશ કર્યો છે તે ભાસ કદાચ ત્રિવેન્દ્રમનાટકોનો કર્તા હશે.

**(૪) વાક્પતિરાજ :** ઈ.સ.ની નવમી સદીમા પ્રાકૃત કવિ વાક્પતિ-રાજ ગઉડવહો (ગૌડવધ) નામના તેમના ગ્રથમા ભાસને 'અગ્નિનો મિત્ર' (ज्वलनमित्र) કહે છે

સ્વપ્નવાસવદત્તમાં બનાવટી અગ્નિની વાત ભાસે કરી છે એ પરથી અથવા, ભાસ અને વ્યાસ વચ્ચે થયેલી સ્પર્ધામા અગ્નિ ભાસની કૃતિને બાળતો નથી અને વ્યાસની કૃતિને ભસ્મીભૂત કરી દે છે[૫] એ પરથી ભાસને 'અગ્નિનો મિત્ર' કહ્યો હશે વળી, રાજશેખરના મનાતા એક શ્લોકમાં પણ કહ્યું છે કે અગ્નિ સ્વપ્નવાસવદત્ત નાટકને બાળતો નથી. આમ, કદાચ પરીક્ષણના પ્રસંગોએ અગ્નિ ભાસનો પક્ષપાતી હોવાથી તેને વાક્પતિરાજે 'અગ્નિનો મિત્ર' કહ્યો છે.

આ ઉલ્લેખ માત્ર ભાસ વિષે જ હોવાથી, તેની કૃતિઓ કઈ હતી તે ચર્ચામાં સીધી રીતે ઉપયોગી થતો નથી.

કેટલાક એવા ઉલ્લેખો પણ મળી આવે છે જે નાટકો વિષે જ છે :

**(૧) અભિનવગુપ્ત :** ઇ.સ.ની દસમી સદીમાં થઈ ગયેલા અભિનવગુપ્ત નાટ્યશાસ્ત્ર ઉપરની તેમની ટીકા અભિનવભારતીમાં લખે છે : <u>क्वचित् क्रीडा । यथा स्वप्नवासवदत्तायाम् ।</u>

૪. लिम्पतीव तमोऽङ्गानि वर्षतीवाञ्जनं नभः ।
असत्पुरुषसेवेव दृष्टिर्विफलतां गता ॥

૫. જુઓ History of Sanskrit Literature by Krishnamachariar.

અહીં ત્રિવેન્દ્રમનાટકોમાંના એક નાટકનો નિર્દેશ છે. પરંતુ, નાટકના કર્તાનો ઉલ્લેખ કરેલો નથી. વળી, અભિનવગુપ્ત અભિનવભારતીમાં ભાસના નામે त्रेतायुग तदिह हन्त न मैथिली सा એ શ્લોકને ટાંકે છે, રામકથાના વિષયવાળો ભાસના નામે ટાંકેલો એ શ્લોક હાલ મળી આવતાં ત્રિવેન્દ્રમ-નાટકોમાં નથી[૬]

અભિનવગુપ્તના આ ઉલ્લેખો પરથી માત્ર એટલું જ જાણી શકાય કે સ્વપ્નવાસવદત્તા નાટક એ વખતે અલંકારશાસ્ત્રીઓને પણ આકર્ષે એવું હતું. વળી, તેમણે જ કરેલા બીજા ઉલ્લેખમાં માત્ર ભાસનું નામ છે, નાટકનું નહીં. તેથી આ ઉલ્લેખો ભાસને ત્રિવેન્દ્રમનાટકોના કર્તા તરીકે સાબિત કરવામાં સીધી રીતે ઉપયોગી નથી.

(૨) ભોજ : ઈ.સ.ની ૧૧મી સદીમાં થયેલા ભોજ તેમના ' શૃંગારપ્રકાશ ' નામના ગ્રંથમાં સ્વપ્નવાસવદત્ત નાટક વિષે આવો ઉલ્લેખ કરે છે : ' સ્વપ્નવાસદત્ત નાટકમાં પદ્માવતીની અવસ્થા જોવા માટે, તબિયતના સમાચાર પૂછવા માટે રાજા ઉદયન સમુદ્રગૃહમાં જાય છે '[૭]

હાલ મળી આવતા સ્વપ્નવાસવદત્ત નાટકના પાંચમા અંકમાં આ વાત આવે છે એટલે ૧૧મી સદીમાં ભોજને ત્રિવેન્દ્રનાટકો વિષે માહિતી હતી, એમ કહી શકાય. પરંતુ ભોજે સ્વપ્નવાસવદત્ત નાટકના કર્તાના નામનો કોઈ ઇશારો કર્યો નથી. તેથી, કર્તૃત્વની ચર્ચામાં આ ઉલ્લેખ પણ બહુ મહત્ત્વનો નથી.

(૩) સર્વાનન્દ : ઈ.સ.ની ૧૨મી સદીમાં થયેલો સર્વાનન્દ તેની अमरकोषटीकासर्वस्व નામની ટીકામાં શૃંગારના ત્રણ ભેદો ધર્મશૃંગાર, અર્થશૃંગાર અને કામશૃંગારમાંથી છેલ્લા બે ભેદોનાં ઉદાહરણો સ્વપ્નવાસવદત્તના આધારે આપે છે : પોતાનો પ્રદેશ પાછો મેળવવાના પ્રયોજનથી કરેલાં પદ્માવતી સાથેનાં લગ્ન એ અર્થશૃંગાર અને વાસવદત્તા સાથે કરેલાં લગ્ન તે કામશૃંગાર.[૮]

---

૬. જુઓ · History of Classical Sanskrit Literature : M. Krishnamachariar. PP. 553

૭. स्वप्नवासवदत्ते पद्मावतीम् अस्वस्थां द्रष्टुम् राजा समुद्रगृहकं गतः ।

૮. त्रिविधः शृंगारः धर्मार्थकामभिन्नः । ... द्वितीयः स्वदेशलाभार्थमात्मनुर्भू उदयनस्य पद्मावतीपरिणयोऽर्थशृंगारः । तृतीयः स्वप्नवासवदत्ते तस्यैव वासवदत्तापरिणयः कामशृंगारः ।

સર્વાનન્દે કરેલો આ ઉલ્લેખ પણ માત્ર નાટક પૂરતો જ છે એ સાથે સ્વપ્નવાસવદત્તના કર્તાનું નામ આપેલ નથી તેથી, સ્વપ્નવાસવદત્ત નાટકનો લેખક ભાસ હતો એમ પુરવાર કરવામાં આ નિર્દેશ કોઈ મદદ કરતો નથી

ભાસ અને તેમના નાટકનો એક સાથે નિર્દેશ થયો હોય તેવા પણ કેટલાક ઉલ્લેખો મળી આવે છે

**(૧) રાજશેખર** ઈ સની દસમી સદીમાં રાજશેખર તેમના નામે રચાયેલા એક શ્લોકમાં ભાસના નાટકચક્રનો ઉલ્લેખ કરે છે તે કહે છે કે ભાસના નાટકસમૂહને પરીક્ષા કરવા માટે ચતુર લોકોએ અગ્નિમાં ફેંક્યો તેમાથી બીજા નાટકોને અગ્નિએ બાળી નાખ્યાં પણ સ્વપ્નવાસવદત્તને અગ્નિ બાળી શક્યો નહિ સૂક્ષ્મ રીતે વિચારતાં આનો અર્થ એવો પણ કરી શકાય કે ભાસનાં નાટકોને જ્યારે કડક વિવેચનરૂપી અગ્નિમાં ફેંક્યાં ત્યારે માત્ર એક સ્વપ્નવાસવદત્ત નાટક જ વિવેચનની કસોટીમાથી સફળ રીતે પાર ઊતર્યું ૮

ભાસના કર્તૃત્વના મુદ્દામાં આ ઉલ્લેખ ખૂબ જ મહત્ત્વનો છે નાટકચક્ર એટલે નાટકસમૂહ આનો અર્થ એ કે ભાસે એક–બે નહિ પરંતુ ઘણાં નાટકો લખ્યાં હશે વળી, તે સમૂહમાં એક નાટક તે સ્વપ્નવાસવદત્ત છે સ્વપ્નવાસવદત્ત જેમા એક છે એવા નાટકોમના સમૂહનો લેખક ભાસ છે, એવું આ ઉલ્લેખથી સિદ્ધ થાય છે

ત્રિવેન્દ્રમનાટકો પણ એક નાટકચક્ર કે નાટકસમૂહના રૂપમાં મળી આવ્યા છે તેમા પણ સ્વપ્નવાસવદત્ત એક નાટક છે પરંતુ નાટકોની પ્રસ્તાવનામાં કે અંતમાં ક્યાંય ત્રિવેન્દ્રમનાટકોના કર્તાનું નામ મળતુ નથી

રાજશેખરનો શ્લોક અને ત્રિવેન્દ્રમનાટકો બન્ને વિષે વિચારતા એવું સાદુ સીધુ અનુમાન કરી શકાય કે રાજશેખરે જે નાટકચક્રનો ઉલ્લેખ કર્યો છે તે આ ત્રિવેન્દ્રમના તેર નાટકો જ છે આ સ્વીકારી લઈએ તો તરત જ ઉપસિદ્ધાંત તરીકે એ ફલિત થાય કે ત્રિવેન્દ્રમનાટકોનો કર્તા ભાસ છે

૮ भासनाटकचक्रेऽपि छेकैः क्षिप्ते परीक्षितुम् ।
वासवदत्तस्य दाहकोऽभून्न पावक ॥ ( सूक्तिमुक्तावली )

ત્રિવેન્દ્રમનાટકોનો લેખક ભાસ છે એ પુરવાર કરવા માટે વિદ્વાનો રાજશેખરના આ શ્લોકને એક મજબૂત પુરાવા તરીકે ટાંકે છે પરંતુ, આ આધારની બાબતમાં કેટલીક મુશ્કેલીઓ છે : એક તો રાજશેખરના સ્વીકૃત ગ્રન્થોમાં આ શ્લોક નથી વળી, કૃષ્ણમાચારીયરે તેમના ઇતિહાસમાં જણાવ્યું છે કે નારાયણ શાસ્ત્રીના મતે ઉપરનો શ્લોક રાજશેખરના 'કવિવિમર્શ' નામના ગ્રન્થનો છે. આ ગ્રન્થ હાલ ઉપલબ્ધ નથી. કવિવિમર્શના એ અવતરિત શ્લોક ઉપરાંત બીજા પણ કેટલાક શ્લોકો છે, જેમાં ભાસને 'ધાવક' કહેલ છે આ ધાવકે પ્રિયદર્શિકા વગેરે નાટકો લખીને શ્રીહર્ષને વેચી દીધા હતા એટલે ઉપર્યુક્ત શ્લોક રાજશેખરનો જ હોય તો આ આધાર પ્રમાણભૂત બને અને એવું અનુમાન કરી શકાય કે ત્રિવેન્દ્રમનાટકોનો કર્તા ભાસ જ હોવો જોઈએ.

(૨) રામચંદ્ર-ગુણચંદ્ર ઈ.સ. ની ૧૨મી સદીમાં રામચન્દ્ર અને ગુણચંદ્ર નામના બે લેખકો તેમની સંયુક્ત કૃતિ 'નાટ્યદર્પણ'માં નોંધે છે : જેવી રીતે ભાસે રચેલા 'સ્વપ્નવાસવદત્ત'માં કહ્યું છે, 'પુષ્પો પગથી કચડાયેલાં છે અને શિલાની સપાટી સહેજ ઉષ્માભરી લાગે છે. ચોક્કસ અહીં શિલા ઉપર કોઈક સ્ત્રી બેઠેલી હશે મને જોઈને એકદમ જતી રહી'[૧૦]

ભાસના કર્તૃત્વની ચર્ચામાં નાટ્યદર્પણનો આ ઉલ્લેખ ખૂબ ઉપયોગી છે, કારણ કે અહીં ભાસ અને તેના નાટક સ્વપ્નવાસવદત્ત બન્નેનો સાથે નિર્દેશ છે ત્રિવેન્દ્રમનાટકોમાંનું સ્વપ્નવાસવદત્ત નાટક એ જ આ નાટ્યદર્પણમાં ઉલ્લેખાયેલું સ્વપ્નવાસવદત્ત છે, આ બાબતમાં કેટલાક વિદ્વાનો શંકા ઉઠાવે છે, કારણ કે 'નાટ્યદર્પણ'માં ટાંકેલો 'સ્વપ્નવાસવદત્ત'નો ઉપર્યુક્ત શ્લોક હાલના સ્વપ્નવાસવદત્ત નાટકમાં નથી. છતાં એ શ્લોકને સ્વપ્નવાસવદત્તના ચોથા અંકમાં ગોઠવી શકાય એવું પણ એક સૂચન છે. તેથી 'નાટ્યદર્પણ'માં ઉલ્લેખાયેલ સ્વપ્નવાસવદત્ત અને હાલનું સ્વપ્નવાસવદત્ત બને જુદી કૃતિઓ છે એમ માનવા કરતાં ઉપર્યુક્ત શ્લોક લહિયાની સરતચૂકથી હાલના નાટકમાં નહિ ઊતરી આવ્યો હોય એમ માનવું યોગ્ય લાગે છે.

---

૧૦. यथा भासकृते स्वप्नवासवदत्ते—
पादाक्रान्तानि पुष्पाणि सोष्म चेदं शिलातलम् ।
नूनं काचिदिहासीना मां दृष्ट्वा सहसा गता ।

આમ કેટલાક ઉલ્લેખો માત્ર ભાસને લગતા છે, કેટલાક માત્ર નાટકને, ખાસ કરીને સ્વપ્નવાસવદત્તને લગતા છે છેલ્લા બે ઉલ્લેખો ભાસ અને નાટક બન્ને વિષે છે તેથી જ તે ભાસના કર્તૃત્વની ચર્ચામાં ખૂબ ઉપયોગી છે શ્રી પુસાલ્કર નોંધે છે નાટ્યદર્પણની સાથે રાજશેખરનું પ્રમાણ નિશ્ચયપૂર્વક સાબિત કરી આપે છે કે સ્વપ્નવાસવદત્તનો લેખક ભાસ જ હતો [11]

## (ઘ) ભાસનું કર્તૃત્વ

ત્રિવેન્દ્રમનાટકોનો કર્તા કોણ એ વિષે ત્રણ મતો પ્રચલિત છે (૧) આ નાટકોના લેખક તરીકે ભાસને સ્વીકારનાર અનુકૂલ પક્ષ, (૨) આ તેરે ય નાટકોના લેખક તરીકે ભાસને નહિ સ્વીકારનાર પ્રતિકૂલ પક્ષ અને (૩) જ્યાં સુધી પૂરતા પુરાવાઓ ન મળી આવે ત્યાં સુધી આ નાટકો ભાસના છે અથવા ભાસના નથી એમ નિશ્ચયપૂર્વક કહી શકાય નહિ એમ માનનાર તટસ્થ પક્ષ

**અનુકૂલ પક્ષ :**

ત્રિવેન્દ્રમનાટકોને શોધી કાઢનાર મહામહોપાધ્યાય ટી ગણપતિ શાસ્ત્રી, ડૉ કીથ, ડૉ એ ડી પુસાલ્કર વગેરે વિદ્વાનો માને છે કે આ બધા નાટકોનો લેખક ભાસ જ છે આ મતમાં નાટકોના અન્તર્ગત પુરાવાઓને આધારે પહેલાં એમ નક્કી કરવામાં આવે છે કે આ બધા નાટકોનો કર્તા એક જ હોવો જોઈએ અને પછી એ એક કર્તા ભાસ જ હોવો જોઈએ, એમ સાબિત કરવાનો પ્રયત્ન કરવામાં આવે છે

**પુરાવાઓ :**

**(૧) નાન્દી :** સામાન્ય સંસ્કૃત નાટકોમાં સર્વપ્રથમ નાન્દી શ્લોક આપવામાં આવે છે તેના પછી સૂત્રધાર આવીને પ્રસ્તાવના શરૂ કરે છે જ્યારે ત્રિવેન્દ્રમનાટકોમાં નાન્દી શ્લોક હોતો નથી પણ नान्द्यन्ते प्रविशति

11 This testimo y of राजशेखर coupled with that of the नाट्यदर्पण conclusively Bhsa's authorship of the Swapna. (Bhasa A Study)

સૂત્રધાર અર્થાત્ 'નાન્દી પૂરી થયા બાદ સૂત્રધાર પ્રવેશે છે' એ નાટ્યસૂચનાથી નાટકનો પ્રારંભ થાય છે અનન્તર, સૂત્રધાર જે પ્રથમ શ્લોક બોલે છે તે પણ નાન્દીને મળતો જ હોય છે આમ, ત્રિવેન્દ્રમનાટકોમા સૂત્રધારના પ્રવેશ પહેલા અને પછી એમ બે વખત નાન્દી થાય છે, એ આ નાટકોનુ એક આગવુ નોંધપાત્ર લક્ષણ છે

**(૨) સ્થાપના :** સામાન્ય સંસ્કૃત નાટકોમા નાટકની શરૂઆતના નાટકના લેખક, વસ્તુ તેમજ નાટકના નામ વિષે માહિતી આપતા વિભાગને 'પ્રસ્તાવના' કહેવામા આવે છે ત્રિવેન્દ્રમનાટકોમા એ ભાગને 'સ્થાપના' કહેલ છે વળી પ્રસ્તાવનામાં અપાય છે તેવી નાટક અંગેની માહિતી આ ત્રિવેન્દ્રમનાટકોમા મળતી નથી આ લક્ષણ સૂચવે છે કે આ નાટકોનો કર્તા એક જ હોવો જોઈએ

**(૩) સામાન્ય વાક્ય** ત્રિવેન્દ્રમના નવ નાટકોની સ્થાપનામા આ વાક્ય સમાન રીતે મળી આવે છે एवम् आर्यमिश्रान् विज्ञापयामि । अये, किन्नु खलु मयि विज्ञापनव्यग्रे शब्द इव श्रूयते । अग पश्यामि । લેખક એક જ હોય તો જ આવુ સમાન શબ્દરચનાવાળુ વાક્ય સંભવી શકે જો કે પ્રતિજ્ઞાયૌગન્ધરાયણ પ્રતિમાનાટક, ચારુદત્ત અને અવિમારક એ ચાર નાટકોની સ્થાપનામા આ વાક્ય નથી

**(૪) ભરતવાક્ય** નાટકના અંતિમ શ્લોકને 'ભરતવાક્ય' કહે છે ચારુદત્ત અને દૂતઘટોત્કચ એ બે નાટકોમાં ભરતવાક્ય મળતુ નથી બાકીનાં ૧૧ નાટકોના ભરતવાક્યો લગભગ સમાન અર્થવાળાં છે ભરતવાક્યોની સમાનતાને આધારે પણ અનુમાન કરી શકાય કે ત્રિવેન્દ્રમનાટકો જુદા જુદા કર્તાઓની કૃતિઓ નથી, તેમનો લેખક એક જ છે

**(૫) સ્વરૂપ સામ્ય** ત્રિવેન્દ્રમનાટકોમા સ્વરૂપગત સામાન્ય લક્ષણો પણ છે (अ) निष्क्रम्य–प्रविश्य એ નાટ્ય સંજ્ઞાનો વારંવાર પ્રયોગ થયો છે, જેમા રંગમંચ પરનુ પાત્ર બહાર જઈને તરત જ પાછુ ફરે છે (ब) आस्तावत्–પાણી લાવો તો' આ શબ્દપ્રયોગ પ્રતિજ્ઞાયૌગન્ધરાયણ પંચરાત્ર, દૂતવાક્ય, અભિષેક, મધ્યમ વ્યાયોગ વગેરે નાટકોમા મળી આવે છે (क) ત્રિવેન્દ્રમનાટકોમા કેટલીકવાર પાણિનીય વ્યાકરણના નિયમોનું ચુસ્તપણે પાલન કરવામા આવતુ નથી પાણિનિ સૂત્ર (૨ ૩ ૨૯) પ્રમાણે ઋતે (સિવાય) શબ્દ પાંચમી વિભક્તિ સાથે વપરાય છે, જ્યારે પ્રતિજ્ઞા

યૌગંધરાયણ (૧૪)માં अनुरागम् श्रृतं એમ પાચમીને બદલે બીજી વિભક્તિનો પ્રયોગ કરવામાં આવ્યો છે (ङ) ભરત મુનિના નાટ્યશાસ્ત્રના નિયમોનું પાલન ત્રિવેન્દ્રમનાટકોમાં કેટલેક સ્થળે થયેલું નથી. દા. ત. ઊરુભંગ નાટકમાં રંગમંચ પર દુર્યોધનનું મૃત્યુ બતાવેલું છે. જે નાટ્યશાસ્ત્રના નિયમથી વિરુદ્ધ છે. એવી જ રીતે ભાસે સ્વપ્નવાસવદત્તમાં રંગમંચ પર શયનનું દૃશ્ય બતાવ્યું છે અને પાણી પણ મંગાવ્યું છે (च) રાજા જેવી વ્યક્તિ પસાર થાય ત્યારે રસ્તા પરથી લોકોને દૂર કરવા માટે उस्सरत, उस्सरत, आर्या- उस्सरत। આઘા ખસો, આઘા ખસો સજ્જનો, આઘા ખસો, એ સમાન વાક્યનો પ્રયોગ કેટલાંક નાટકોમાં મળી આવે છે.[૧૨]

આવી કેટલીક સ્વરૂપગત સમાનતાઓ સૂચવે છે કે ત્રિવેન્દ્રમનાટકોનો કર્તા એક જ અને તે ભાસ જ હોવો જોઈએ.

**અન્ય પુરાવાઓ :** ત્રિવેન્દ્રમનાટકોનો કર્તા ભાસ છે એમ સાબિત કરવા માટે બે ઉલ્લેખો મહત્ત્વના છે. (૧) રાજશેખરે કરેલો ઉલ્લેખ અને (૨) રામચંદ્ર-ગુણચંદ્રે કરેલો ઉલ્લેખ.

(૧) ડૉ. ગણપતિ શાસ્ત્રીએ રાજશેખરના 'કવિવિમર્શ'માંથી સૂક્તિમુક્તાવલિ'માં લેવાયેલા भासनाटकचक्रेऽपि એ શ્લોકને એક આધાર તરીકે ટાંકેલ છે. રાજશેખર ભાસના નાટકસમૂહનો ઉલ્લેખ કરે છે. સ્વપ્નવાસવદત્ત નાટક તેમાંનું એક છે ત્રિવેન્દ્રમનાટકો એ જ રાજશેખરે બતાવેલો નાટકસમૂહ છે. રાજશેખર પોતે દર્શાવેલા નાટકસમૂહના લેખક તરીકે ભાસનો નિર્દેશ કરે છે. તેથી ત્રિવેન્દ્રમનાટકોનો લેખક પણ ભાસ જ હોવો જોઈએ.

અલબત્ત, શ્રી કૃષ્ણમાચારીયર તેમના ઇતિહાસમાં નારાયણ શાસ્ત્રીનો મત વિગતવાર ટાંકે છે, જેમાં મૂળ 'કવિવિમર્શ''માંથી કેટલાક શ્લોકો આપેલા છે. આ શ્લોકોમાં એવું જણાવ્યું છે કે ભાસ એ જ ધાવક હતો અને તેણે 'પ્રિયદર્શિકા' તથા 'રત્નાવલી' નામનાં નાટકો લખ્યાં હતાં આ મત ધ્યાનમાં લેવામાં આવે તો ગણપતિ શાસ્ત્રીએ ટાંકેલા ઉપર્યુક્ત શ્લોકનું મહત્ત્વ ઓછું થઈ જાય છે. વળી, દાસગુપ્તાએ નોંધ્યું છે તેમ કેટલાક

૧૨ જુઓ : પ્રતિજ્ઞાયૌગન્ધરાયણ ચોથા અંકના મુખ્ય દૃશ્યનો અને સ્વપ્નવાસવદત્તના પ્રથમ અંકનો પ્રારંભ

વિદ્વાનો કવિવિમર્શ ગ્રંથના રાજશેખરરચિત હોવા વિશે શંકા ધરાવે છે[13] આ બધું જોતાં શ્રી ગણપતિ શાસ્ત્રીની દલીલનો મુખ્ય આધાર અસ્થિર બની જતો લાગે છે

(૨) નાટ્યદર્પણનો यथा भासकृते स्वप्नवासवदत्त એ ઉલ્લેખ સ્પષ્ટ કરે છે કે સ્વપ્નવાસવદત્તનો લેખક ભાસ છે ત્રિવેન્દ્રમનાટકોમાં એક નાટક તે સ્વપ્નવાસવદત્ત છે અને તેનો લેખક ભાસ છે તેથી તેની સાથે મળી આવેલા બાકીનાં બાર નાટકોનો લેખક ભાસ જ હોવો જોઈએ

આ રીતે અનુકૂળ પક્ષના વિદ્વાનો ત્રિવેન્દ્રમનાટકોનો કર્તા ભાસ છે એમ સ્વીકારે છે

પ્રતિકૂળ પક્ષ :

શ્રી પિશારોટી અને ડૉ બાર્નેટ જેવા કેટલા વિદ્વાનો આ નાટકોના કર્તા તરીકે ભાસને સ્વીકારતા નથી આ પક્ષમાં પણ નીચે મુજબના જુદા જુદા મતો છે

(અ) પ્રૉ એ કૃષ્ણ પિશારોટી માને છે કે કેટલાંક ત્રિવેન્દ્રમનાટકોનો કર્તા શક્તિભદ્ર છે કારણ કે શક્તિભદ્રે લખેલા 'આશ્ચર્યચૂડામણિ' નાટક અને કેટલાક ત્રિવેન્દ્રમનાટકો વચ્ચે અમુક સમાનતાઓ મળી આવે છે

(બ) શ્રી એ આર સરસ્વતી 'મૃચ્છકટિક'ના લેખક શૂદ્રકને કેટલાક ત્રિવેન્દ્રમનાટકોનો કર્તા માને છે કારણ કે શૂદ્રકે લખેલા મૃચ્છકટિક' અને ત્રિવેન્દ્રમનાટક 'ચારુદત્ત' વચ્ચે કેટલીક સમાનતાઓ છે

(ક) શ્રી કે આર પિશારોટી વગેરે વિદ્વાનો માને છે કે ત્રિવેન્દ્રમનાટકો કેરલના જ છે આ સાબિત કરવા તેઓ પ્રતિમાનાટકમાં મળતા કેટલાક રિવાજોનો આધાર લે છે શ્રી પિશારોટી એમ પણ માને છે કે આ નાટકો કેરલની ચાકયાર નટમંડળીએ લખેલાં છે એટલા માટે જ તેમાં કેટલીક સમાનતાઓ દેખાય છે

અહીં આનો વિરોધી મત નોંધવો જોઈએ છે પ્રૉ પરાજ્પે વગેરે વિદ્વાનો માને છે કે સામાન્ય નટ સ્વપ્નવાસવદત્ત જેવાં નાટકો લખી જ ન શકે કદાચ નટોએ જૂનાં નાટકોમાં પરિવર્તનો કર્યાં હોય જો આમ

૧૩ વાંચો Doubts have also been raised by other scholars as to whether कविविमर्श is at all a work of राजशेखर or not

થયુ હોય તો પણ એ નાટકોના મૂળ લેખક તરીકે તો ભાસને સ્વીકારી શકાય. કાલિદાસ કે શેક્સપિયરનાં નાટકોમાંથી રૂપાંતર કરીને રંગમચ માટે અમુક ભાગ અનગ કરવામા આવે તો પણ તેના મૂળ લેખકનુ કર્તૃત્વ બદલાઈ જતુ નથી

(૬) મહામહોપાધ્યાય ગણપતિ શાસ્ત્રી ત્રિવેન્દ્રમનાટકોને કાલિદાસ પહેલા થઈ ગયેલા ભાસના માને છે જ્યારે ડૉ બાર્નેટ વગેરેના મતે ત્રિવેન્દ્રમનાટકો લગભગ સાતમી સદીમા પાડ્ય રાજાઓના દરબારી કવિએ લખેનાં છે અન્ય મત પલ્લવ રાજાના દરબારી કવિને નાટકોનો કર્તા માને છે

આમ, વિભિન્ન મતો દર્શાવતા કેટનાક વિદ્વાનો ત્રિવેન્દ્રમનાટકોના કર્તા તરીકે ભાસને સ્વીકારતા નથી

**તટસ્થ પક્ષ :**

જ્યાં સુધી પૂરતા પુરાવા ન મળે ત્યા સુધી ત્રિવેન્દ્રમનાટકો ભાસના જ છે અથવા ભાસનાં નથી જ એમ કહી શકાય નહિ, એમ આ પક્ષના વિદ્વાનો માને છે

અનુકૂળ કે પ્રતિકૂળ પક્ષમાં ભ ગ્યે જ કોઈ એવી દલીલ હોય કે જેને પ્રતિદલીલથી તોડી ન શકાય તેથી, શ્રી દાસગુપ્તા આ વિવાદને નાજુક રીતે સતુલિત થયેલો (Delicately balanced)માને છે પ્રતિપક્ષની એકાદ દલીન ઊમેરતા પલ્લુ તરત જ એ તરફ નમે છે આમ, બને પક્ષોમા સ્થિર અને ટકી શકે તેવુ પ્રમાણ ભાગ્યે જ દેખાય છે આથી આ આખા ય વિવાદને શ્રી દાસગુપ્તા 'દીર્ઘ વિવાદનો એક વટોળિયો' (a whirlwind of prolenged controversy) કહે છે

કેટનાક વિદ્વાનો ત્રિવેન્દ્રમના અમુક નાટકોને ભાસના માને છે અને બાકીનાં નાટકો વિષે તટસ્થ રહે છે

(૧) ડૉ વેબર સ્વપ્નવાસવદત્ત અને પ્રતિજ્ઞાયૌગન્ધરાયણ એ બન્ને નાટકોને ભાસરચિત માને છે પરતુ સમયને લીધે તેમાં થોડા ફેરફારો થયેલા છે એમ તેમને લાગે છે તેઓ જણાવે છે કે ચારુદત્ત, બાલચરિત અને અવિમારક ઘણુ કરીને ભાસના હશે, પણ બાકીનાં નાટકો વિષે અમને મોટો સંશય છે [૧૪]

---

૧૪ अवशिष्टाना विषये महती सन्दीति अस्माकम् । ( ડૉ વેબરે શ્રી પુસાલકરને સંસ્કૃતમાં લખેલો પત્ર )

(૨) શ્રી એમ કૃષ્ણમાચારીઅર માને છે કે સ્વપ્નવાસવદત્ત પ્રતિજ્ઞા યૌગન્ધરાયણ વગેરે સાત નાટકો ભાસના છે બાકીનાં ચાર નાટકોના કર્તા વિશે તે લખે છે કે આપણે વધારે પુરાવાની રાહ જોવી પડશે

(૩) શ્રી દાસગુપ્તા એક મત ટાંકતાં નોંધે છે કે સ્વપ્નવાસવદત્ત, પ્રતિજ્ઞાયૌગન્ધરાયણ અને ચારુદત્ત ભાસના છે, પરંતુ બાકીનાં નાટકોના લેખક વિશે હાલ કાંઈ ચોક્કસ કહી શકાય નહિ શ્રી દાસગુપ્તા માને છે કે બન્ને અંતિમ વલણ અપનાવતા બે પક્ષોની વચ્ચે એક ગંભીર મત છે એ મત પ્રમાણે પ્રથમ દૃષ્ટિએ વિચારતાં ત્રિવેન્દ્રમનાટકોનો લેખક ભાસ લાગે છે આમ છતાં વધારે પુરાવા મળતાં આ માન્યતામાં ફેરફાર થવાની શક્યતા ખરી હાલ મળતા પુરાવાઓને આધારે ત્રિવેન્દ્રમનાટકોના કર્તા વિશે કોઈ અંતિમ નિર્ણય લઈ શકાય નહિ

આમ, તટસ્થ પક્ષ કોઈ અંતિમ નિર્ણય તરફ ઢળતો નથી ■

## [ ૨ ]
## ભાસ : જીવન, સમય અને કૃતિઓ

શ્રી દાસગુપ્તા બે ભાસ હોવાની શંકા કરે છે, કાલિદાસ પૂર્વે પ્રાચીન નાટ્યકાર ભાસ હતો પરંતુ બાણ જેનો હર્ષચરિતમાં નિર્દેશ કરે છે તે ભાસ કાલિદાસ પૂર્વેનો કે પછીનો, બાણનો સમકાલીન, એ નક્કી કરી શકાતું નથી શ્રી દાસગુપ્તા પોતાની શંકા માટે રાજશેખરના મનાતા કવિવિમર્શનો આધાર લે છે પરંતુ શ્રી કૃષ્ણમાચારીઅર ટાંકેલા કવિવિમર્શના શ્લોકો અને એ શ્લોકો પરથી તારવેલા ટી એમ નારાયણ શાસ્ત્રીના કેટલાક મુદ્દાઓ ધ્યાનમાં લેવા જેવા છે તેમાં રત્નાવલી વગેરેના લેખક ભાસને શ્રીહર્ષનો સમકાલીન માનેલો છે, જે ઈ સ ની છઠ્ઠી સદીમાં થઈ ગયો, એમ નારાયણ શાસ્ત્રી માને છે

ભાસના જીવન વિશે ઐતિહાસિક માહિતી તો બાજુએ રહી પણ દંતકથા જેવી માહિતી યે નહીવત્ મળે છે

રાજશેખરનો મનાતો 'કવિવિમર્શ' નામનો ગ્રંથ આજે ઉપલબ્ધ નથી 'કાવ્યાનુશાસન'માં કેટલાક વાક્યો પણ હેમચંદ્રના હાલ ઉપલબ્ધ 'કાવ્યાનુશાસન'માં નથી આ બે અનિશ્ચિત આધારો જોતાં ભાસ વિશે

બહુ બહુ તો એટલું કહી શકાય કે ભાસ જન્મે ધાવક (ધોબી) હતો કવિ બનવાનો આધાર 'અમુક કુળમાં જન્મ લેવો' એ નથી તેથી આગળ જતાં ધાવક અથવા ભાસ મહાન કવિ બન્યો ભાસના નાટકોને પરીક્ષા માટે પંડિતોએ અગ્નિમાં ફેંક્યા, ત્યારે એમાંના સ્વપ્નવાસવદત્ત નાટકને અગ્નિ પણ બાળી શક્યો નહિ ૧૫

ભાસ મહાન કવિ બન્યો હોવા છતાં પોતાની પૂર્વદશા ભૂલ્યો નહિ અને તેણે ઘડાના ભાગેલા અર્ધા ટુકડા (ખર્પર)થી પાણી લાવવાનું કામ ચાલુ રાખ્યું. મશ્કરી કરવાની ઇચ્છાથી બીજા કવિઓએ વિક્રમાર્ક રાજાના આ દરબારી કવિ ભાસને 'ઘટખર્પર એવા નામથી બોલાવવાનું શરૂ કર્યું. સમય જતાં મહાકવિ ભાસને માટે 'ઘટકર્પર' નામ રૂઢ બની ગયું.૧૬

કાવ્યપ્રકાશની એક વાચના મુજબ ધાવક નામના કવિએ પોતાના નાટકો (રત્નાવલી વગેરે) હર્ષવર્ધન રાજાને વેચી દીધાં હતા અને રાજાએ તેને હર્ષે પુષ્કળ સંપત્તિ આપી હતી આ ધાવક એ જ ભાસ, પરંતુ હાલ આ મત સ્વીકાર્ય ગણાતો નથી.

આમ ભાસના જીવન વિષે કોઈ સાચી માહિતી મળતી નથી તેથી વિદ્વાનો ત્રિવેન્દ્રમનાટકોના આધારે કેટલાક અનુમાનો તારવે છે આ નાટકોમાં તપોવન અને યજ્ઞ વગેરેનો નિર્દેશ હોવાથી ભાસ કદાચ બ્રાહ્મણ હશે નાટકોની નાન્દી પરથી એવું જણાય છે કે કદાચ તે બલરામ કે વિષ્ણુનો ભક્ત હશે

---

૧૫ कारण तु कवित्वस्य न सम्पन्नकुलीनता ।
धावकोऽपि हि यद्भास कवीनामग्रिमोऽभवत् ॥
भासनाटकचक्रेऽपि छेकैः क्षिप्ते परीक्षितुम् ॥
स्वप्नवासवदत्तस्य दाहकोऽभून्न पावकः ॥
(કવિવિમર્શમાંથી શ્રી કૃષ્ણાચારીઅરે ઉદ્ધૃત કરેલા શ્લોકો)

૧૬ सम्प्रति पराकाष्ठाम् आरूढेनापि भासेन भूतपूर्वा स्वकीयदशा न विस्मृता । यतोऽनेन पूर्वचरित घटकर्परेण उदकवहनमेव प्रतिज्ञातम् । प्रतिज्ञा च इमाम् असहमाना परे कवयः परिहसितुमनसः विक्रमार्कसभ्यमेनं भास तज्जातिस्मारकघटकर्परनाम्ना व्यवजहु । क्रमेण च स एव व्यपदेशो भास महाकवे सुप्रसिद्ध सम्पन्न ।
(શ્રી કૃષ્ણમાચારીઅરે 'કાવ્યાનુશાસન'માંથી ઉદ્ધૃત કરેલાં વાક્યો)

કેટલાક માને છે કે ભાસ ઉજ્જૈનનો હશે. શ્રી વાચસ્પતિ ગૈરોલાના મતે તે દક્ષિણ ભારતનો, કદાચ ત્રાવણકોરનો નિવાસી હતો. કેટલાક 'ભરત–વાક્ય'માં આવતા हिमवद्विन्ध्यकुण्डलाम् (હિમાલય અને વિન્ધ્યાચલરૂપી કુંડળોવાળી પૃથ્વી) એ પદના આધારે ભાસને ઉત્તર ભારતનો વતની માને છે.

આ બધી માત્ર અટકળો જ છે કારણ કે ભાસના જીવન વિષે કોઈ પણ ઐતિહાસિક માહિતી મળતી નથી.

## (ગ) ભાસનો સમય

ગણ્યા ગાંઠ્યા સંસ્કૃત કવિઓને બાદ કરતાં સંસ્કૃતના મોટાભાગના કવિઓનો સમય અનિશ્ચિત છે. ભાસના સમય વિષે પણ એવી જ અનિશ્ચિતતા પ્રવર્તે છે. આથી ઈ. સ. પૂ. ૬૦૦ થી ઈ સ.ની ૧૧ મી સદીના ૧૭૦૦ વર્ષના ગાળામાં ભાસને જુદે જુદે તબક્કે મૂકવાના પ્રયાસો થયા છે.

**(૧) બાણ :** બાણનો સમય ઈ. સ. ૬૦૬–૬૪૭ (સાતમી સદીનો પૂર્વાર્ધ) છે અને સદ્‌ભાગ્યે એ ઐતિહાસિક પ્રમાણોથી નિશ્ચિત થયેલો છે. બાણે 'હર્ષચરિત'માં ભાસનો ઉલ્લેખ કર્યો છે, તેથી ભાસ ઈ. સ.ની છઠ્ઠી સદી પહેલાં થયા છે, એમ ચોક્કસ રીતે કહી શકાય. આથી, ઈ.સ.ની છઠ્ઠી સદી પછી ભાસને મૂકતા બધા મતો ઊડી જાય છે. એટલે એ મતોની ચર્ચા કરવી વ્યર્થ છે.

**(૨) કાલિદાસ :** કાલિદાસે 'માલવિકાગ્નિમિત્ર' નાટકમાં ભાસનો ઉલ્લેખ કર્યો છે. તેથી ભાસ કાલિદાસનો પુરોગામી છે એમાં કંઈ શંકા નથી. પણ કાલિદાસના પોતાના સમય વિષે જ બે મતો પ્રચલિત છે : (૧) ઈ.સ. પૂ. પહેલી સદી અને (૨) ઈ.સ.ની ચોથી સદી. તેથી કાં તો ભાસ ઈ.સ પૂ. બીજી–ત્રીજી સદીમાં અથવા તો ઈ.સ.ની બીજી–ત્રીજી સદીમાં થયો હશે; કારણ કે કાલિદાસે એક પ્રતિષ્ઠિત નાટકકાર તરીકે ભાસનો ઉલ્લેખ કરેલો છે. એવી પ્રતિષ્ઠા મેળવવા માટે ૧૦૦–૨૦૦ વર્ષનો સમય લાગે તેથી, કાલિદાસની ૧૦૦–૨૦૦ વર્ષ પહેલાં ભાસને મૂકી શકાય.

આમ, ઈ.સ.ની ચોથી સદીથી ઈ.સ.ની સાતમી સદી સુધીમાં ભાસને મૂકતા બધા મતો નકામા બની જાય છે. એટલે હવે આટલા મતો બાકી રહે છે : (૧) ઈ. સ.ની ત્રીજી સદી : શ્રી ભાંડારકર કીથ વગેરે. (૨) ઈ. સ.ની બીજી સદી : શ્રી સરૂપ, ગ્રેન કોનો વગેરે. (૩) ઈ. સ. પૂ. ત્રીજી

સદી · શ્રી કુલમણી', જાગીરદાર વગેરે (૪) ઈ સ પૂ ચોથી છઠ્ઠી સદી - ડૉ ગણપતિ શાસ્ત્રી શ્રી પુસાળકર વગેરે

**(૧) ઈ. સ.ની ત્રીજી સદી :** આ મત યોગ્ય લાગતો નથી. ભાસના 'અવિમારક' નાટકમા મામાની પુત્રી સાથેનુ લગ્ન સ્વીકાર્ય મનાયુ છે આ પ્રકારનાં લગ્ન પ્રત્યે મનુસ્મૃતિ અણગમો દર્શાવે છે મનુસ્મૃતિનો સમય ઈ સ પૂ બીજી અને ઈ સ ની બીજી સદીની વચ્ચે મનાય છે તેથી, મનુસ્મૃતિ પહેના થયેના ભાસને ઈ સ ની ત્રીજી સદીમાં મૂકી શકાય નહિ

**(૨) ઈ. સ.ની બીજી સદી** સ્ટેન કોનો ભાસના નાટકોના ભરતવાકયના રાજસિહ શબ્દથી ક્ષત્રપરાજા રુદ્રદામન પ્રથમ સમજે છે જો એમ હોય તો રુદ્રદામનના સમય સાથે અથવા ઈ સ ની બીજી સદીમા ભાસને મૂકી શકાય આ પ્રત પણ સ્વીકાર્ય લાગતો નથી કારણ કે ભાસના નાટકોના ભરતવાકયોમા સમગ્ર ઉત્તર ભારતનો ઉલ્લેખ છે સમગ્ર ઉત્તર ભારત સર્વપ્રથમ ઈ સ પૂ ત્રીજી સદીમા ચન્દ્રગુપ્ત મૌર્યના સમયમા એક શાસન નીચે આ યુ હતુ તેથી ભાસનો સમય ઈ સ પૂ ત્રીજી સદીની આસપાસ મૂકી શકાય

**(૩) ઈ. સ પૂ ત્રીજી સદી :** હરપ્રસાદ શાસ્ત્રી જેવા કેટનાક વિદ્વાનો ભરતવાકયના 'રાજસિંહ' શબ્દથી નન્દવશના કોઈક રાજાને સમજે છે જો એ માનએ તો નન્દવશના સમય સાથે ઈ સ પૂ ૪ સદીની આસપાસ ભાસને મૂકી શકાય એટલે ઈ સ પૂ ની ત્રીજી સદીનો મત પણ સ્વીકારી શકાય એમ નથી

**(૪) ઇ. સ. પૂ. ૪થી-૬ઠ્ઠી સદી .** ભાસ ઈ સ પૂ ૪થી-૬ઠ્ઠી સદીમા થઈ ગયો એ મતનુ સમર્થન ભાસના નાટકોના કેટલાક અ તર્ગત પુરાવાઓથી કરવામા આવે છે

**(क) અશ્વઘોષ અને ભાસ** અશ્વઘોષના બુદ્ધચરિત'નો એક શ્લોક काष्ठं हि मथ्नन् लभते हुताशम् (૧૩ ૬૦) અને ભાસના 'પ્રતિજ્ઞા-યૌગધરાનણ' નાટકનો એક શ્લોક काष्ठादग्निर्जायते मथ्यमानात् (૧ ૧૮) એ બન્ને મળતા આવે છે આમાં ત્રણ વિકલ્પોની શકયતા છે (૧) ભાસનુ અનુકરણ અશ્વઘોષે કર્યુ હશે અથવા (૨) અશ્વઘોષનુ અનુકરણ

ભાસે કર્યું હશે, અથવા (૩) બન્નેએ કોઈક જુદા જ મૂળ ગ્રંથમાંથી એ વિચાર લીધો હશે.

ડૉ. કીથ અશ્વઘોષને ભાસની પહેલાં મૂકે છે. પણ ડૉ. પુસાળકર વગેરે ભાસને ભારતનો સર્વપ્રથમ નાટકકાર માનીને અશ્વઘોષની પહેલાં મૂકે છે. પરંપરાગત માન્યતા પ્રમાણે અશ્વઘોષનો સમય ઈ. સ.ની પહેલી સદી છે. પુસાળકરના મતને અનુસરતાં ભાસને અશ્વઘોષ પહેલાં એટલે કે ઈ. સ. પૂ. પહેલી કે બીજી સદીમાં મૂકી શકાય. જો કે ભાસ અને અશ્વઘોષે ઉપર્યુક્ત વિચાર જુદા જ મૂળ ગ્રંથમાંથી લીધો હોય એવી પણ શક્યતા છે.

**(ખ) કૌટિલ્ય અને ભાસ:** કૌટિલ્યના અર્થશાસ્ત્રનો એક શ્લોક અને ભાસના પ્રતિજ્ઞાયૌગન્ધરાયણ નાટકનો એક શ્લોક આ બન્ને શ્લોકો એક સરખા છે.[૧૭] કાં તો કૌટિલ્યે ભાસના નાટકમાંથી અને કાં તો ભાસે કૌટિલ્યના અર્થશાસ્ત્રમાંથી અથવા તો આ બંનેએ કોઈ જુદા જ મૂળ ગ્રંથમાંથી આ શ્લોક લીધો હોય, એમ ત્રણ શક્યતાઓ અહીં પણ છે.

કદાચ ત્રીજો વિકલ્પ સાચો હોય, બંને માટે મૂળ ગ્રંથ કોઈક જુદો જ હોય. પરંતુ અમુક વિદ્વાનો કૌટિલ્યને ભાસની પહેલાં થયેલો અને અમુક વિદ્વાનો ભાસને કૌટિલ્યનો પુરોગામી માને છે. જો આ છેલ્લો મત સ્વીકારીએ તો, કૌટિલ્યને ચંદ્રગુપ્ત મૌર્યનો મંત્રી માનીને ઈ. સ. પૂ. ચોથી સદીમાં મૂકવામાં આવે છે તેથી ભાસને ઈ. સ. પૂ. ચોથી સદી પહેલાં મૂકી શકાય.

વળી, પ્રતિમાનાટકમાં ભાસે અર્થશાસ્ત્રના પ્રણેતા તરીકે બૃહસ્પતિનો ઉલ્લેખ કર્યો છે, કૌટિલ્યનો નહિ. આ પણ સૂચવે છે કે ભાસ કૌટિલ્યની પહેલાં થયો હશે.

**(ગ) ભાસનાં નાટકોનાં પાત્રો અને રાજકીય પરિસ્થિતિ:** ભાસના નાટકોમાં ઉદયન, દર્શક, પ્રદ્યોત મહાસેન વગેરે પાત્રો આવે છે. આ રાજાઓ ઈ. સ. પૂ. છઠ્ઠી સદીની આસપાસ થયા હોવાનું મનાય છે. તેથી ભાસનો સમય ઈ. સ. પૂ. ચોથી સદીની આસપાસ માની શકાય.

૧૭. नवं शरावं सलिलस्य पूर्णं सुसंस्कृतं दर्भकृतोत्तरीयम् ।
तत् तस्य मा भूत् नरकं स गच्छेद् यो भर्तृपिण्डस्य कृते न युध्येत ॥
(અર્થશાસ્ત્ર ૧૦.૩ અને પ્રતિજ્ઞા. ૪૨)

પ્રતિજ્ઞાયૌગન્ધરાયણમાં ભાસે મગધ, કાશીરાજ્ય, સૌરાષ્ટ્ર, મિથિલા વગેરે રાજ્યોનો ઉલ્લેખ કર્યો છે. [૧૮] આ રાજ્યો મૌર્યવંશની પહેલાંનાં છે. વળી, કાશીનુ રાજ્ય તો ઈ. સ. પૂ. ચોથી સદી પહેલા જ અસ્તિત્વમાં હતુ. આ રાજકીય ચિત્ર ભાસને ઈ. સ પૂ. ચોથી–પાંચમી સદીની આસપાસ મૂકવા પ્રેરે છે.

**(ઘ) બૌદ્ધધર્મના પ્રારભનો સમય :** પ્રતિજ્ઞાયૌગન્ધરાયણમાં 'બ્રાહ્મણ થવામાં પાપ છે' એવો નિર્દેશ, મદદે દોડી આવતા બૌદ્ધ સાધુઓ-શ્રમણકોને ઉદ્દેશીને કરેલો છે [૧૯] આ સ્થિતિ બૌદ્ધધર્મનો પ્રારભકાળ બતાવે છે. તેથી ભાસને ઈ. સ પૂ ૪થી–પમી સદીની આસપાસ મૂકી શકાય.

**(ચ) પ્રતિમાનાટકમાં ઉલ્લેખાયેલાં કેટલાંક શાસ્ત્રો :** ભાસના પ્રતિમાનાટકમાં માનવીય ધર્મશાસ્ત્ર, માહેશ્વર યોગશાસ્ત્ર, બૃહસ્પતિનુ અર્થ-શાસ્ત્ર વગેરે શાસ્ત્રોનો ઉલ્લેખ છે આ શાસ્ત્રો ઈ સ પૂ છઠ્ઠી સદી પહેલાના છે તેથી ભાસ એ સમયની આસપાસ એટલે કે. ઈ સ. પૂ ચોથી–પાંચમી સદીમા થયો હશે

**(છ) પાણિનિ અને ભાસ :** ભાસનાં નાટકોમાં પાણિનીય વ્યાકરણના નિયમોનુ ચુસ્તપણે પાલન થયેલુ નથી [૨૦] આથી એવું અનુમાન કરી શકાય કે પાણિનિનુ વ્યાકરણ સુપ્રતિષ્ઠિત થયુ તે પહેલાં ભાસ થઈ ગયો હોવો જોઈએ. ડૉ. ભડારકર પાણિનિનો સમય ઈ સ પૂ. ૭મી સદી સૂચવે છે તેથી, ભાસને તેના લગભગ બસો વર્ષ પછી એટલે કે ઈ સ. પૂ પાંચમી સદીમા મૂકી શકાય.

વળી, ભાસના નાટકોના સવાદો પરથી લાગે છે કે ભાસના સમયમાં સસ્કૃત ભાષા બોલાતી હશે. આ સમય ઈ. સ. પૂ ૪થી કે પમી સદી માની શકાય.

આમ, ભાસને ઈ સ. પૂ. ચોથી કે પાચમી સદીમા મૂકી શકાય.

---

૧૮. જુઓ : પ્રતિજ્ઞાયૌગન્ધરાયણ અક ૨ શ્લોક ૮

૧૯. જુઓ : પ્રતિજ્ઞાયૌગન્ધરાયણમા ત્રીજા અંકમાં વિદૂષકની ઉક્તિ : अघ ब्राह्मणभाव. । ईहामात्रकेण श्रमणकेनाभय दीयते ।

૨૦. જુઓ : પ્રતિજ્ઞાયૌગન્ધરાયણ અક ૧ શ્લોક ૪. વ્યાકરણના નિયમ અનુસાર अनुरागाद् स्नुते જોઈએ જ્યારે ભાસે अनुराग स्नुते એવો પ્રયોગ કર્યો છે.

## (ચ) ભાસની કૃતિઓ

**(૧) અભિષેક :** આ નાટકમા વાલિના મૃત્યુ પછી સુગ્રીવનો અને વનવાસ પછી રામનો એમ બે રાજ્યાભિષેકની વાત આવે છે તેથી આ નાટકનુ નામ 'અભિષેક' નાટક રાખ્યુ હોવુ જોઈએ. ૭ અંકના આ નાટકનુ કથાવસ્તુ રામાયણ પર આધારિત છે વાલિનો વધ, હનુમાનનુ સીતા પાસે લંકામા જવુ, રામ–રાવણનુ યુદ્ધ, સીતાની શુદ્ધિ, અયોધ્યામા રામનો રાજ્યાભિષેક વગેરે ઘટનાઓ તેમા નિરૂપેલી છે

**(૨) અવિમારક :** 'અવિ' એટલે ઘેટુ અને 'મારક' એટલે મારનાર આ નાટકમા ઘેટાનુ રૂપ ધારણ કરનાર રાક્ષસને વિષ્ણુસેન નામનો રાજકુમાર મારી નાખે છે તેથી નાટકના એ નાયકના નામ પરથી નાટકનુ નામ 'અવિમારક' રાખવામા આવ્યુ છે ૭ અંકોના આ નાટકમા વિષ્ણુસેન અને કુરંગીની પ્રણયકથા છે આ નાટકનુ વસ્તુ લોકકથા પર આધારિત છે.

**(૩) ઊરુભંગ** 'ઊરુ' એટલે જાંઘ અને 'ભંગ' એટલે ભાંગી નાખવી ભીમ ગદાથી દુર્યોધનની જાંઘ ભાગી નાખે છે, એ ઘટનાને લીધે નાટકનુ 'ઊરુભંગ' એ નામ સાર્થક છે આ એક અંકનુ નાટક છે ગદાયુદ્ધમા ભીમને હાથે ઘાયલ થયેલા દુર્યોધનની આગળ બલરામ પાંડવો તરફ રોષ પ્રગટ કરે છે અને તેમને પોતાના હળથી મારી નાખવા તૈયાર થાય છે પરંતુ દુર્યોધન તેમને વારે છે. ધૃતરાષ્ટ્ર ગાંધારી, દુર્યોધનની બે પત્નીઓ અને પુત્ર દુર્જય ઘાયલ દુર્યોધનને મળવા આવે છે આ બધા સ્વજનો સાથેનો ખાસ તો પુત્ર દુર્જય સાથેનો, મરવાની અણી પર રહેલા દુર્યોધનનો સંવાદ ખરેખર કરુણ છે અશ્વત્થામા આવીને પોતે વેર વાળશે એમ કહી દુર્યોધનને આશ્વાસન આપે છે પરંતુ દુર્યોધન તેને પણ શસ્ત્રત્યાગ કરવાનું કહે છે આખરે રંગભૂમિ પર જ દુર્યોધનનુ મૃત્યુ થાય છે

ભાસે ઊરુભંગમા દુર્યોધનના પાત્રને ઊંચુ ઉઠાવવા પ્રયાસ કર્યો છે સમગ્ર સંસ્કૃત નાટકોમા એકમાત્ર 'ઊરુભંગ' નાટક કરુણાન્ત મનાય છે

**(૪) કર્ણભાર** 'કર્ણનો ભાર' એટલે કર્ણની મોટી જવાબદારી અથવા મનના બોજારૂપ ચિંતા કેટલાકના મતે 'કર્ણ' એટલે કાનને ભારરૂપ એવાં કવચકુંડલ. કવચકુંડલના દાનની વાત પરથી નાટકને 'કર્ણભાર' એવુ નામ આપ્યુ છે કર્ણ સારથિ શલ્ય સમક્ષ પોતાના શાપની વિગત વર્ણવે છે. ખરે ટાણે અસ્ત્રવિદ્યા નિષ્ફળ જશે, એવો પરશુરામે આપેલો શાપ

કર્ણના મનમાં ઘોળાય છે. બ્રાહ્મણના વેષે કપટ કરીને ઇન્દ્ર તેની પાસેથી કવચકુંડળ પણ દાનમાં માગી લે છે. કર્ણની દાનવીરતા અને તેનું મનોમંથન આ નાટકમાં સુંદર રીતે વ્યક્ત થયાં છે.

**(૫) ચારુદત્ત** : આ નાટકમાં નાયક વણિક ચારુદત્તની વાત હોવાથી નાટકનું નામ 'ચારુદત્ત' છે. ચાર અંકોના આ નાટકમાં ચારુદત્ત અને ગણિકા વસન્તસેનાના પ્રણયની વાત છે. દરિદ્ર બનેલા ચારુદત્તના ઉમદા ગુણોથી વસન્તસેના આકર્ષાય છે. પરંતુ રાજાનો સાળો તેમાં વિઘ્નો ઊભા કરે છે. આ નાટકમાં ગણિકા, ચોર, જુગારી જેવી હલકી કક્ષાનાં પાત્રો હોવાથી સંસ્કૃતનાં અન્ય નાટકોથી તે જુદું પડે છે. ભાસના આ અપૂર્ણ નાટકને વિકસિત કરીને શૂદ્રકે 'મૃચ્છકટિક' નામક દસ અંકોનું પ્રકરણ લખ્યું, એવી માન્યતા છે.

**(૬) દૂતઘટોત્કચ** : આ નાટકમાં ભીમ અને હિડિમ્બાનો પુત્ર ઘટોત્કચ દૂતનું કાર્ય કરે છે. તેથી નાટકનું 'દૂતઘટોત્કચ' એવું નામ રાખ્યું છે. એક અંકના આ નાટકમાં મહાભારતનાં પાત્રો છે. પરંતુ ઘટોત્કચને કૃષ્ણના દૂત તરીકે કૌરવોની છાવણીમાં મોકલવાની વાત ભાસે પોતાની કલ્પનાથી ઉપજાવી કાઢેલી છે. ઘટોત્કચના સંદેશામાં કૃષ્ણે ધૃતરાષ્ટ્રને કહેવડાવ્યું કે અભિમન્યુના મૃત્યુથી જેવો અર્જુનને સંતાપ થયો તેવો તમને તમારા પુત્રોના મૃત્યુથી ન થાય તે માટે યુદ્ધ બંધ કરો. પરંતુ, દુર્યોધન એ વાત સ્વીકારતો નથી. નાટકમાં દુર્યોધન-ઘટોત્કચ વચ્ચે થયેલો સંવાદ નોંધપાત્ર છે.

**(૭) દૂતવાક્ય** : યુધિષ્ઠિરના આગ્રહને વશ થઈને શ્રીકૃષ્ણ પોતે દૂત બનીને સમાધાન કરવા માટે કૌરવો પાસે જાય છે. દૂતના રૂપે કૃષ્ણે કહેલ વાક્યોના આધારે નાટકનું નામ 'દૂતવાક્ય' છે. એક અંકના આ નાટકમાં શ્રીકૃષ્ણ અને દુર્યોધન વચ્ચે ઉગ્ર ચર્ચા થાય છે. છેવટે કૃષ્ણ સમાધાન કરે છે. દુર્યોધન તેમને બાંધવાનો નિષ્ફળ પ્રયાસ કરે છે. કૃષ્ણ વિરાટ સ્વરૂપ ધારણ કરે છે અને દુર્યોધનને મારવા સુદર્શન ચક્રને બોલાવે છે પણ ધૃતરાષ્ટ્ર તેમને શાંત કરે છે.

**(૮) પંચરાત્ર** : પાંચ રાત્રિઓની મુદતની વાતના આધારે ત્રણ અંકના આ નાટકનું નામ 'પંચરાત્ર' છે. દુર્યોધનને ત્યાં યજ્ઞમાં દ્રોણ એવી દક્ષિણા

માગે છે કે દુર્યોધને પાંડવોને તેમનો રાજ્યભાગ આપી દેવો. એ વખતે પાંડવો વિરાટ રાજાને ત્યાં અજ્ઞાતવાસમાં હતા. દુર્યોધન ગુરુ દ્રોણનું વચન એક શરતે સ્વીકારે છે. જો પાંચ રાત્રિ સુધી પાંડવો મળી આવશે તો પોતે રાજ્યભાગ આપી દેશે. પાંડવો પાંચ રાત્રિઓ પૂરી થતાં પહેલાં છતા થાય છે અને દુર્યોધન વચન પ્રમાણે તેમને રાજ્યનો ભાગ આપી દે છે.

**(૯) પ્રતિજ્ઞાયૌગન્ધરાયણ** : ચાર અંકોના આ નાટકમાં વત્સરાજ ઉદયનનો મંત્રી યૌગન્ધરાયણ ઉદયનને ઉજ્જયિનીની કેદમાંથી છોડાવવા માટે બે વાર પ્રતિજ્ઞાઓ લે છે. યૌગન્ધરાયણની એ પ્રતિજ્ઞાઓને આધારે આ નાટક 'પ્રતિજ્ઞાયૌગન્ધરાયણ' તરીકે ઓળખાય છે.

**(૧૦) પ્રતિમાનાટક** : મોસાળથી પાછા ફરતાં ભરત અયોધ્યાની બહાર આવેલા પ્રતિમાગૃહમાં વિશ્રાન્તિ માટે જાય છે. ત્યાં ઇક્ષ્વાકુવંશના મૃત રાજાઓની પ્રતિમાઓ રાખવામાં આવતી. તેમાં ભરત દશરથની પ્રતિમા પણ જુએ છે. પિતાનું મૃત્યુ થયું છે એ વાત જાણીને તે શોકથી મૂર્ચ્છિત બને છે. ભાસે કલ્પેલા પ્રતિમાગૃહના આ પ્રસંગના આધારે આ નાટક 'પ્રતિમાનાટક' તરીકે જાણીતું છે. સાત અંકોના આ નાટકમાં રામના અભિષેકની તૈયારી, કૈકેયીનાં વરદાન, રામનો વનવાસ, દશરથનું મૃત્યુ, ભરતનો શોક અને રામને મળીને થાપણ તરીકે રાજ્યની જવાબદારીનો સ્વીકાર, પિતૃશ્રાદ્ધ માટે કંચનમૃગ જરૂરી છે એવું બહાનું કાઢીને કપટી બ્રાહ્મણના વેશમાં આવેલા રાવણે કરેલું સીતાનું અપહરણ, રાવણનો વધ, રામનો અયોધ્યામાં રાજ્યાભિષેક વગેરે ઘટનાઓ નિરૂપેલી છે.

**(૧૧) બાલચરિત** : પુરાણોમાં વર્ણવેલી કૃષ્ણની બાલલીલાઓના આધારે આ નાટકમાં કૃષ્ણનું બાલચરિત્ર વર્ણવેલું છે. આ નાટક પાંચ અંકનું છે. કૃષ્ણનો જન્મ, નવજાત શિશુ કૃષ્ણને લઈને વાસુદેવનું મથુરામાંથી વ્રજમાં જવુ, નંદની નવજાત કન્યા સાથે કૃષ્ણની ફેરબદલી, વ્રજમાં કૃષ્ણની ગોવાળીયાઓ સાથે બાલલીલાઓ, પૂતનાવધ, કાલિયનાગનું દમન, કંસવધ વગેરે ઘટનાઓ આ નાટકમાં નિરૂપાયેલી છે.

**(૧૨) મધ્યમવ્યાયોગ** : આ નાટકમાં કુન્તીના ત્રણ પુત્રોમાંથી મધ્યમ પુત્ર ભીમની વાત હોવાથી અથવા એક બ્રાહ્મણના મધ્યમ પુત્રનો ભોગ લેવાની વાત આવતી હોવાથી આ નાટકનું નામ 'મધ્યમવ્યાયોગ'

છે માતા હિડિમ્બાની આજ્ઞાથી ઘટોત્કચ એક બ્રાહ્મણ પાસેથી તેના પુત્રને ભક્ષ માટે માગીને લઈ જાય છે આ બ્રાહ્મણપુત્ર જળાશયમા પાણી પીવા જાય છે તેને આવતા વાર લાગે છે એટલે ઘટોત્કચ 'મધ્યમ' કહીને બૂમ પાડે છે એ વખત, ભીમ પણ મધ્યમ હોવાથી ત્યાં જાય છે. તે બ્રાહ્મણપુત્રને છોડાવીને પોતે ઘટોત્કચની સાથે રવાના થાય છે હિડિમ્બા પોતાના પતિને જોતા જ ઓળખી જાય છે અને પુત્રને તેના પિતાની ઓળખાણ આપે છે

**(૧૩) સ્વપ્નવાસવદત્ત** છ અકના આ નાટકમાં આવતા સ્વપ્નદૃશ્યના આધારે નાટકનુ 'સ્વપ્નવાસવદત્ત' નામ પાડ્યુ છે પોતાની પ્રિયતમા વાસવદત્તાના સૌદર્યમા આસક્ત ઉદયનનુ રાજ્ય તેનો દુશ્મન આરુણિ પચવી લે છે ઉદયન વત્સદેશના સીમાડા પરના લાવાણક નામના ગામડામાં જઈને વસે છે મગધના રાજા દર્શકની બહેન પદ્માવતી ઉદયનની રાણી બનશે, એવી જ્યોતિષીઓની આગાહીના આધારે ઉદયનનો મત્રી યૌગન્ધરાયણ એક યોજના ઘડે છે તે મુજબ લાવાણકના મહેલમા આગ લાગી અને તેમા વાસવદત્તા તથા યૌગન્ધરાયણ બળી ગયાં, એવી અફવા ફેલાવી યૌગન્ધરાયણ વાસવદત્તા સાથે વેશપરિવર્તન કરીને નીકળી જાય છે મગધના તપોવનમા તે વાસવદત્તાને પોતાની બહેન તરીકે ઓળખાવી પદ્માવતીની પાસે થાપણ તરીકે રાખે છે. પછી ઉદયન પદ્માવતીના લગ્ન થાય છે આવન્તિકાના વેશમાં રહેલી વાસવદત્તા આ બધુ જુએ છે ઉદયન પણ વાસવદત્તાને ભૂલી શકતો નથી દરમિયાન તે પોતાનુ ગુમાવેલુ રાજ્ય પાછુ મેળવે છે ઉજ્જૈનથી મોકલાવેલા ઉદયન-વાસવદત્તાના ચિત્રને જોતાં જ પદ્માવતીને, આવન્તિકા એ જ વાસવદત્તા છે એવી શકા થાય છે. યૌગન્ધરાયણ પણ પોતાની થાપણ લેવા આવે છે ક્રમશ વાસવદત્તા પોતાના મૂળ સ્વરૂપમા પ્રગટ થાય છે.

આ તેર નાટકો ઉપરાંત, ગોડલ (સૌરાષ્ટ્ર)માંથી મળી આવેલા 'યજ્ઞફલ' નાટકને પણ કાલિદાસ શાસ્ત્રી ભાસનુ ગણાવે છે. એ નાટકમાં દશરથ રાજાને ત્યાં યજ્ઞના ફળરૂપે પુત્ર જન્મે છે. આ નાટક ભાસનુ છે એમ સામાન્યતઃ સ્વીકારવામાં આવતુ નથી.

# [ ૪ ]

## સ્વપ્નવાસવદત્ત :: અંકશઃ સમીક્ષા

### પૂર્વભૂમિકા

કૌશામ્બીનરેશ વત્સરાજ ઉદયન 'સ્વપ્નવાસવદત્ત'નો નાયક છે અને નાયિકા છે અવન્તિરાજ પ્રદ્યોત મહાસેનની પુત્રી વાસવદત્તા. ઉદયન કેવળ રૂપમાં કામદેવ, શક્તિમાં કુમાર કાર્તિકેય અને વીણાવાદનમાં યક્ષ જ નહોતો, સંયમમાં શંકર પણ હતો. તેનામાં અનુપમ સૌંદર્ય, અતૂટ શક્તિ, સંગીતનો શોખ અને અન્ય ગુણ સમન્વય પામ્યા હતા. આવા રાજા ઉદયન સાથે પ્રદ્યોત પોતાની લાડકવાયી પુત્રી વાસવદત્તાને પરણાવવા ઈચ્છતો હતો. ઉદયનની સંગીતપ્રિયતાને અનુલક્ષીને નાગવનનું કારસ્તાન યોજીને પ્રદ્યોતે ઉદયનને કેદ કરાવ્યો. ઉદયનને છોડાવવા તેના ચતુર અમાત્ય યૌગન્ધરાયણે નલગિરિ હાથીની યોજના ઘડી. એ અરસામાં કાત્યાષ્ટમીને દિવસે, જ્યારે ઉદયન જેલની બેરેકમાં આંટા મારતો હતો ત્યારે, તેણે ખુલ્લી પાલખીમાં બેઠી ભગવતી યક્ષિણીને મંદિરે જતી વાસવદત્તાને જોઈ. પ્રથમ નજરે જ તે બન્ને વચ્ચે પ્રેમ જાગ્યો, એકમેકથી આકર્ષાયાં. નલગિરિના પ્રસંગ પછી ઉદયનને નજરકેદી તરીકે રાખવામાં આવેલો. તેનાં બંધનો છોડી નાખવામાં આવ્યાં હતાં. એટલું જ નહિ, પણ તેને વાસવદત્તાના સંગીત-શિક્ષક તરીકે નીમવામાં આવ્યો. રોજ વાસવદત્તા ઉદયન પાસે વીણા શીખે. એમ કરતાં બન્ને વચ્ચે જાગેલો પ્રેમ દૃઢતર–દૃઢતમ થતો ગયો. બંનેએ ગાંધર્વ લગ્ન કર્યું. યૌગંધરાયણની યોજના મુજબ બન્ને ભદ્રાવતી હાથિણી પર બેસી કૌશામ્બી ભણી રવાના થઈ ગયાં. અંદરખાનેથી આ લગ્નમાં પ્રદ્યોતની સંમતિ તો હતી જ. ફલક પર ઉદયન–વાસવદત્તાનાં ચિત્રો દોરાવી તેણેય ઉજ્જયિનીમાં લગ્નોત્સવ ઉજવ્યો. આ કથા આપણને પ્રતિજ્ઞાયૌગંધરાયણમાંથી જાણવા મળે છે. હવે સ્વપ્નવાસવદત્તની ઘટના શરૂ થાય છે.

પ્રભુતામાં પગલાં માંડ્યા પછીનાં શરૂઆતનાં વર્ષો સ્વાભાવિક રીતે જ ઉદયન રાગ અને રમણી વચ્ચે અર્થાત્ સંગીત અને સ્ત્રી વચ્ચે વિતાવતો હતો. બન્ને રહ્યાં સહૃદય અને રસિક, મસ્ત યુવાન અને રૂપવાન, મોહક અને આકર્ષક. ઉદયન વાસવદત્તા સાથે અધિક સમય પસાર કરતો હતો. તે રાજ્ય ચલાવવામાં બેદરકાર બન્યો. પ્રેમમાં ડૂબી શ્રેય ચૂક્યો.

પડોશના કોઈ આરુણિ નામના શત્રુએ આ તકનો લાભ લઈ તેનું રાજ્ય જીતી લીધુ. ઉદયનને રાજધાની છોડી લાવાણક નામના એક ગામમાં રહેવુ પડ્યુ.

વત્સરાજ ઉદયનના બે પ્રધાન : યૌગંધરાયણ અને રુમણ્વાન. બન્ને હોશિયાર અને નિપુણ, ચાલાક અને ચતુર હતા. તેમાંના એક યૌગંધરાયણે વિચાર કરતા જાણી લીધુ કે બીજા કોઈ સદ્ધર રાજાની મદદ સિવાય આરુણિને હરાવવાનુ મુશ્કેલ હતુ. ઉદયન ફરીથી રાજ્ય કેવી રીતે મેળવે તેની તે વિમાસણમાં હતો. ઉદયને વાસવદત્તાનું અપહરણ કરેલું તેથી પ્રદ્યોત પાસે મદદ મેળવવાની આશા રાખવી વ્યર્થ હતી.

આ સમયે મગધ રાજ્યમાં દર્શક નામનો રાજા રાજ્ય કરે. તેને પદ્માવતી નામની એક નાની બહેન હતી. તે ખૂબસૂરત અને ભાગ્યશાળી હતી. પુષ્પકભદ્ર વગેરે જ્યોતિષીઓએ તેને માટે ભવિષ્ય ભાખેલુ કે તે ઉદયનની પત્ની બનશે. ઘણા રાજાઓ આ પદ્માવતી સાથે લગ્ન કરવા ઇચ્છતા. દર્શકની ઇચ્છા પોતાની બહેનને તે સમયના રૂપવાન, ગુણવાન અને કુળવાન એવા ઉદયનની સાથે પરણાવવાની હતી. પણ તેને એક વાંધો હતો : ઉદયન પરણેલો હતો. જ્યાં સુધી વાસવદત્તા હોય ત્યાં સુધી ઉદયન બીજી રાણી કરે નહિ જોષીઓના ભવિષ્યકથન પ્રમાણે જો ઉદયન પદ્માવતી સાથે પરણે તો તેનો રાજકીય હેતુ પાર પડે તેમ હતો. વૈવાહિક સંબંધો થતાં સ્વાભાવિક રીતે મગધરાજ દર્શક ઉદયનને લશ્કરી મદદ કરે અને તેનું રાજ્ય પાછુ મળે. તેથી યૌગંધરાયણ ઇચ્છતો હતો કે તેનો રાજા પદ્માવતી સાથ લગ્ન કરે, પણ એ લગ્નમાં બે ચીજ આડખીલીરૂપ હતી : (૧) ઉદયન વાસવદત્તા સાથે પરણેલો હતો. તેને તેના માટેનો પ્રેમ અલ્પકાલીન નહિ પણ કાયમી હતો; ઉપલક ન હોતો, પણ ઊંડો હતો; બાહ્ય નહોતો, આંતરિક હતો. જ્યા સુધી વાસવદત્તા હોય ત્યાં સુધી ઉદયન બીજી કોઈ કન્યા સાથે લગ્ન ન કરે ત નક્કર હકીકત હતી અને બુદ્ધિમાન પ્રધાન યૌગંધરાયણ તે જાણતો હતો. (૨) જ્યારે એક પત્ની હોય અને તેમાંય જો તે પત્નીને ઉદયન ચાહતો હોય તો દર્શક પોતાની બહેન પદ્માવતીને તેની સાથે પરણાવે નહિ. જ્યાં સુધી ઉદયનનો પ્રેમ મળવાની ચોક્કસ ખાત્રી ન થાય ત્યાં સુધી પોતાની બહેનને તેની સાથે કેવી રીતે પરણાવે ? આમ વાસવદત્તા યૌગંધરાયણના માર્ગમાં બેવડી આડખીલી રૂપ હતી.

રાજ્ય પાછું મેળવવું હોય તો વાસવદત્તાને ઠેકાણે પાડવી જ જોઈએ. ઉદયન–વાસવદત્તાને જુદાં પાડવાં જ જોઈએ. વાસવદત્તાએ યૌગંધરાયણના કહ્યાથી અજ્ઞાતવાસ સ્વીકારવાની હા પાડી. જો રાજ્ય અને રાજાનું ભલું થતું હોય તો થોડા સમય માટે તે પતિથી છૂટી પડવા તૈયાર હતી. એ તેના મનની વિશાળતા દર્શાવે છે. પણ વાસવદત્તા જેવી સ્ત્રીને સંતાડવી ક્યાં, એ પણ એક સવાલ હતો. જ્યારે ઉદયન–વાસવદત્તાનું પુનર્મિલન થાય ત્યારે ઉદયનને વાસવદત્તાના ચારિત્ર્યની લેશમાત્ર શંકા ન આવવી જોઈએ એ પણ યૌગંધરાયણે જોવાનું હતું. નહિતર વાસવદત્તાની સ્થિતિ રામાયણની સીતા જેવી થાય.

અગાઉ જણાવ્યા મુજબ ઉદયન, વાસવદત્તા વગેરે લાવાણકમાં રહેતાં હતાં. એકવાર રાજા શિકાર કરવા ગયો. યૌગંધરાયણે લાવાણકમાં રાજમહેલને આગ મૂકી ફૂંકી માર્યો. સાથે સાથે અફવા વહેતી કરી કે આગ લાગતાં વાસવદત્તા અંદર સળગી ગઈ અને પ્રધાન યૌગંધરાયણ પણ તેને બચાવવા જતાં બળી મર્યો. ખરી રીતે તે બંને વેશપલટો કરીને ત્યાંથી નીકળી ગયાં હતાં. યૌગંધરાયણ હતો પરિવ્રાજક–સંન્યાસીના વેશમાં અને વાસવદત્તા હતી આવંતિકા–અવંતીની એક સામાન્ય સ્ત્રીના વેશમાં. અહીંથી સ્વપ્નવાસવદત્ત નાટકનું પ્રથમ દૃશ્ય શરૂ થાય છે.

## પહેલો અંક

**સ્થળ અને સમય** : મગધ રાજ્યની રાજધાની રાજગૃહની સરહદે આવેલું તપોવન આ અંકનું ઘટનાસ્થળ છે. સમય નાટકના પ્રસંગો કઈ ઋતુમાં બન્યા, એ અંગે નાટકકારે પ્રસ્તાવનામાં કહ્યું નથી. પણ, ચોથા અંકમાં વિદૂષક શરદ્‌ઋતુના હંસ તાપનો ઉલ્લેખ કરે છે અને ઉદયન કાશપુષ્પના પરાગને શરદ્‌ઋતુના ચંદ્ર જેવો ગૌરવર્ણનો કહે છે. ડૉ. જી. કે. ભટ્ટના મત પ્રમાણે તપોવનમાં પદ્માવતી સાથે યૌગંધરાયણનો ભેટો થયો ત્યારથી ઉજ્જયિની ભણી પ્રયાણ સુધીના નાટ્યવસ્તુને લગતો આખો સમય લગભગ એક પખવાડિયાનો સમન્વય છે. તેથી પ્રથમ અંકનો સમય શરદ્‌ઋતુનો કોઈક દિવસે સવારનો છે. મધ્યાહ્‌ને લાવાણકથી બ્રહ્મચારી આવ્યો તે પહેલાં યૌગંધરાયણ વાસવદત્તાને પદ્માવતી પાસે ન્યાસ તરીકે મૂકે છે એ ઘટના બપોર પહેલાં એકાદ બે કલાકે બની હશે. અંકને અંતે તપોવનની સાંજનું વર્ણન છે. તેથી અંકનો આરંભ સવારના લગભગ

દસ–અગિયાર વાગે અને અંત એજ દિવસે સાંજના લગભગ ૭ વાગે થયો હોય એમ લાગે છે.

પ્રથમ અંકની ઘટનાને આપણી અનુકૂળતા ખાતર ત્રણ દશ્યોમાં વહેંચી શકીએ : (૧) સ્થાપના, (૨) વાસવદત્તાને ન્યાસ મૂકવાનો પ્રસંગ અને (૩) બ્રહ્મચારી પ્રસંગ.

**(૧) સ્થાપના** : નાન્દીને અંતે સૂત્રધાર પ્રવેશ કરે છે. તે નાન્દી-શ્લોક બોલે છે. એમાં બલરામની સ્તુતિ છે. પછી સૂત્રધાર પ્રેક્ષકોને કંઈક વિનંતિ કરવા જાય છે ત્યાં નેપથ્યમાંથી કાંઈક અવાજ સંભળાય છે : 'આઘા ખસો, આઘા ખસો.' તપાસ કરવા જતાં શા માટે લોકોને દૂર હટાવવામાં આવે છે તેનું તેને કારણ સમજાય છે. 'રાજકન્યા પદ્માવતીને અનુસરતા વફાદાર નોકરો વડે તપોવનના સર્વ લોકોને તોછડાઈથી દૂર હટાવવામાં આવે છે'

આ સ્થાપના સબંધી આટલી બાબતો નોંધપાત્ર છે : (૧) સંસ્કૃત નાટકની શરૂઆતમાં આવતા આ પ્રકારના નાના દશ્યને પ્રસ્તાવના કે આમુખ કહેવામાં આવે છે. તેમાં સૂત્રધાર અને નટી અથવા પારિપાર્શ્વક વચ્ચે સંવાદ થતો હોય છે. ભાસનાં નાટકોની તથા બીજા કેટલાક દાક્ષિણાત્ય નાટકોની એ વિશિષ્ટતા છે કે એમાં પ્રસ્તાવનાને સ્થાપના કહેવામાં આવેલ છે. (૨) પારિભાષિક રીતે જોઈએ તો આ સ્થાપના પ્રયોગાતિશય પ્રકારની છે. (૩) અહીં સૂત્રધારની એકોક્તિ છે. તેનો બીજા કોઈ પાત્ર સાથે સંવાદ નથી (૪) અન્ય સંસ્કૃત નાટકોની જેમ અહીં નાટક કે નાટકકાર વિશે કોઈ માહિતી નથી તેમજ કોઈ ઋતુને ઉદ્દેશીને ગીત નથી. (૫) નાન્દી શ્લોકમાં મુદ્રાલંકાર દ્વારા નાટકનાં મુખ્ય પાત્રોનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. (૬) તે પ્રથમ અંકના મુખ્ય દશ્યને યોગ્ય રીતે શરૂ કરી આપે છે.

**(૨) વાસવદત્તાને ન્યાસ મૂકવાનો પ્રસંગ** : પ્રથમ અંકના મુખ્ય દશ્યનો પડદો ઊપડે છે ત્યારે પદ્માવતી તપોવનની મુલાકાત લેનાર હોવાથી વનમાંથી લોકોની ઉત્સારણા કરતા દર્શકના બે સૈનિકો રંગમંચપર દેખાય છે. તે વખતે પરિવ્રાજક–સંન્યાસીના વેષમાં વત્સરાજ ઉદયનનો અમાત્ય યૌગંધરાયણ અને આવંતિકાના વેષમાં રહેલી અર્થાત્ ઉજ્જયિની–નિવાસી સ્ત્રીના વેષમાં રહેલી વાસવદત્તા પ્રવેશ કરે છે. હુકમ છોડીને શાંત તપોવનને ગામડું બનાવાય છે તે યૌગંધરાયણને ગમતું નથી. આ વખતે,.

દૂર જવાનું કહેવાયું હોવાથી વાસવદત્તાને અપમાન લાગે છે. તેને મનદુઃખ થાય છે, તેનો જરા મિજાજ જાય છે. પણ યૌગંધરાયણ તેને સમજાવે છે : નહીં ઓળખાયેલા દેવો પણ અપમાનિત થાય છે તમે તો આ બાબત ભોગવીને છોડી દીધી છે. પહેલાં તમે પણ આવી જ રીતે રૂઆબભેર જતાં હતાં. તમારા સ્વામીનો વિજય થતાં ફરીથી શ્લાઘનીય રીતે તમે જશો કાળક્રમ પ્રમાણે ફરતુ જગતનું ભાગ્યચક્ર પૈડાના આરાની હારમાળાની જેમ ફરે છે.

ત્યારબાદ આવેલ કાંચુકીય મનસ્વીઓ પ્રત્યે કઠોર વર્તન નહિ આચરવા સૈનિકોને જણાવે છે. તેની વિવેકી દૃષ્ટિ જોતાં યૌગંધરાયણ અને વાસવદત્તા તેની પાસે જાય છે. યૌગંધરાયણ તેને ઉત્સારણાનુ પ્રયોજન પૂછે છે. કાંચુકીય યૌગંધરાયણને મોઃ તપસ્વિન્ કહીને સંબોધે છે. 'તપસ્વી' એ ઉત્તમ સંબોધન હોવા છતાં, તેનાથી તે ટેવાયેલો નહિ હોવાથી તેને તે અનડું લાગે છે તેના મનમા તે બરાબર બંધબેસતુ નથી. કાંચુકીય યૌગંધરાયણને જણાવે છે કે મહારાજા દર્શકની બહેન પદ્માવતી, આશ્રમમાં રહેતાં રાજમાતા મહાદેવીને મળીને તેમની રજા લઈ રાજગૃહ જનાર છે. તેથી આજે અહીં આશ્રમમાં રહેવાની તેમને ઈચ્છા છે. તે જણાવે છે કે આશ્રમવાસીઓએ પોતાના નિત્યકર્મો નિર્ભયતાથી કરવાં, કેમકે પદ્માવતી ધર્મક્રિયા હોઈ તપસ્વીઓના કામમાં ખલેલ પહોંચાડવાનુ તેને ગમે જ નહિ.

પદ્માવતીનું નામ સાંભળી યૌગંધરાયણને તેના તરફ મમતા જાગે છે. કારણ કે પુષ્પકભદ્ર વગેરે જોષીઓએ 'તે ઉદયનની રાણી બનશે' એવું ભવિષ્ય ભાખ્યુ હતું. તે પોતે જ કહે છે તેમ અતિદેષ કે ખૂબ માન માનસિક વિચારમાંથી ઉપજે છે પદ્માવતી રાજપુત્રી છે એ સાંભળી વાસવદત્તાના મનમાં તેના પ્રત્યે સખીનો સ્નેહ જાગે છે.

દાસીઓથી અનુસરાયેલી પદ્માવતી પ્રવેશ કરે છે. તેનું તાપસી સ્વાગત કરે છે. પદ્માવતીને પહેલી જ વાર જોઈને વાસવદત્તા તેનાથી પ્રભાવિત થાય છે. તેને મનમાં થાય છે : ઉચ્ચ કુટુંબને અનુરૂપ તેનું રૂપ છે. પદ્માવતી તાપસીને વંદન કરે છે તાપસી તેને આશીર્વાદ આપી. નિઃસંશયરીતે તપોવનમાં પ્રવેશવાનું જણાવે છે કેમકે, તપોવન એ તો અતિથિજનોનું પોતાનું ઘર. તાપસીનાં આવાં પ્રેમાળ વચનોનો પદ્માવતી ઉચિત પ્રત્યુત્તર વાળે છે. વાસવદત્તાને તો પદ્માવતીનું રૂપ જ નહિ વાણી પણ મધુર લાગે છે. તાપસી દાસીને સહજ રીતે વ્યાવહારિક પ્રશ્ન પૂછે છે. 'તમારા ભદ્રમુખ ... ?

નાની બહેનને કોઈ રાજા પરણવા તૈયાર થતો નથી? તેના જવાબમાં દાસી કહે છે 'પ્રદ્યોત (વાસવદત્તાનો પિતા) પોતાના પુત્ર માટે માગુ મોકલે છે ખરો' વાસવદત્તાને તો પદ્માવતી ભાભી થશે એ વિચારથી આત્મીયતા લાગે છે

પદ્માવતી દાન આપવાની ઇચ્છા વ્યક્ત કરે છે કાંચુકીય એ અંગે જાહેરાત કરે છે 'જેને જે ઇચ્છા હોય તે કહો આજે કોને શું આપીએ?' તરત યૌગંધરાયણને ઉપાય જડે છે કાંચુકીય સમક્ષ જઈને જણાવે છે 'આ મારી બહેન છે પ્રોષિતભર્તૃકા છે એને થોડો વખત સાચવો' યૌગંધરાયણને બીજું કંઈ જોઈતું નથી ધાર એવી પદ્માવતી તેની બહેનનું ચારિત્ર્ય સાચવવા સમર્થ છે યૌગંધરાયણ પોતાને થાપણ મૂકવા માગે છે એવી વાસવદત્તાને તો અત્યારે જ ખબર પડે છે પોતાની યોજના પૂરેપૂરી ખુલાસો કર્યા વિના જ યૌગંધરાયણે વાસવદત્તાને પોતાની સાથે લીધેલી વાસવદત્તાને યૌગંધરાયણ પર પૂરો વિશ્વાસ હતો તે કહે છે વિચાર કર્યા વિના એ પાછું ભરશે નહિ કાંચુકીયને આ થાપણ સ્વીકારવાનું ડહાપણભર્યું લાગતું નથી પરંતુ પદ્માવતી સત્યવાદિની છે તે યૌગંધરાયણની બહેનનો સ્વીકાર કરે છે પદ્માવતી વાસવદત્તાને 'આત્મીયા' કહે છે

યૌગંધરાયણનું મન હળવું બને છે તેનો અર્ધો ભાર ઓછો થાય છે તેને બે કામ કરવાના હતાં (૧) વાસવદત્તાને સોંપવાનું અને (૨) આરુણિનો પરાજય કરવાનું તે પૈકી હવે બીજું કાર્ય બાકી રહ્યું વાસવદત્તાને પદ્માવતી પાસે જ થાપણ તરીકે મૂકવાનું પ્રયોજન સૂચવતાં યૌગંધરાયણ કહે છે મારા સ્વામી ફરીથી ગાદી ધારણ કરશે ત્યારે વાસવદત્તાને રાજા પાસે લઈ જઈશ તે વખતે આ મગધરાજપુત્રી પદ્માવતી વિશ્વાસસ્થાન બનશે પદ્માવતી ઉદયનની પત્ની બનશે જ એ અંગે યૌગંધરાયણને લેશમાત્ર શંકા નથી જેમણે રાજા પર આવનાર વિપત્તિ જોઈ હતી તેમણે જ આ ભવિષ્ય ભાખ્યું હતું તેમના પરના વિશ્વાસથી તેણે આ કર્યું છે કેમકે ખરેખર સિદ્ધોના સારી રીતે પરીક્ષા કરાયેલા વચનોનું વિધિ પણ ઉલ્લંઘન કરતું નથી

આ પ્રસંગની કેટલીક નોંધપાત્ર બાબતો આ પ્રમાણે છે (૧) આ દૃશ્યમાં યૌગંધરાયણ વાસવદત્તા પદ્માવતી આ મુખ્ય પાત્રોની તથા કાંચુકીય, ચેટી તાપસી અને બે સૈનિકો—એ ગૌણ પાત્રોની રજૂઆત કરવામાં આવેલ છે (૨) પદ્માવતી રૂપવાન, મધુરભાષિણી અને ધાર્મિક વૃત્તિની છે વાસવદત્તા અપમાન સહન નહિ કરનારી યૌગંધરાયણની

યોજનાઓને વફાદાર રહેનારી સ્ત્રી છે. યૌગંધરાયણ રાજનીતિધુરંધર, સમજાવવામાં કુશળ, જ્યોતિષમાં માનનાર, માણસપારખુ, આવેલી તક ઝડપી લેનાર અને વાતચીતમાં પ્રવીણ છે. (૩) આ દૃશ્યમાં લેખકની નાટ્યકલાનો આપણને પરિચય થાય છે સંવાદ અને દૃશ્ય આયોજનમાં વાસ્તવિકતા જણાય છે (૪) કેટલીક સુભાષિત પંક્તિઓનો અહીં આપણને પરિચય થાય છે

**બ્રહ્મચારી પ્રસંગ :** પરિશ્રાંત, કોઈક જગ્યાએ વિશ્રામ કરવાની અભિલાષાવાળો એક બ્રહ્મચારી મધ્યાહ્ન સમયે વનમાં આવે છે વિચાર કરતાં તેને એ સ્થળ તપોવન લાગે છે. કેમકે સ્થળ પરના વિશ્વાસને માણતું નિર્ભય બનેલાં હરણો બીક વગર ચરે છે ફળફૂલોથી ભરપુર ડાળીઓ-વાળાં બધાં વૃક્ષો દયાથી રક્ષાયેલાં છે કપિલા ગાયો સારા પ્રમાણમાં છે. ધૂમાડો પણ અનેક સ્થળેથી નીકળે છે કંચુકીય, પદ્માવતી વગેરેને જોતાં તે આગળ વધતાં અચકાય છે, ત્યારે 'આશ્રમ તો બધાનું સ્થાન છે' કહી કંચુકીય તેને બેધડક પ્રવેશવા જણાવે છે આ વખતે વાસવદત્તા 'હમ્' કહી નજર અને સંકોચ અનુભવે છે તે પરપુરુષદર્શન ત્યજતી હોવાથી એ આપણ સૂચવાય તેની પદ્માવતીને લાગે છે બ્રહ્મચારીનો સત્કાર થાય છે યૌગંધરાયણથી પૂછાતાં બ્રહ્મચારી માહિતી આપે છે કે તે રાજગૃહનો રહેવાસી છે વત્સદેશમાં લાવાણક નામે ગામમાં તે શ્રુતિના વિશેષ અધ્યયનને માટે ગયેલો હતો લાવાણકનું નામ સાંભળતાં વાસવદત્તાનો સંતાપ ફરી તાજો થાય છે બ્રહ્મચારી નિવેદન કરે છે કે તેનો વિદ્યાભ્યાસ પૂરો થયો નથી છતાં ત્યાં દારુણ આપત્તિ આવી પડી હોવાથી તે પાછો ફર્યો છે પછીથી તે યૌગંધરાયણ વાસવદત્તા, પદ્માવતી વગેરે સમક્ષ ત્યાં બનેલી સમગ્ર ઘટનાનું નિવેદન કરે છે

લાવાણકમાં ઉદયન નામના રાજાને અવંતિરાજપુત્રી વાસવદત્તા અતિપ્રિય હતી રાજા મૃગયાર્થે ગયો ત્યારે ગામમાં લાગેલી આગમાં તે બળી ગઈ તેને બચાવવાની ઇચ્છાથી, યૌગંધરાયણ નામનો મંત્રી તે જ આગમાં કૂદી પડ્યો. યૌગંધરાયણ પણ પૂરી બનાવટ કરતાં મોં કટાણું નાખીને 'हत पतित इति । तत तत. ।' કરે છે વાત આગળ ચલાવતાં બ્રહ્મચારી કહે છે કે પછી પાછા ફરતાં રાજાએ તે હકીકત સાંભળી અને તે બન્નેના વિયોગથી તીવ્ર દુઃખ પામીને તે જ અગ્નિમાં પોતાના પ્રાણ ત્યજવા ઇચ્છતા તેને અમાત્યોએ મહામહેનતે અટકાવ્યો પછી તેણીએ

શરીર પર પહેરેનાં અર્ધદગ્ધ આભૂષણોને આલિંગન દઇ રાજા મૂછા પ મ્યો ત્યારે વાસવદત્તા અત્યંત દુ ખી થઈને બોલે છે, 'હવે આર્ય યૌગંધરાયણની ઇચ્છા પૂરી થઇ જશે'[1] અહીં ઘડીભર આપણને લાગે છે કે વાસવદત્તા, લાગણીની પ્રેરી અસરમાં જાણીબુઝીને પોતે ગોઠવેનો દાવ ભૂલે છે તથા યૌગંધરાયણને ઠપકો આપે છે પણ ખરી રીતે જોતા એમ નથી આ વાક્ય વાસવદત્તાની યૌગંધરાયણ પ્રત્યે શકા નહિ પણ તેના હૃદયનુ ઊંડાણ બતાવે છે એ વાક્ય બોલતાં બોલતા તેની આખમા ઝળઝળિયા આવી જાય છે 'મારી બહેન સ્વભાવે જ કુમળા હૃદયની છે' કહી યૌગંધરાયણ વાત ઉડાવી દે છે બ્રહ્મચારી પછી કહે છે કે રાજા ધીમે ધીમે ભાનમા આવ્યા એ સાંભળી પદ્માવતીના મનમાં ઘણો આનંદ થાય છે અહી તે ઉદયન પ્રત્યે પ્રથમ આકર્ષણ અનુભવે છે આગળ ચલાવતાં બ્રહ્મચારી કહે છે પછી જમીન પર આળોટવાથી ભૂખરા થયેલ શરીરવાળો તે રાજા, 'હા વાસવદત્તા ! હા અવન્તિરાજપુત્રી ! હા પ્રિયે ! હા પ્રિય શિ યા' એમ એકદમ ઊઠીને ગોનતા બહુ શોક કરવા લાગ્યો વધુ તો શુ, તેના તો હવે ચક્રવાક પક્ષીઓ પણ નથી કે નથી ઉત્તમ સ્ત્રીઓથી વિયુક્ત થયેના બીજાઓ જેને સ્વામી આટલી બધી ચાહે છે તે સ્ત્રીને ધન્ય છે ! પતિનો પ્રેમ છે તેથી તે દગ્ધા–બળી ગઈ હોવા છતા અદગ્ધા–જાણે બળી ગઈ નથી !

આ પછી યૌગંધરાયણ પણ જાણવા ચાહે છે કે બીજા મ ત્રીઓએ શુ કર્યું ? ત્યારે બ્રહ્મચારી કહે છે કે રાજાને આશ્વાસન આપવાનો રુમણ્વાન નામના અમાત્યે ઘણો પ્રયત્ન કર્યો આહાર ન કરવાની બાબતમા તે રાજાના સરખો છે નિરંતર રડવાથી તેનુ મુખ સુકાઈ ગયુ છે. રાજાના જેટલુ દુ ખ દર્શાવતા સસ્કારો શરીર પર ધારણ કરતો તે દિવસે કે રાત્રે રાજાની સેવા કરે છે જો રાજા પ્રાણત્યાગ કરે તો તેનુ પણ મરણ થાય યૌગંધરાયણને પોતાના કરતાં રુમણ્વાનની જવાબદારી વધારે આકરી લાગે છે

રાજા ભાનમા આ યા કે નહિ તેની બ્રહ્મચારીને ખબર નથી 'અહી તેની સાથે હુ હસ્યો હતો ' ઇત્યાદિરીતે વિલાપ કરતા રાજાને લઇને અમાત્યો ભારે પ્રયત્નથી તે ગામથી ચાલ્યા ગયા તે ગામ, નક્ષત્રો અને ચદ્ર જેમાંથી ચાલ્યાં ગયાં છે તેવા આકાશ જેવુ થઈ ગયુ. બ્રહ્મચારી પણ ત્યારપછી તો ત્યાથી નીકળી ગયો છે.

---

१. सकाम इदानीम् आर्ययौगन्धरायण भवतु ।

'બીજી સ્ત્રી તેનો હાથ મેળવશે કે કેમ' એવો વિચાર ચેટીને તેમ પદ્માવતીને પણ આવ્યો છે. વાત પૂરી થયા પછી બ્રહ્મચારી ત્યાંથી પ્રસ્થાન કરે છે.

બ્રહ્મચારીના ગયા પછીનો પ્રથમ અંકનો સંવાદ દમ વિનાનો રહ્યો છે. યૌગંધરાયણ પદ્માવતી અને કાંચુકીયની રજા લઈને છૂટો પડે છે. કાંચુકીય જણાવે છે કે ઘેર જવાનો સમય થયો છે. પદ્માવતી અને વાસવદત્તા તાપસીને વંદન કરે છે. તાપસી બન્નેને યોગ્ય આશીષ આપે છે. કાંચુકીયે કરેલા સૂર્યાસ્તના સુંદર વર્ણનથી પ્રથમ અંક સમાપ્ત થાય છે.

**બ્રહ્મચારી પ્રસંગનું નાટકીય મહત્ત્વ**:–રાજગૃહના રહેવાસી અને વત્સભૂમિના લાવાણક ગામમાં શ્રુતિવિશેષના અધ્યયન માટે રહેલા બ્રહ્મચારીનું 'સ્વપ્નવાસવદત્ત'ના પ્રથમ અંકમાં આગમન અને તેણે આપેલ માહિતી, નાટકમાં અનેકવિધ મહત્ત્વ ધરાવે છે :

(૧) તેના દ્વારા પ્રેક્ષકોને લાવણકમાં બનેલી હકીકત કડીબદ્ધ રીતે જાણવા મળે છે. વેશપરિવર્તન કરી યૌગંધરાયણ અને વાસવદત્તાનો રંગમંચ પર મોકલીને ભાસે રમણીય રીતે અંકનો આરંભ કર્યો. પણ તેમણે શા માટે વેશપલટો કર્યો તે પ્રેક્ષકોને જણાવવાની પરમ આવશ્યકતા હતી. બ્રહ્મચારી પ્રેક્ષકોને તેમના પૂર્વવૃત્તાન્તનું જ્ઞાન કરાવે છે. આમ કથાવસ્તુના અનુસંધાનની દૃષ્ટિએ આ પ્રસંગ ઘણો મહત્ત્વનો છે.

(૨) વિદ્યમાન–જીવતાં વાસવદત્તા અને યૌગંધરાયણ સમક્ષ તેમના મૃત્યુ વિશે કહેવામાં આવેલ છે, તેમાં નાટ્યાત્મક વક્રોક્તિ છે. પ્રેક્ષકોને તે વધુ રસપ્રદ બને છે, ઉદયને વાસવદત્તા માટે કરેલ શોક વિષે વાસવદત્તા જાણે છે; જેથી તેના પ્રત્યે તેના પતિનો પ્રેમ ચાલુ જ છે એ હકીકત તેને અજ્ઞાતવાસમાં આશ્વાસનનું પાથેય બની રહે છે. બ્રહ્મચારી જણાવે છે કે રુમણ્વાન વગેરેએ ઉદયનને આશ્વાસન આપ્યું. એ બધાં દ્વારા પોતાની યોજના કેટલે સુધી આગળ ધપી તેનો ખ્યાલ યૌગંધરાયણને આવે છે.

(૩) બ્રહ્મચારી જ્યારે લાવાણકના સમાચાર આપતો હતો ત્યારે વાસવદત્તા, પદ્માવતી, યૌગંધરાયણ વગેરે પાત્રોના મનોભાવો કેવા રહ્યા તથા તેમના પર કેવા પ્રત્યાઘાતો પડયા તેનું સુંદર નિરૂપણ ભાસે કર્યું છે.

(૪) ઉદયનના ગુણો અને ભાવુકતા વિશે સાંભળીને પદ્માવતી તેના તરફ આકર્ષાય છે. આ વસ્તુ તે બન્નેના થનાર લગ્નમાં મદદરૂપ થાય છે.

(૫) આ પ્રસંગ ભાસની નાટ્યકળાનું સુંદર દૃષ્ટાંત છે. તેનો પ્રવેશ

આકર્ષક અને સ્વાભાવિક રીતે કરાવવામાં આવ્યો છે. તેમાં આવતા સંવાદો સચોટ અને રસમય છે.

(૬) કેટલાક વિવેચકોને બ્રહ્મચારીએ કરેલ પ્રેમવર્ણન અનુચિત લાગ્યુ છે બ્રહ્મચર્ય પાળતો તે વિદ્યાર્થી ઉદયન–વાસવદત્તાના પ્રણયની વાતો કરે તે અનૈતિક છે તેમ તેઓ માને છે. પણ આવો આક્ષેપ વ્યાજબી નથી. બ્રહ્મચારીના પાત્રમાં કરુણાર્દ્ર માનવભાવ દેખાય છે. તે બનાવનુ રસિક વર્ણન કરે છે. તેના પોતાના વર્તનમા નીતિ, નિષ્ઠા અને વિવેક છે. તેના વર્તન દ્વારા તે અસભ્ય કે છીછરગ છે તેમ કોઈ કહી શકે નહી. પ્રેમીઓનો તેણે કરેલો ઉલ્લેખ તેણે વાચેલા કાવ્યોમાથી જ થયેલ છે ચક્રવાક પખીઓનો સાંકેતિક ઉલ્લેખ અને વિખૂટા પડેલા બીજા પ્રેમીઓનો મોઘમ નિર્દેશ સ્વાનુભવને બદલે પુસ્તકોમાથી આવેલા હોય એ વધુ સંભવિત છે. તે કાવ્યશાસ્ત્રનો પણ અભ્યાસી હતો જ ટૂંકમા, બ્રહ્મચારીએ કરેલા ઉદયનની પ્રેમાવસ્થાના વર્ણનમા કયાય અસંગતિ નથી

અંતમાં આ અંકમા મૌ દર્શવની, મધુરભાષિણી અને ધાર્મિક વૃત્તિવાળી પદ્માવતીનો, અપમાન નહીં સહન કરતી, યૌગંધરાયણની યોજનાને વફાદાર રહેતી અને તેમા વિશ્વાસ રાખતી આવંતિકાના વેષમા રહેલી વાસવદત્તાનો તથા રાજનીતિધુરંધર બીજાને પોતાની વાત સમજાવવામા કુશળ, નસીબમાં માનનાર, માણસ–પારખુ, આવેલી તક ઝડપી લેનાર વાચચીતમા ચાલાક યૌગંધરાયણનો પરિચય ભાસ પ્રેક્ષકોને કરાવે છે બીજા પાત્રોનુ આલેખન પણ સુંદર રીતે કર્યું છે સુંદર સંવાદો, પ્રસાદયુક્ત શ્લોકો અને નાટકીય તત્ત્વને કારણે પ્રથમ અંક સરસ અને સુગ્રથિત બન્યો છે, એમાં શંકા નથી.

## બીજો અંક

**સ્થળ અને સમય.** બીજા અંકના પ્રવેશકનો બનાવ દર્શકના રાજમહેલમા કોઇક જગાએ બને છે, જ્યારે મુખ્ય દશ્ય રાજમહેલ પાસેના પ્રમદવનમા માધવીલતામંડપની બાજુએ ભજવાય છે ત્રીજા અંકની ઘટના એ જ ઉદ્યાનમા કોઇક બીજા ભાગમાં બની છે.

બીજા અને ત્રીજા અંકની ઘટનામાં સાતત્ય છે તથા તે એકજ દિવસે બને છે તેમ બીજા અંકમાં ધાત્રીએ કરેલા નિવેદન પરથી જણાય છે. પણ પહેલા અને બીજા–ત્રીજા અંક વચ્ચે આશરે સપ્તાહનો ગાળો

રહ્યો હશે તેમ કહી શકાય. પ્રથમ અંકમાં અગ્નિદાહ, ઉદયનનો શોક અને રુમણ્વાને તેને આશ્વાસન આપવા કરેલા પ્રયાસોની બ્રહ્મચારીએ આપેલી માહિતી પરથી લાગે છે કે, ઉદયન થોડા દિવસો પછી રાજગૃહ આવ્યો હશે, તત્કાળ નહિ. બીજા અંકની શરૂઆતનો સમય સવારનો હશે તેમ લાગે છે. અંકનો સંપૂર્ણ સમય એક પ્રહર કરતાં વધારે નથી. તે દિવસે શુભ નક્ષત્ર હોવાથી સગાઈ અને લગ્નસમારંભ એ જ દિવસે [illegible] છે. તેથી ત્રીજા અંકની ઘટના બપોરના બની હશે.

**બીજા અંકનો પ્રવેશક :** બીજા અંકની શરૂઆતમાં પ્રવેશક નામનું એક નાનું દૃશ્ય છે. તેમાં એક ચેટી-દાસી, કુંજરિકા નામની બીજી દાસીને પૂછીને રાજકુમારી પદ્માવતીની તપાસ કરે છે. તેની પાસેથી તેને જાણવા મળે છે કે પદ્માવતી માધવીલતામંડપની બાજુએ દડાથી રમે છે. ત્યાં જતાં તે સુંદર મુખવાળી પદ્માવતીને જુએ છે.

**મુખ્ય દૃશ્ય :** શરૂઆતમાં વાસવદત્તા અને પદ્માવતીનો સંવાદ આપવામાં આવ્યો છે. તે બન્ને દડે રમતાં હતાં. રમતમાં [illegible] પડેલ દડાને લઈ આવતી આવન્તિકાના વેશમાં રહેલી વાસવદત્તા, પદ્માવતી તેની ભાભી થનાર હોવાથી તેની સાથે ગમ્મત કરે છે : લાંબા સમય સુધી કંદુકક્રીડા કરવાથી અધિક [illegible] એવા તારા હાથ પરકીયા થઈ ગયા છે. તેમાં રાગ અને પારકીય શબ્દ પર શ્લેષ રચી વાસવદત્તા લગ્નને [illegible] બીજા અર્થની મજા માણે છે. ફરી પણ [illegible] એમ કહી વરસુત પર શ્લેષ કરી ગમ્મત કરે છે. વાસવદત્તા તેને મહાસેનની ભાવિ પુત્રવધૂ કહે છે. પણ ચેટી કહે છે તેમ પદ્માવતી તે રાજાના પુત્ર સાથે સંબંધ ઇચ્છતી નથી. 'તે પોતાની મેળે [illegible] થવા ઇચ્છતી નથી' એમ જાણતાં જ વિહ્વળ થયેલી વાસવદત્તા 'તે કોને ચાહે છે?' એમ પૂછે છે. દાસી જણાવે છે કે વત્સરાજ ઉદયનના ગુણોની તેમને અભિલાષા [illegible]. તેના સાનુક્રોશત્વને લીધે તે તેના પ્રત્યે આકર્ષાઈ છે. પોતાને [illegible] એમ કહેલો તે દિવસને યાદ કરતાં તે [illegible] કરે છે : '[illegible] કારણથી જ ઉન્મત્ત થઈ હતી.'

છે ત્યારે ચેટીને એક શંકા જાય છે : 'જો તે રાજા વિરૂપ હોય કદરૂપા હોય તો...'વાક્ય અધૂરુ રહે છે. પોતાના સુભગ પ્રિયતમને કોઈ વિરૂપ કહે તે વાસવદત્તાથી શી રીતે સાખ્યુ જાય ? અધવચ્ચે જ તે બોલી ઊઠે છે : 'ના, ના, તે દર્શનીય છે-સુંદર છે.' પદ્માવતી તરત પૂછે છે : 'આર્યે, તમે તે ક્યાંથી જાણો ?' 'ઉદયન પરના પ્રેમને લીધે.' બોલતાં તો બોલી ગઈ પણ પછી ખુલાસો કરવો ભારે થઈ પડયો. પણ તે ચતુર અને હાજરજવાબી હતી એ તેના 'हला, एवं उज्जयिनीय जन मन्त्रयते–સખી, ઉજ્જયિનીના લોકો એમ કહે છે' આવા જવાબ પરથી આપણે જાણી શકીએ છીએ. પદ્માવતીના મનમાં એ હસી જાય છે તે કહે છે : 'એ ઉજ્જયિનીને દુર્લભ ન હોય.' सर्वजनमनोभिराम खलु सौभाग्यं नाम અર્થાત્ સુંદર રૂપ સૌ લોકોના મનને આનંદ આપે છે. આ વાક્ય આપણને અંગ્રેજી કવિ કીટ્સના A thing of beauty is a joy for ever ની યાદ અપાવે છે.

**પદ્માવતી વાગ્દાન પ્રસંગ** . ત્યાં તો ધાત્રી–ધાવમાતા આવી ઉદયન સાથે પદ્માવતીના થયેલા વાગ્દાનના સમાચાર આપે છે તે ઉદયન પ્રત્યેના પ્રેમનો નિર્દેશ કરનારું આ વાક્ય બોલે છે : अथ कुशली स राजा–તે રાજા કુશળ તો છે ને ? 'તે કુશળ છે, અહીં આવેલ છે તથા તેમણે જ કુંવરીબાને સ્વીકાર્યાં છે' એવું ધાત્રી પાસેથી સાંભળી 'अत्याहितम्–ભારે થઈ, અનિષ્ટ થયું' એમ બોલતી વાસવદત્તા ફરીથી અજ્ઞાતવાસને પ્રગટ કરે તેવી ભૂલ કરી બેસે છે, જે અપ્રમત્ત, આસક્ત અને અક્કલહોશિયારીને લીધે તથા नाम सनप्य उदासीनः भवति અર્થાત્ 'તે રીતે શોક કરીને હવે ઉદાસીન બને છે,' એમ બોલી સ્પષ્ટતા કરી દે છે. તે વાક્ય ધાત્રીના મનને નિઃશંક કરે છે, એ ધાત્રીના આ ઉદ્દગારો પરથી આપણે જાણી શકીએ છીએ · आगमप्रधानानि सुलभपर्यवस्थानानि महापुरुषहृदयानि भवन्ति । અર્થાત્ શાસ્ત્રોને મહત્ત્વ આપનાં મહાપુરુષોનાં મન સહેલાઈથી સ્વસ્થ થાય તેવાં હોય છે.

'બીજા કામે અહીં આવેલા તેમને દર્શકે પોતાની પુત્રી આપી છે' એવું જાણીને 'મારો નાવવિયો નિર્દોષ' એમ વાસવદત્તા માને છે, જે તેના अनपराद्धः इदानीम् आर्यपुत्रः એ વાક્યથી સમજી શકાય છે.

એવામાં બીજી દાસી પ્રવેશીને તે જ દિવસે લગ્નકાર્ય પણ પતાવવાનું છે તેમ જણાવે છે. જેમ જેમ ઉતાવળ કરાય છે તેમ તેમ વાસવદત્તાનું હૃદય અંધકારમય થતું જાય છે.

## ત્રીજો અંક

**વાસવદત્તાનું મનોમંથન** : ત્રીજા અંકના પ્રારંભમાં દર્શકના મહેલમાં પદ્માવતીનાં લગ્ન થનાર હોવાથી સર્વત્ર આનંદમંગળ વર્તે છે ત્યારે પોતાના પતિ ઉદયનને બીજી સ્ત્રી સાથે પરણતો જોવાનું વિષમ કાર્ય વાસવદત્તાને કરવું પડે છે. તેનું કાળજું કપાઈ જાય છે. મન હળવું કરવા તે પ્રમદવનનો એકાંત શોધે છે. એનામાં ઊંડેથી 'સ્ત્રી' આવી ડોકિયું કરે છે. आर्यपुत्रः अपि नाम परकीयः संवृत्तः—'પતિ પણ બીજાના થઈ ગયા' આ વિચાર જ તેના અંતરને કોરે છે. ચક્રવાકથી વિયુક્ત થતાં પ્રાણત્યાગ કરનારી ચક્રવાકીને તે ધન્ય કહે છે. પતિને જોવાની આશામાં જ તે દિનગણતિ કરી રહી છે.

**કૌતુકમાળા ગૂંફન પ્રસંગ** : કૌતુકમાળા ગૂંથાવવા માટે વાસવદત્તાને શોધતી આવી પહોંચેલી પદ્માવતીની દાસી ધુમ્મસથી ઘેરાયેલી ચંદ્રકળા જેવી ચિંતાતુર વાસવદત્તાને જુએ છે. સૂના હૈયે બેઠેલી તે જાણે લગ્નપ્રસંગ બની ન ગયો હોય તેમ તેને પૂછે છે 'એ માળા કોને માટે ગૂંથવાની છે?' 'અમારી રાજપુત્રી માટે' એમ સાંભળતાં વાસવદત્તાનું દુઃખ સંકોરાય છે. एतद् अपि मया कर्तव्यम् आसीत् । अहो अकरुणाः खलु ईश्वराः । આ તેના વ્યથિત માનસનું પ્રતિબિંબ પાડતા કેવા કરુણ ઉદ્‌ગારો છે! દેવો નિર્દય છે. એ જ તેના વિષાદગીતનું ધ્રુવ પદ છે. તેનું ચિત્ત ક્ષુભિત થાય છે પણ તેથી તેનો ઉદયન પરનો પ્રેમ કે પદ્માવતી પ્રત્યેનો સખીભાવ ઓછો થતો નથી.

માળા ગૂંથ્યા પહેલાં વાસવદત્તા ચેટીને 'कीदृश' જામાતા-વરરાજા કેવા છે?' પૂછી, ઉદયન વિષે બીજા લોકો શું ધારે છે એ જાણવા માગે છે. 'તે તો ધનુષ્યબાણ વિનાના કામદેવ છે' આ સાંભળીને તેને કેવો હર્ષ થયો હશે! તે કેવી પુલકિત થઈ હશે! 'પરપુરુષનું સંકીર્તન અયોગ્ય છે' એમ કહી તે વાત કાપી નાખે છે. 'અવિધવાકરણ' વનસ્પતિ તે વધારે ગૂંથે છે. તેની પત્ની મૃત્યુ પામી હોવાથી 'સપત્નીમર્દન' ગૂંથવાની જરૂર નથી, એમ કહીને તે ચતુરાઈથી બીજું ટાળે છે.

'વરરાજાને અંદર ચોકમાં લઈ જવાય છે' કહેતી બીજી દાસી આવે છે. વાસવદત્તાએ ગૂંથી લીધેલી માળા લઈને બન્ને દાસીઓ જાય છે.

એકલી પડેલી વાસવદત્તા ફરીથી વિષાદમગ્ન અને શૂન્યહૃદયા દેખાય છે. તેને નિદ્રા પણ દુર્લભ છે.

**બીજા અને ત્રીજા અંકનું નાટકીય મહત્ત્વ :** (૧) આ બન્ને અંક અત્યંત ટૂંકા છે કોઈ મોટા નાટકના વિષ્કમ્ભક જેવાં નાનાં દૃશ્યો જેટલુ જ તેમનુ કદ છે. તે નાના હોવાથી કેટલાક વિદ્વાનો દલીલ કરે છે કે આ નાટકકેરાળાના ચાક્યારોએ કરેલી રંગાવૃત્તિ છે, (૨) બન્નેમાં કેવળ ગદ્યસંવાદ છે, પદ્ય નથી. (૩) આ બન્ને અંકોમાં કેવળ સ્ત્રીપાત્રો જ છે. (૪) આ અંકોમાંથી જાણવા મળે છે કે પદ્માવતી તન્દુરસ્ત શરીરવાળી સુંદર યુવતી છે. ખાસ કરીને આ અંકોનું પ્રયોજન વાસવદત્તાના માનસિક સંઘર્ષને છતો કરવાનુ છે. સામાન્ય રીતે સંસ્કૃત નાટકોમા પાત્રના અંતર્દ્વન્દ્વને સ્થાન ઓછું છે. ભાસે ધાર્યું હોત તો આ બે અંકોમાં અપાતા સમાચાર પ્રવેશક કે વિષ્કમ્ભક દ્વારા આપી શક્યા હોત. પણ ઉદયન અને પદ્માવતીના વિવાહના સમાચારથી દુઃખી થયેલ વાસવદત્તાના માનસનુ ઉચિત રીતે પૃથક્કરણ કરવુ એ જ જાણે આ બન્ને અંકોનો મુખ્ય હેતુ છે. વાસવદત્તાના અંતરની ધરતી ઉપર સ્નેહ અને કર્તવ્ય વચ્ચે લડાયેલા કુરુક્ષેત્રમાંથી પ્રગટ થતી મંથનની કવિતા ત્રીજા અંકમાં જોવા મળે છે. તેના અવાજમાં આર્જવ છે. આરજુમાં અનર્ગલ આર્તિ છે આખાય અંકમાં લગ્નની ધામધૂમમાં અને ઉત્સવની ધમાલમાં ખોવાયેલી, દુઃખી હૈયે એકલવાયી ફરતી વાસવદત્તાનું કરુણ ચિત્ર આંખ આગળ તરે છે. આ બે અંકોમાં તેની નિરાધારતા અને અનાથપણુ સ્પષ્ટ થતા હોવાથી વાસવદત્તા પ્રેક્ષકો અને વાચકોની સહાનુભૂતિ જીતી લે છે. (૫) તે જમાનાના સામાજિક આચારો વિષે પણ આપણને અહીં જાણવા મળે છે લગ્ન સમયે કૌતુકમાળા ગૂંથવાનો રિવાજ હતો. 'અવિધવાકરણ'- અને 'સપત્નીમર્દન' નામની ઔષધિ તેમાં ગૂંથવામાં આવતી હતી તેથી દમ્પતી સુખી થાય છે, તેવી માન્યતા હતી એ માળા મહાકુલપ્રસૂતા, સ્નિગ્ધા અને નિપુણા સ્ત્રી જ ગૂંથી શકતી. લગ્ન પહેલા વરરાજાને સ્નાન કરાવવાનો તથા સૌભાગ્યવતી સ્ત્રીઓ વડે લગ્નમંડપમાં લઈ જવાનો રિવાજ હતો. (૬) લગ્નમાળાના પ્રસંગનુ 'કથાસરિત્સાગર'ની ઉદયનકથામાં વધારે મહત્ત્વ છે. વાસવદત્તા આ માળાને સુંદર રીતે ગૂંથે છે. લગ્ન વખતે ઉદયન માળાને જોતાં સમજી જાય છે કે તે વાસવદત્તાએ જ ગૂંથી હોવી જોઈએ.

તથા તે જીવતી હોવી જોઈએ. પરિણામે તે યૌગંધરાયણની વાત પર વિશ્વાસ કરતો નથી.

**કૌતુકમાલાગુંફન પ્રસંગનું નાટકીય મહત્ત્વ :** કૌતુકમાલાગુંફનનો પ્રસંગ આ નાટકનો એક અત્યંત મહત્ત્વનો અને અગત્યનો પ્રસંગ છે. માનવભાવોના ઊંડાણને અત્યંત કુશળતાથી આલેખવાની મહાકવિ ભાસની નાટ્ય સૂઝનો એમાં આપણને પરિચય પ્રાપ્ત થાય છે. વાસવદત્તાનું પાત્ર આ નાટકમાં કેન્દ્રસ્થાને છે. વાસવદત્તાના મનોમંથન અને જીવનકારુણ્યને આ પ્રસંગમાં કવિએ ભારે કુશળતાથી રજૂ કર્યા છે બીજા અંકમાં પદ્માવતીના રાજા સાથે થયેલા વિવાહના સમાચાર સાંભળ્યા ત્યારથી જ વાસવદત્તા પોતાનું ધૈર્ય અને શાંતિ ગુમાવી બેઠી છે. લગ્નપ્રસંગના ભર્યા ભર્યા વાતાવરણમાંથી તે નાસી છૂટી છે પણ દૈવ એનો પીછો છોડતું નથી. વત્સરાજના ગળામાં પહેરાવવાની લગ્નની માળા ગૂંથણકળામાં કુશળ એવી વાસવદત્તા જ ગૂંથી આપે એવો પદ્માવતીનો આગ્રહ છે. વાસવદત્તા તો 'કહેવાય પણ નહિ ને સહેવાય પણ નહિ' એવી પરિસ્થિતિમાં મૂકાય છે પોતાના આત્મપ્રિય પતિના સુખ ખાતર એણે અનેક અગવડ વેઠી છે, અજ્ઞાતવાસ સ્વીકાર્યો છે અને અનેક અવમાનનાઓ અને વિડંબણાઓ વેઠી છે. પરંતુ આ બધામાં એણે પોતાના પતિને પોતાની નજર સમક્ષ પરાયો થતો જોવો પડશે એની કલ્પના પણ કરી નહોતી. અને, વિધિની વિચિત્રતા તો જુઓ, જે પ્રતીક (લગ્નમાળા) થી પોતાનો પતિ પરાયો બનવાનો છે તે પ્રતીક પણ પોતે જ તૈયાર કરવાનું અને એ માટે નિમિત્ત બન્યાં એની ગુંથણકળા તથા પદ્માવતીનો સખીભાવ ! વાસવદત્તાના હૃદયમાંથી ઊંડો નિશ્વાસ સરી પડે છે : 'અરે ! આ પણ શું મારે કરવાનું ?' એ શબ્દોમાં એના હૃદયની ઊંડી વેદના વ્યક્ત થાય છે. જીવનમાં આવી વ્યથાભરી વિટંબણા ઊભી કરનાર દૈવને મનોમન નિંદી રહે છે. એના જીવનમાં આ કારુણ્ય ઊભું કરનાર દૈવ એને અકરુણ લાગે છે. એની વ્યથા પરાકાષ્ઠાએ પહોંચે છે. આમ, આ પ્રસંગ આ નાટકમાં કલાત્મકરૂપે નિષ્પન્ન કરવામાં આવેલા કરુણરસનું ચરમ સોપાન છે.

વાસવદત્તાના આંતરિક વ્યક્તિત્વને સમજવાની દૃષ્ટિએ પણ આ પ્રસંગ અત્યંત મહત્ત્વનો છે. વાસવદત્તાના સત્ત્વ અને શીલનો આ પ્રસંગમાં આપણને પૂરતો પરિચય મળી રહે છે. વાસવદત્તાની વ્યથા અહીં પરાકાષ્ઠાએ પહોંચે છે. છતાં તે નાસીપાસ થતી નથી કે ધૈર્ય ગુમાવી બેસતી

નથી પોતાના જીવનમાં આવેલા આ એક મોટા પડકારને એ ઉદારતાપૂર્વક સ્વીકારી લે છે. રાજા માટેનો એનો અસીમ આદર અને પ્રેમ એને માળામાં 'અવિધવાકરણ' નામના પુષ્પો વધુને વધુ ગૂંથવા પ્રેરે છે. પણ, સાથે સાથે 'સપત્નીમર્દન' નામના પુષ્પને ચતુરાઈપૂર્વક ગૂંથવાનું ટાળીને રાજાના જીવનમાંથી તે ખસી જવા ઇચ્છતી નથી. માળા ગૂંથતાં ગૂંથતાં એ રાજાને માટે જે સવાલો પૂછે છે એમાં પણ એનો રાજા માટેનો ઊંડો પ્રેમ દેખાય છે. આમ, કૌતુકમાલાગુંફનનો પ્રસંગ ભાસના વસ્તુગ્રથન કૌશલનો પરિચય કરાવે છે.

## ચોથો અંક

**સ્થળ અને સમય :** અંકની શરૂઆતમાં અપાયેલા પ્રવેશકનું સ્થળ રાજમહેલનો કોઈ ભાગ છે. મુખ્ય દૃશ્યનું સ્થળ પ્રમદવન છે. ત્રીજા અંકમાં ઉદયનપદ્માવતીના લગ્નસમારંભનો ઉલ્લેખ છે. ચોથા અંકની શરૂઆતમાં વસંતક નામનો વિદૂષક એ લગ્નની ભવ્ય ઉજવણી વખતે ખાનપાનની તેણે માણેલી મોજનું વર્ણન કરે છે. એ વર્ણનથી જણાય છે કે હજુ તે સમારંભની ઉજવણી ચાલુ છે. તેથી ત્રીજા અને ચોથા અંક વચ્ચે ચાર-પાંચ દિવસનો ગાળો માનીએ તો યોગ્ય ગણાય. પ્રવેશકમાં દાસી, જમાઈરાજ નાહ્યા કે નહિ તેની તપાસ કરે છે. તેથી તેનો સમય ભોજન પૂર્વેનો એટલે કે સવારના દસ અને બાર વચ્ચેનો કલ્પી શકાય. પ્રવેશકનો બનાવ બન્યો તે જ દિવસે બપોર પછી મુખ્ય દૃશ્યની ઘટના બની છે. વિદૂષક શરદના તડકાનો ઉલ્લેખ કરે છે. બપોર પછી સ્નેહીઓને મળવાનો દર્શકનો રિવાજ છે તેથી ઉદયન તેને મળવા માટે જાય તેમ કહેવાયું હોવાથી આ અંકનો અંત બપોરના ચાર વાગે આવ્યો હોય તેમ લાગે છે.

આ અંકના વસ્તુને ચાર દૃશ્યોમાં વહેંચી શકાય. (૧) પ્રવેશક, (૨) પુષ્પચયનનું દૃશ્ય, (૩) પ્રમદવનપ્રસંગ અને (૪) ઉદયનપદ્માવતીની મુલાકાત.

**(૧) ચોથા અંકનો પ્રવેશક :** સંસ્કૃત નાટકનું હાસ્યરસિક પાત્ર વિદૂષક ચોથા અંકનો પડદો ઊપડતાં જ રંગમંચ ઉપર દેખાય છે. એનું નામ વસંતક છે. ઉદયનપદ્માવતીના લગ્નમાં તેને જે સુખસગવડ પ્રાપ્ત થઈ છે તેનું તે વર્ણન કરે છે. હવે તો તે મહેલોમાં રહે છે, અંતઃપુરની વાવોમાં સ્નાન કરે છે અને મોદક ખાય છે. આમ, અપ્સરા વિનાના ઉત્તરકુરુમાં રહેવાનો તે અનુભવ કરે છે. એક મોટી તકલીફ છે. તેને ખાધેલું પચતું

નથી. મુંઝાતી ચાદરવાળી પથારીમાં પણ નિંદર આવતી નથી. વાયુ અને શોણિત વિકાર થયો હોય તેવું તેને લાગે છે. રોગને દીધે નાસ્તો ન ભાવે તે તેને અન્ન સુખ નથી તે કહે છે: भोः सुखम् न कल्पते व्याहर्तुम् च ।

એવામાં 'જમાઈરાજ નાહ્યા કે?' એમ પૂછવા માટે એક દાસી વિદૂષકને શોધતી આવે છે. જો તેમણે સ્નાન કર્યું હોય તો તે ફૂલ અને અંગરાગ લાવવા ઇચ્છે છે. વિદૂષક તેને ભોજન સિવાય બધું—એમ તે—લાવવા કહે છે. વળી તે કહે છે: अवस्थस्य मम कोकिलानाम् अक्षिपरिवर्त इव कुक्षिपरिवर्तः संवृत्तः । અજીર્ણિયા એવા મારા પેટમાં કોયલની આંખમાં ફેરો ફરે તેમ ગરબડ થઈ રહી છે. પછી વિદૂષક રાજા પાસે જાય છે.

**પ્રવેશકની નાટ્ય દૃષ્ટિએ અગત્યતા :** (૧) તૃતીય અંકની સમાપ્તિ તથા ચતુર્થ અંકના મુખ્ય દૃશ્યનો આરંભ—એ બન્ને વચ્ચેના ત્રણચાર દિવસોમાં શું બન્યું તેનો તે નિર્દેશ કરે છે. આ પ્રવેશક પરથી જાણી શકાય છે કે ઉદયનપદ્માવતીનાં લગ્ન ધામધૂમથી ઉજવાઈ ગયાં ત્યારે સારું જમણ પણ થયું હતું. (૨) આ નાટકમાં પ્રથમ વાર અહીં વિદૂષક જોવા મળે છે. તે સંસ્કૃત નાટકોનું એક રૂઢ પાત્ર છે. પોતાની પાત્રગત વિશેષતાઓ સહિત તે આવે છે. તે ભોજનપ્રિય બ્રાહ્મણ છે. મોદકની વાતથી તે પ્રેક્ષકોને હસાવે છે. कोकिलानाम् अक्षिपरिवर्तः વગેરે ઉક્તિઓમાં તેનો ભૂલકણો સ્વભાવ પણ વ્યક્ત થાય છે. (૩) વિદૂષકે નિષ્પન્ન કરેલ હળવા હાસ્યરસથી બીજા અને ત્રીજા અંકનું કરુણ વાતાવરણ હળવું બને છે. (૪) તે વખતે પૈસાદાર લોકો ફૂલ, અંગરાગ (cosmatics) વગેરેનો ઉપયોગ કરતા હશે તેમ અહીં થયેલ ઉલ્લેખ પરથી આપણે અનુમાન કરી શકીએ.

**(૨) પુષ્પચયનનું દૃશ્ય :** પ્રમદવનમાં શેફાલિકાનાં વચ્ચે પરવાળાં ગૂંથેલ મોતીનાં ઝૂમખાં જેવાં પુષ્પોનો ખોબો ભરી લાવનાર ચેટીને, તે પુષ્પો સુંદર છે છતાં 'પતિદેવ અહીં આવી પુષ્પની સમૃદ્ધિ જોઈ ધન્યવાદ આપે' એમ વિચારતી પદ્માવતી વધારે ફૂલ નહિ ચૂંટવાનું જણાવે છે. પછીનો સંવાદ વાસવદત્તાનો ઉદયન પ્રત્યે પ્રેમ તથા તેની દુઃખી સ્થિતિને અભિવ્યક્ત કરે છે. બીજા અંકની જેમ ભાવુકતાથી તથા ઉદયન પ્રત્યેના પ્રેમથી વાસવદત્તા ફરીથી ભૂલ કરી બેસે છે તથા પોતાના હાજરજવાબીપણાથી તે ભૂલ સુધારી પણ લે છે. પદ્માવતીના મનમાં એક,

સદેહ જાગે છે કે પતિદેવ જેવા પોતાને પ્રિય છે તેવા વાસવદત્તાને પણ હશે ! ત્યારે વાસવદત્તાથી બોલી જવાય છે 'એના કરતાં પણ વધારે'. આર્યપુત્ર ઉપરના પક્ષપાતને કારણે તેણે ફરીથી ગોગ્ય આચારનુ ઉલ્લંઘન કર્યું પણ यदि अल्प स्नेह स स्वजनं न परित्यजति અર્થાત્ જો પ્રેમ ઓછો હોત તો એ પોતાના સ્વજનોને છોડી જાત નહિ, એમ કહી વિષમ પરિસ્થિતિમાંથી ઊગરી જાય છે.

પદ્માવતીએ ઉદયનને વીણા શીખવવાનુ કહેલુ. પણ વીણાના અધ્યાપન સાથે વાસવદત્તાની સ્મૃતિ સંકળાએલી હોવાથી તેને તે વખતે તેની યાદ આવી ગયેલી રાજા પદ્માવતીની માગણીના જવાબમાં કશુ ન બોલતાં દીર્ઘ નિશ્વાસ નાખીને શાંત રહ્યો. એ પરથી પદ્માવતીએ અનુમાન કર્યું કે આર્યપુત્ર વાસવદત્તાના ગુણોને સંભારીને દક્ષિણ્યને લીધે તેની આગળ રડતા નથી એ સાંભળીને વાસવદત્તાને આશ્વાસન મળી રહે છે, તે તેના આ સ્વગત વાક્યથી જાણી શકાય છે धन्या खलु अस्मि यदि एवं सत्य भवेत्–એ સાચુ હોય તો હુ ખરેખર ધન્ય છુ. આ દશ્યમાં શેફાલિકાના પુષ્પોનુ સૌંદર્ય, વાસવદત્તાની લાગણીશીનતા અને ચતુરતા, ઉદયનનો વાસવદત્તા પર પ્રેમ અને તે સાંભળીને વાસવદત્તાને થયેલી ઘડીભર માનસિક શાંતિ નિરૂપાયેલ છે

**(૩) પ્રમદવન પ્રસંગ :** પોતાને વાસવદત્તા પર અનહદ પ્રેમ હતો ત્યાં વળી પદ્માવતી પર પ્રેમ કેવી રીતે થયો, તેનો વિચાર કરતો ઉદયન અને પ્રમદવનની રમ્ય શોભાનુ વર્ણન કરતો વિદૂષક પ્રવેશે છે. પદ્માવતી ક્યાં ગઈ હશે, એની અટકળ કરતાં તેની નજર બળરામના પ્રસારિત બાહુ જેવી સુંદર સારસ પખીઓની પંક્તિ તરફ જાય છે. ઉદયન પણ એક શ્લોકમાં તેનુ સરસ વર્ણન કરે છે આ બાજુ એ પખીઓ તરફ આકૃષ્ટ ધ્યાનવાળી દાસી, તે પંક્તિ તરફ પદ્માવતીનુ ધ્યાન દોરતી હતી ત્યારે, તેની નજર ઉદયન તરફ જાય છે. સાથે વાસવદત્તા હતી. આવંતિકા તરીકે રહેતી તે પરપુરુષને નહિ જોતી હોવાથી તેને લીધે પદ્માવતી, ઉદયનને ન મળતાં, પાસેના માધવીલતામંડપમાં તે બન્નેની સાથે સંતાય છે

તપાસ કરવા છતા પદ્માવતી નહિ મળી હોવાથી, તે આવીને પાછી ગઈ હશે એવુ વિદૂષક અનુમાન કરે છે વિણાયેલા શેફાલિકાપુષ્પો જોઈ તેણે એમ ધાર્યું હતુ. શિલાતલ પર બેસી પદ્માવતીની પ્રતીક્ષા કરવાના રાજાના સૂચન પ્રમાણે શિલાતલ પર બેઠેલો અને શરદના તાપથી તપેલી

શિલા પરથી, પ્રેક્ષકોને હસાવતાં નાટકીય રીતે ઊઠેયો વિદૂષક માધવીલતા મંડપમાં જવાનું સૂચન કરે છે સૂચનનો સ્વીકાર કરી તેમાં પ્રવેશવા ઇચ્છતા મિત્રયુગનને, મંડપને દ્વારે લટકતી ભમરાઓવાળી લતાને હલાવીને, દાસીએ ન અટકાવ્યું હોત તો બધી બાજી બગડી ગઈ હોત. આવતિમના વ્રતભંગનો ડર પદ્માવતીને સતાવે છે. જ્યારે વાસવદત્તાને સતાવે છે યૌગંધરાયણની યોજના તૂટવાની ચિન્તા.

'મદના તાનમાં મીઠું અને અસ્પષ્ટ ગૂંજતા ભ્રમરો કામાર્ત પ્રિયાઓથી આશ્લેષ પામી રહ્યા હોઈ, તેમના પદસંચારથી ભડકી પોતાની જેમ વિયુક્ત થશે, એમ પોતે જ અનુભવી રહેલ વિરહવ્યથાના માતુકોશલ્યથી સાધારણી કરણ કરતો ઉદયન મંડપની બહાર જ બેઠક લે છે, ત્યારે અંદર પુરાયેલી ત્રિપુટીનો જીવ હેઠે બેસે છે

અન્યને પૂછીને ઉદયનની ભાળ તો મેળવેલી પણ વિખૂટા પડ્યા બાદ તેને પહેલી જ વાર જાતે જોયો હોવાથી 'સદ્ભાગ્યે પતિદેવની તબિયત સુધરી ગઈ છે' એમ આંસુભરી આંખે સ્વગત કહેતી વાસવદત્તા 'મારી આંખો તો કાશના પરાગથી સજળ બની છે' કહી મુશ્કેલ પરિસ્થિતિમાંથી બચી જાય છે

તાર્ને પરણેલો હોવા છતા મધુરપ્રસંગમા ઉદયને પોતાને 'કાન્તાવિયુક્ત' કહ્યો તેથી, પદ્માવતીની રાહ જોતા સમય પસાર કરવાનો હતો તેથી, અને પ્રમદવન નિર્જન હોવાથી (?) વિદૂષકને એક પ્રશ્ન પૂછવાનું મન થાય છે તમને કોણ પ્રિય છે, પહેલાંની રાણી વાસવદત્તા કે હાલનાં રાણી પદ્માવતી? તેમની વાત મંડપમાં બેઠેલ ત્રણ જણ સાંભળે છે તેની તેમને ખબર નથી પણ વિદૂષકના આ પ્રશ્નનો, ઉદયન જે ઉત્તર આપે તેનું વાસવદત્તા અને પદ્માવતીને મન તથા પ્રેક્ષકો માટે પણ કેટલું બધું મહત્ત્વ છે! ધર્મસંકટમાં મુકાયેલો ઉદયન ઉત્તર આપવાનું ટાળે છે ત્યારે, 'એક રાણી મૃત્યુ પામેલ છે અને બીજા પામે નથી' એમ કહી તે નિઃસંકોચ કહેવાનું જણાવે છે વિદૂષક બોલકણો હોવાથી ઉદયન કહેવા માગતો નથી તીક્ષ્ણ મતિવાળી, બુદ્ધિશાળી પદ્માવતી ઉદયનનો જવાબ સમજી જાય છે કે તે તેને અનુકૂળ નથી વાચાળ હોઈને વિદૂષક બીજા કોને કહેવાનો હતો? વાસવદત્તા તો મૃત્યુ પામી હતી પદ્માવતી આગળ બેસી વાતો તેની ઉદયનને 'બીક હતી સુશેષુ કિં બહુના' 'તેજીને ટકોર' મુજબ પદ્માવતી બધું સમજી જાય છે. પણ મૂર્ખ વિદૂષકને સમજતાં વાર લાગે છે' કહ્યા વગર અહીંથી

જગલુ પણ નહિ ભજવા દઉ ' એવી વિદૂષકની દમદાટીને જ્યારે ઉદયન દાદ દેતો નથી ત્યારે તેને તે મૈત્રીના સોગદ ખવડાવે છે લાચારીથી ઉદયનને જવાબ આપવો પડે છે '૩૫, શીલ અને માધુર્યને લીધે પદ્માવતી મને બહુ ગમે છે એ ખરુ, છતાયે વાસવદત્તામા બધાયેલા મારા મનને એ હરી લેતી નથી' પોતાના તરફનો સ્થિરપ્રેમ દર્શાવતા ઉદયનના આ ઉદ્ગારો વાસવદત્તાના શકિત હૃદયને શાત અને પ્રસન્ન કરી દે છે, એ તેના આ સ્વગતવાક્યથી સમજી શકાય છે ' दत्त वेतनम् अस्य परिखेदस्य । अहो, अज्ञातवास अपि अत्र बहुगुण सपद्यते ।

આપણે જોઈ શકીએ છીએ કે પદ્માવતીમય બનેલુ ઉદયનનુ જીવન વાસવદત્તાવિહીન થઈ શક્યુ નહિ જેમ મીચાયેલી આંખમા કિરણ રસળે છે, શબ્દ દૂર જવા છતા કાનમા તેના ભણકારા વાગે છે, નિદ્રાયમાણ મસ્તકમા જાગૃત સસાર અસબદ્ધ સ્વરૂપે ઘૂમે છે તેમ પદ્માવતીને પરણેના ઉદયનના મનમા વાસવદત્તા ઘૂમતી હતી વાસવદત્તાના હૃદયપરિવર્તનની દૃષ્ટિએ આ પ્રસગની ઉપયોગિતા છે જ પણ ઉદયને કહેલા વાસવદત્તા પરના દૃઢ પ્રેમના ઉદ્ગારોની પદ્માવતી પર કેવી અસર થઇ હશે ? ' સ્વામી દાક્ષિણ્ય વિનાના છે' એ ચેટીના વાક્યમાં સામાન્ય સ્ત્રી પર પડી શકે તેવો પ્રત્યાઘાત છે પણ ભાસ કદાચ પદ્માવતીને અસામાન્ય સ્ત્રી દર્શાવવા માગે છે તેથી તેના મુખમાં ' પતિદેવ સદાક્ષિણ્ય છે, જે હજુ પણ આર્યા વાસવદત્તાના ગુણોને સભારે છે' આ વાક્ય મૂક્યુ છે આ વાક્ય બતાવે છે કે પદ્માવતીમા ઈર્ષ્યાનો સદતર અભાવ છે ત મોટા મનની છે વાસવદત્તા તેના આ બોલની પ્રશસા કરે છે તે યોગ્ય જ છે

**પ્રમદવન-પ્રસંગની સમીક્ષા:** (૧) ચોથો અને પાચમો અક આ નાટકના હાર્દ સમા છે પોતાના પતિ પુન રાજ્ય પ્રાપ્ત કરે એ માટે યૌગધરાયણ પર વિશ્વાસ મૂકી આધળુકિયા કરી નીકળેલી વાસવદત્તાને યૌગંધરાયણે પોતાની આખી યોજના કહી હોય તેમ લાગતુ નથી તેને પતિથી વિયુક્ત થવાનુ છે અને બાકી તો યૌગધરાયણ કહે તેમ કરવાનુ છે આ સિવાય તેને જે બને તે જોવાનુ હતુ ઉદયન ઉપર તેને અગાધ પ્રેમ હતો એ ઉદયન બીજી સ્ત્રી સાથે લગ્ન કરે તે તેની કલ્પનામાં ન આવે તેવી વાત હતી છતા જ્યારે તેણે સાભળ્યુ અને જોયુ કે ઉદયને પદ્માવતી સાથે લગ્ન કર્યું છે ત્યારે તેના મનમાં કઈનુ કઈ થઈ ગયુ

હતું. ઉદયન તેને ચાહે છે કે નહિ એ હવે કોને પૂછી શકે ? કોઈ પણ સ્ત્રી પોતાનો પતિ બીજી સ્ત્રીને ચાહે તે સહન ન કરી શકે. વાસવદત્તાની સ્થિતિ તો ન કહેવાય, ન સહેવાય કે ન રહેવાય તેવી થઈ હતી. પણ ખરી વાત આથી જુદી હતી. ઉદયને પદ્માવતી સાથે લગ્ન કર્યું હોવા છતાં, વાસવદત્તા મૃત્યુ પામી છે એમ જાણતો અને માનતો હોવા છતાં, તેને વાસવદત્તા પ્રત્યે અપાર પ્રેમ છે. નાટકકાર ભાસ વાસવદત્તાને અને પ્રેક્ષકોને તે દર્શાવવા માગે છે. તે માટે જ ભાસે માધવીલતામંડપનું અનોખું, અનુપમ અને અનેરું દૃશ્ય સર્જ્યું છે, જેમાં તેની નાટ્યકળાનો, રંગમંચની સભાનતાનો અને સંવાદકલાનો પરિચય થાય છે. ઘટનાઓ સ્વાભાવિક રીતે ઘટતી લાગે છે. પદ્માવતી, વાસવદત્તા અને ચેટીને ભાસ માધવીલતામંડપમાં જાણે ગોઠવી દે છે. ઉદયન–વિદૂષકને બહાર બેસાડે છે. આમ પાત્રનાં બે જૂથ પ્રેક્ષકો સમક્ષ છે પદ્માવતી, વાસવદત્તા અને ચેટી એ ત્રણ જણ ઉદયન–વિદૂષકને જોઈ શકે, તેમની વાત સાંભળી શકે તેટલા નજીક છે. છતાં એ ત્રણ ત્યાં છે એની ઉદયન–વિદૂષકને ખબર નથી. ભાસે ઉદયન પાસે વાસવદત્તા પ્રત્યેના તેના પ્રેમનો એકરાર વાસવદત્તા જાતે જ સાંભળી શકે એ રીતે કરાવ્યો છે. હવે તેના મનમાં કોઈ વહેમ નથી, કોઈ શંકા નથી, કોઈ દુઃખ નથી. તેના મનમાં ભરાઈ ગયેલો વહેમ કાઢી નખાવ્યા વિના છઠ્ઠા અંકમાં જો ભાસ તે બન્નેનું પુનર્મિલન કરાવે તો 'વહેમનું ઓસડ નહિ' તે મુજબ તેમનું જીવન સુખી થાત નહિ. આમ, આ પ્રસંગ દ્વારા નાટકકાર નાટકના અંતમાં થનારા ઉદયન–વાસવદત્તાના પુનર્મિલનની જ તૈયારી કરે છે એમ કહીએ તો ખોટું નથી.

(૩) ઉદયને વિદૂષકને આપેલ જવાબથી પદ્માવતી પર તાત્કાલિક તો કોઈ વિપરીત અસર થતી નથી. તે ઉદયનને સદાક્ષિણ્ય કહે છે તેમાં તેની સામાના ગુણ જ જોવાની દૃષ્ટિ જણાઈ આવે છે. પણ આ પ્રશ્નનું સૂક્ષ્મ પરિશીલન કરીએ તો લાગે છે કે ઉદયનના એ જવાબથી પદ્માવતીને કંઈ જ ન થાય એમ કેવી રીતે માની શકાય ? હજુ તો પરણ્યે માંડ પાંચેક દિવસ થયા છે તેના કંઈક કોડ, કંઈક ઓરતા, કંઈક અરમાન હજુ વણપૂર્યાં છે. તે નવોઢા તેના પતિના મુખેથી 'તેને નહિ પણ પહેલાંની સ્ત્રીને તે ચાહે છે' એવા વસમા શબ્દો તે સાંભળે અને તેને કશું જ ન થાય એમ શી રીતે બને ? ભાસે ધ્વન્યાત્મક રીતે એ વાત સૂચવી દીધી છે. પાંચમા અંકમાં પદ્માવતીની શિરોવેદનાનું કારણ ભાસે સ્પષ્ટ શબ્દોમાં

કહ્યું નથી પણ આ પ્રસંગ જ તેની શિરોવેદનાનું કારણ છે એમ આપણને લાગ્યા વિના રહેતું નથી (૩) મધુકરનો પ્રસંગ ઉદયનનું સાનુક્રોશત્વ દર્શાવે છે (૪) આ દશ્ય વિદૂષક ચેટી જેવા ગૌણ પાત્રો પર પ્રકાશ ફેંકે છે (૫) ભાસ વિરહી નાયકનાયિકાને પાસે પાસે લાવે છે તેઓ હમણા એકબીજાને મળશે એવુ ઔત્સુક્ય પ્રેક્ષકોમા જન્માવે છે પણ કુશળતાથી તેમને મળવા દેતો નથી

**(૪) ઉદયન-પદ્માવતીની મુલાકાત** આ નાટકના બહુ જ મહત્ત્વના સંવાદ પછી ઉદયન પાસે વિદૂષકને એ જ પ્રશ્ન પૂછાવી જરા રંગત લાવી ભાસ વાતાવરણમા હળવાશ લાવે છે બળથી નહિ પણ 'મહાબ્રાહ્મણ' કહી મોટા મને ચઢાવતા વિદૂષકે આપેલા જવાબમાં તેની પસંદગી તે અવારનવાર સ્નિગ્ધ ભોજન આપતી હોવાથી પદ્માવતી પર ઢળે છે ત્યારે 'યાદ રાખ, આ બધુ રાણી વાસવદત્તાને કહી દઈશ' એમ પહેલાંની ટેવ મુજબ બોલી જતા રાજાને વિદૂષક વાસવદત્તાના મૃત્યુની યાદ તાજી કરાવે છે એ વખતે રંગમા ભંગ પડતાં વાતમા પલટો આવે છે વાસવદત્તાની યાદથી ખિન્ન થયેલ ઉદયનને વિદૂષકનુ આશ્વાસન સ્વસ્થ કરી શકતુ નથી તે રડે છે, મુક્ત મને રડી લેવા માગે છે તેના અશ્રુની ફિલસૂફી જણાવતો સહૃદયોમાં જાણીતો થયેલો શ્લોક આ રહ્યો દુ:ખ त्यक्तु बद्धमूलोऽनुराग· स्मृत्वा स्मृत्वा याति दु:ख नवत्वम् । यात्रा त्वेषा यद् विमुच्येह बाष्प प्राप्तानृण्या याति बुद्धि प्रसादम् ॥

મુખ ધોવા માટે વિદૂષક પાણી લેવા ગયો હોવાથી તથા ઉદયનનુ મુખ બાષ્પાકુળ અને પટાંતરિત હોવાથી વાસવદત્તા માધવીલતામંડપની બહાર સરકી જઈ શકે છે તથા પદ્માવતી ઉદયનને મળે છે ઉદયનને મળ્યા પહેલાં પદ્માવતીના વિદૂષક સાથેના સંવાદમા પદ્માવતીને અચાનક આવેલી જોતા વિદૂષકની મૂંઝવણ અને વિમાસણ તથા કાશપુષ્પને રાજાના અશ્રુપાતનુ કારણ દર્શાવતા તેના જવાબથી 'દાક્ષિણ્યવાળા સ્વામીના નોકરો પણ દાક્ષિણ્યવાળા હોય છે' એ કથનમા પદ્માવતીનો વ્યક્ત થતો ઉદાર સ્વભાવ દર્શાવાયેલ છે

૧ અત્યારે અસમયે પદ્માવતીના થયેલા આગમનથી કિંકર્તવ્યમૂઢ થયેલો રાજા પણ વિદૂષકની જેમ અસત્ય બોલે છે સ્ત્રીસ્વભાવ તુ कातर હોવાથી તેને ખરી વાત કહી નથી

દર્શકને મળવાનો વખત થયો છે તથા ઉદયનને તેમને મળવા જવું જોઈએ તેમ જણાવી વિદૂષક, પદ્માવતીના આવવાથી ઊભી થયેલી મુશ્કેલ પરિસ્થિતિનો અને અંકનો તોડ કાઢે છે.

આ પ્રસંગની કેટલીક નોંધપાત્ર બાબતો આ પ્રમાણે છે: (૧) આ દશ્યથી આપણે જોઈ શકીએ છીએ કે, વાતમાં પલટો આવવાથી વાતાવરણ શોકમગ્ન બન્યું છે. (૨) આ પ્રસંગ પણ ઉદયનનો વાસવદત્તા પર પ્રેમ દર્શાવે છે. (૩) વિદૂષકની બુદ્ધિમત્તા, રાજાનું દાક્ષિણ્ય, પદ્માવતીનો સમજુ, સહનશીલ સ્વભાવ આ દશ્ય પરથી જોઈ શકાય છે. (૩) अनतिक्रमणीयो हि विधिः। स्त्रीस्वभावस्तु कातरः। सत्कारो हि नाम सत्कारेण प्रतीष्टः प्रीतिम् उत्पादयति। गुणानां वा विशालानां ઇત્યાદિ ભાસનાં ચલણી નાણાં જેવાં, અનુભવનું નવનીત આપતાં સુવાક્યોનો આપણને પરિચય થાય છે.

## પાંચમો અંક

પતિ ઉદયનની રાજ્યપ્રાપ્તિ માટે અજ્ઞાતવાસ સેવી રહેલી અને પદ્માવતી સાથે તેનું લગ્ન થતાં પ્રાણનાથનો પ્રેમ અબાધિત રહ્યો હશે કે કેમ એ બાબતમાં સાશંક બનેલી વાસવદત્તા પર ઉદયનનો અનુરાગ છે એમ નિપુણ નાટકકાર ભાસે ત્રણ રીતે દર્શાવ્યું છે: (૧) પહેલા અંકમાં બ્રહ્મચારીના પ્રસંગથી પરોક્ષ રીતે, (૨) ચોથા અંકમાં ઉદયનને આપેલો જવાબ તેને સંભળાવવાની યોજનાથી પ્રત્યક્ષ રીતે અને (૩) પાંચમા અંકમાં સ્વપ્નદશ્યમાં અતીન્દ્રિય રીતે.

સમુદ્રગૃહમાં સૂતેલા ઉદયનને સ્વપ્નમાં વાસવદત્તાનું દર્શન અને સ્પર્શન થાય છે એ સ્વપ્નવાસવદત્તાનો અત્યંત સુંદર પ્રસંગ ભાસનું મૌલિક નવસર્જન છે. તેને લઈને આ નાટકને 'સ્વપ્નવાસવદત્ત' એ સુયોગ્ય નામ મળ્યું છે.

સ્થળ અને સમય: પ્રવેશકનું સ્થળ દર્શકના રાજમહેલનો એક ભાગ છે. રાજમહેલથી થોડે દૂર આવેલ શીતળ આરામસ્થળ જેવું લાગતું સમુદ્રગૃહ મુખ્ય દશ્યનું સ્થળ છે. ચોથા અંકના પ્રમદવનના બનાવથી પદ્માવતીના દિલ પર ચોટ લાગી હતી, પરિણામે તેનું માથું દુઃખતું હતું. તેથી ચોથા અંકની ઘટના પછી બીજે દિવસે પાંચમા અંકની ઘટના મૂકી શકાય. પ્રવેશકની ઘટનાનો સમય તે દિવસે લગભગ સૂર્યાસ્તનો છે. જ્યારે રાત્રે

જમીન પર હાલતી ફૂલમાળાનો વિદૂષકે કરેલો ઉલ્લેખ, ઉદયનને આવેલ ઊંઘ અને સ્વપ્ન તથા વાસવદત્તાએ કરેલ દીવાનો ઉલ્લેખ દર્શાવે છે કે મુખ્ય દશ્યનો સમય રાત્રિના પ્રારંભનો છે

આ અંકને આપણે પાંચ ભાગમાં વહેંચી શકીએ (૧) પ્રવેશક, (૨) ઉદયન-વિદૂષકનું સમુદ્રગૃહમાં ગમન અને ત્યાં ઉદયનનું શયન, (૩) વાસવદત્તાનું સમુદ્રગૃહમાં આગમન તથા સ્વપ્નદશ્ય, (૪) સ્વપ્ન પછી ઉદયન-વિદૂષક વચ્ચે સંવાદ અને (૫) કંચુકીએ આપેલ યુદ્ધનો અહેવાલ

**(૧) પાંચમા અંકનો પ્રવેશક** પદ્માવતીની શીર્ષવેદનાથી સચિંત અને વિહ્વળ બનેલી પદ્મિનિકાનો મધુકરિકા સાથે અહીં સંવાદ છે તે બન્ને પદ્માવતીની દાસીઓ છે પદ્મિનિકા મધુકરિકાને પદ્માવતીની બીમારીના સમાચાર જલ્દી આવંતિકા (વાસવદત્તા) ને આપવા જણાવે છે તે મધુર વાતોથી રાજકુમારીની શીર્ષવેદના હળવી કરશે, એવી તેની માન્યતા છે સાથેસાથે સરનામું આપતાં કહે છે કે, समुद्रगृहके किल शय्या आस्तीर्णा અર્થાત્ સમુદ્રગૃહમાં શય્યા બિછાવી છે, એમ કહેવાય છે. એમ કહી પોતે એ સમાચાર રાજા ઉદયનને પહોંચાડવા વસંતક વિદૂષકની તપાસ કરે છે આજે પણ રાજાનો પ્રેમાગ્નિદાહ વધી રહ્યો છે તેનો વિચાર કરતાં વિદૂષક સમક્ષ પદ્મિનિકા એ જ વાત એ જ રીતે કહે છે, સમાચાર ઉદયનને પહોંચાડવા જણાવે છે અને પોતે 'હું ડો લેપ લઈ આવું છું ' એમ કહી ત્યાંથી ચાલી જાય છે

**ઉદયનનું વિદૂષક સાથે સમુદ્રગૃહમાં આગમન અને શયન :** હિમથી નષ્ટ થયેલી કમલિની જેવી અવંતિરાજની પ્રશંસનીય પુત્રીને યાદ કરતા ઉદયન સમક્ષ આવેલ વિદૂષક પદ્માવતીની શીર્ષવેદનાના જ્યારે સમાચાર આપે છે ત્યારે 'દૂધનો દાઝ્યો છાસ ફૂંકીને પીએ' તેમ તે પદ્માવતીનેય તેવી જ માને છે તે બન્ને સમુદ્રગૃહે જાય છે પહેલો પ્રવેશેલો વિદૂષક ચમકીને પાછો પડે છે અને રાજાને જણાવે છે 'આ ખરેખર દીવાના પ્રકાશમાં જમીન પર હાલતો દેખાતો સાપ છે' હકીકતમાં તો રાત્રિના સમયે તોરણની જમીન ઉપર પડેલી મંદ પવનથી હાલતી માળાને તે સાપ માની બેઠો છે

વિદૂષક કહે છે તેમ પદ્માવતી આવીને પાછી નહિ ગઈ હોય, તેમ શય્યા જોતાં રાજાને લાગે છે શય્યા પર બેસીને થોડી વાર પદ્માવતીની

નાટક જોવાનુ વિદૂષક રાજાને જણાવે છે રાત્રિનો સમય, મંદ પવન એકાંત વગેરેને કારણે આંખમા ઊંઘ ભરાતા રાજા વિદૂષકને કોઈક વાર્તા કહેવા જણાવે છે 'હુ કહીશ, તમે હોંકારો દેતા રહેજો' એમ કહી વિદૂષક ઉજ્જયિની અને તેના રમણીય સ્નાનગૃહોથી વાતનુ મંડાણ કરે છે ઉજ્જયિની એ તો વાસવદત્તા સાથેના રોમાંચક પ્રણયનુ સ્થાન ઉજ્જયિનીનુ નામ સાંભળતા જ હૃદયમા સંઘરાયેલા તેની સાથેના બે પ્રસંગોનુ તેને સ્મરણ થાય છે (૧) પ્રસ્થાન સમયે સ્વજનોને યાદ કરતી, આંખને છેડે આવતા આંસુઓને સ્નેહથી તેની છાતી પર વહાવતી અવંતિરાજની કન્યાની તેને દુ ખ સાથે યાદ આવે છે (૨) જ્યારે ઉદયન વાસવદત્તાને વીણા શીખવાડતો હતો ત્યારે તેના લોહચુંબકીય સૌંદર્યથી આકૃષ્ટ થયેલી તેણીના હાથમાંથી ગજ સરી પડતો હતો તે વીણા પર ખાલી હાથ ફેરવતી 'ભણ્યુ તેનુ સ્મરણ કરવુ એ જ છે એમ લહાણુ' મુજબ એ પ્રસંગો તેની નજર સમક્ષ ખડા થઈ જાય છે આ સ્મૃતિને વાગોળતા સૂઈ ગયેલો ઉદયન સ્વપ્નમા વાસવદત્તાને જુએ છે વિદૂષક બીજી વાત બ્રહ્મદત્ત નામના નગર અને કાંપિલ્ય નામના રાજાની કરે છે તેમાં તેણે બોલવાનો ગોટાળો કરેલો તેથી રાજા કહે છે मूर्ख, राजा ब्रह्मदत्त नगरं काम्पिल्यम् इति अभिधायताम् । હુ વાત ગોખી રાખુ ત્યા સુધી તમે જરા ખમો' એમ કહી વિદૂષક ગોખવાની ચેષ્ટા કરે છે, ત્યા તો ઉદયન સૂઈ જાય છે ટાઢ હોવાથી વિદૂષક શાલ લેવા જાય છે

**(૩) વાસવદત્તાનુ આગમન અને સ્વપ્નદૃશ્ય :** પદ્માવતીની શીર્ષ-વેદના વિષે દાસી પાસેથી સાંભળતાંવેત જ વાસવદત્તા સમુદ્રગૃહે જવા નીકળે છે છેક સમુદ્રગૃહે પહોંચી ત્યારે દાસીને શીર્ષાનુલેપન ભૂલી ગયાની યાદ આવતાં તે લેવા માટે પાછી જાય છે સમુદ્રગૃહમા ગયા પછીની વાસવદત્તાની એકોક્તિ ઘણી મહત્ત્વની છે પતિના વિસામાનુ સ્થાન બનેલી પદ્માવતી પણ બીમાર પડી તેનુ તેને દુ ખ છે અસ્વસ્થ પદ્માવતીને કેવળ દીવાને સહારે છોડીને ચાલ્યા ગયેલા નોકરોની બેદરકારી તેને ગમતી નથી બીજા આસન પર બેસવાથી સ્નેહ ઓછો લાગે તેથી તેના બિછાના ઉપર જ તે બેસે છે કોણ જાણે કેમ તે રોમાંચ અનુભવે છે શય્યાનો એક ખાલી ભાગ 'મને આલિંગન કર' એમ જાણે કે સૂચવે છે, એવુ કહી તે સૂતેલાની સાથે સૂવાનો અભિનય કરે છે

તે જ વખતે ઉદયનને સ્વપ્ન આવે છે સ્વપ્નમા તે વાસવદત્તાને જુએ

છે. 'હા વાસવદત્તા' એ શબ્દો સાંભળતાં જ પોતે જોવાઈ ગઈ હશે' એવું ધારી યૌગંધરાયણની યોજનાની ચિંતા કરતાં તે સફાળી બેઠી થઈ જાય છે પછીથી ઉદયન સ્વપ્નમાં બોલે છે તેવી ખબર પડતાં, તેને ઘડીક ઊભા રહેવાનું મન થાય છે. અહીં સૂતેલા ઉદયનનો જીવતી–સાચી વાસવદત્તા સાથે સંવાદ નથી ઉદયન સ્વપ્ન દરમ્યાન દેખાયેલી સ્વપ્નમૂર્તિ સમક્ષ વાત કરી રહ્યો છે. તેની સ્વપ્નમૂર્તિ વાસવદત્તા બોલતી નથી, કશો જવાબ આપતી નથી. તેને મનાવવા તે પ્રયાસો કરે છે. વાસવદત્તા જે બોલે છે તે ઉદયન સાંભળતો નથી. 'હે અવંતિરાજપુત્રી, હે પ્રિયે, હે પ્રિયશિષ્યે, મને જવાબ આપ. તું શું ગુસ્સે થઈ છે? જો ગુસ્સે ન થઈ હોય તો શા માટે તે અલંકારો પહેર્યા નથી? શું તું વિરચિકાને સ્મરે છે? તો વિરચિકાને કારણે તને પ્રસન્ન કરું' એમ કહી સ્વપ્નમૂર્તિને મનાવતો ઉદયન હાથ લંબાવે છે. ઉદયને સ્વપ્ન દરમ્યાન ઉચ્ચારેલાં વાક્યોની વચ્ચેવચ્ચે તેના પ્રત્યાઘાતો ઝીલતી વાસવદત્તાના ઉદ્ગારો છે. લાંબો વખત રોકાઈ હોવાથી કોઈથી જોવાની ભીતિ સેવતી, ફરજભાનવાળી તે શય્યાની બહાર લટકતો આર્યપુત્રનો હાથ શય્યામાં મૂકીને જતી રહે છે.

**(૪) ઉદયન-વિદૂષક સંવાદ :** હસ્તસ્પર્શથી ઉન્નિદ્ર બનેલા ઉદયનની સ્વપ્નમૂર્તિ પણ અદૃશ્ય થાય છે ઉતાવળે બહાર જતાં તેને બારણાની સાખ વાગે છે. એ સત્ય હકીકત છે કે મનની ઝંખના, તે ઉદયન નક્કી કરી શકતો નથી. શાલ લઇને આવેલા વિદૂષકને તે વાસવદત્તા જીવે છે' તેમ જણાવે છે. તેણે જોઈ તે સાચી વાસવદત્તા છે એવું તે માને છે; કેમકે તેણી જ તેને ઊંઘમાંથી જગાડી ગઈ છે. વિદૂષક જ્યારે તેને કહે છે કે ઉજ્જયિનીનાં સ્નાનાગારોની વાત પરથી સ્વપ્નમાં તે દેખાઈ હશે, ત્યારે એ પણ તે ઘડીક માની લે છે. એ સ્વપ્ન ચિરકાળ ટકે તેવી ભાવના તે પ્રગટ કરે છે. રાજા ભારપૂર્વક જણાવે છે કે પોતે વિદૂષક કહે છે તેવી અવંતિસુંદરી નામની યક્ષિણી જોઈ નથી; કારણ કે તેનું અંજન વિનાની આંખોવાળું, દીર્ઘ કેશવાળું મુખ તેણે જોયુ છે અને પ્રિયસ્પર્શથી થયેલ રોમાંચ હજુ શમતો નથી. પછી તે ચતુઃશાલમાં જવા ઉદ્યત થાય છે

**(૫) કંચુકીનું આગમન :** રુમણ્વાન આરણિ ઉપર હુમલો કરવા મોટી સેના લઈ આવી પહોંચ્યો છે, તેમ જ દર્શકની ચતુરંગિણી સેના પણ યુદ્ધ માટે તૈયાર છે, એવા સમાચાર કંચુકી ઉદયનને આપે છે.

યુદ્ધનો અહેવાલ આપતા તે જણાવે છે કે, શત્રુઓમાં ફાટફૂટ પડી છે, પ્રજા આનંદિત બની છે, પાષ્ણીંના રક્ષણની વ્યવસ્થા દર્શકે કરી છે તથા સૈન્ય ગંગા નદી પાર કરી ગયુ છે. વત્સદેશનુ રાજ્ય હવે તેના હાથમા જ છે. આ સાભળીને રાજા સાવધાન થઈ મહાસાગર જેવા યુદ્ધમા, દારુણ કર્મમાં દક્ષ આરુણિનો નાશ કરવાના દઢ નિર્ધાર સાથે, ત્યાંથી રવાના થાય છે.

આ રમણીય, આકર્ષક અને અસરકારક અંકની કેટલીક સંદિગ્ધતાઓ પણ છે, જે સ્પષ્ટતા માગી લે છે :

(૧) લેખકે પદ્માવતીની બીમારીનું કારણ આપ્યું નથી.

ભાસે ભલે સ્પષ્ટ રીતે પદ્માવતીની શીર્ષવેદનાનુ કારણ ન આપ્યુ હોય તો ય ચોથા અંકના માધવીલતામંડપની બહાર બેઠેલ ઉદયનને વિદૂષકને જે ઉત્તર આપ્યો તે જ તેની બીમારીનુ કારણ છે.

(૨) પદ્માવતીને શીર્ષવેદના થઈ હોવાથી સમુદ્રગૃહમાં તેની પથારી પાથરી છે, એમ આ અંકમાં અનેકવાર જાહેરાત કરવામાં આવી છે. પણ, ખૂબીની વાત તો એ છે કે અંક પૂરો થાય ત્યાં સુધી પદ્માવતી સમુદ્રગૃહે આવતી જ નથી

પદ્માવતી સમુદ્રગૃહે આવતી જ નથી એની સ્પષ્ટતા ડૉ જી કે. ભટ્ટ આ રીતે ત્રણ શક્યતાઓ દર્શાવી કરે છે : (અ) દાસીએ સમુદ્રગૃહમાં પદ્માવતીને મળવા જવાનો સંદેશો ઉદયન અને વાસવદત્તાને પોતાની જવાબદારી ઉપર મોકલાવ્યો હતો આમ કરવા માટે તેને કોઈ તરફથી આજ્ઞા આપવામાં આવી નહોતી. समुद्रगृहके किल शय्या आस्तीर्णा मा किल નો પ્રયોગ 'તેને કોઈકે કહ્યુ છે' એવુ સૂચવે છે. પદ્માવતીને સૂવા માટે સમુદ્રગૃહમાં પથારી પાથરી હતી અને તે પણ વર્ણન જોતાં નવેસરથી પાથરેલી હતી તેથી એમ લાગે છે કે આવે સમયે પદ્માવતી સમુદ્રગૃહે જ આવતી હશે અને તેથી તે દાસીએ જ ઉદયન, વાસવદત્તાને સંદેશો કહેવડાવી પોતે જ પથારી તૈયાર કરી હશે. (બ) પદ્માવતી સ્વભાવે શાંત છે, બોલકણી નથી સામાન્ય માંદગીને લીધે જે દોડાદોડ થઈ રહી છે તે તેને પસંદ ન પણ હોય તેથી તેણે સમુદ્રગૃહમાં જવાનો વિચાર રદ કરીને પોતાના મહેલમા જ પડી રહેવાનુ પસંદ કર્યું હશે. (ક) પદ્માવતીની બીમારીના ચિંતામા ઉદયન અને વાસવદત્તા સંદેશો મળ્યો કે તરત જ એટલે કે

પદ્માવતી આવી પહોચે તે પહેલાં જ સમુદ્રગૃહમા હાજર થયા હોય અને પદ્માવતી આવે તે પહેલાં સ્વપ્નદશ્ય અને પાચમા અકની ઘટના બની ગઈ હોય આ ત્રણમાં ત્રીજી શક્યતા વધુ યોગ્ય લાગે છે

(૩) શય્યામાં સૂતેના ઉદયનને વાસવદત્તા પદ્માવતી માની લે છે, તેની શય્યા પર બેસે તેના પડખે સહેજ આડી પડે ત્યાં સુધી વસાવદત્તાને પોતાની ભૂલ સમજાતી નથી આ અવાસ્તવિક લાગે છે

આનો જવાબ આ રીતે આપી શકાય (અ) સ્વપ્નદશ્યમાં અવાસ્તવનો અશ છે એની જાણ નાટ્કકારને પણ હોય તેમ લાગે છે અને તેમણે પ્રસગને જેમ બને તેમ વાસ્તવિક બનાવવાનો પ્રયાસ કર્યો છે સાજનો સમય વિદૂષક ફૂલમાળાને સાપ સમજે તેવુ અધારુ, ઓરડામા નાનકડો દીવો હવાને લીધે કાચ ટૂટિયુ વાળીને કે પડખુ ફેરવીને ઉદયન સૂઈ ગયો હોય તેવી શક્યતા આ સજોગોમા વાસવદત્તા ભૂલ કરી બેસે તે અસભવિત લાગતુ નથી (બ) પદ્માવતી બીમાર છે એ ચોક્કસ સમાચાર દાસી મારફત પ્રાપ્ત કરીને વાસવદત્તા સમુદ્રગૃહે આવી હતી પદ્માવતીની બીમારીથી તે ચિતિત હતી આ મનોદશામાં સામાન્ય યત જોઈ શકાય તે એ જોઈ શકી નહિ તે બનવાજોગ છે પદ્માવતીની શય્યામા સૂતેલ વ્યક્તિ પદ્માવતી નથી પણ બીજી કોઈક છે એમ માનવાને તેને પ્રાથમિક આધાર શો હતો ? પદ્માવતીની સેજમાં બીજુ કોઈ જઈને સૂએ એ કેમ બને ? ત્યા આવીને ઉદયન સૂઈ ગયો એ તો અસાધારણ આકસ્મિક ઘટના છે તેથી વાસવદત્તાના મનમા પડેલી નજરે શકા આવી નહિ તેમાં કઈ અસ્વાભાવિક નથી

(૪) કેટલાક વિદ્વાનો સ્વપ્નસવાદને પણ અયોગ્ય ગણી તે સામે વાધો ઉઠાવે છે પણ તે બરાબર નથી અહી વાસવદત્તા અને ઉદયન વચ્ચે પ્રશ્નોત્તરી નથી આ દશ્યના ઉદયનના સાત વાક્યોનુ સૂક્ષ્મ પરિશીલન કરતાં જણાય છે કે ઉદયનના પ્રશ્ન અને વાસવદત્તાના ઉત્તર બનેની વચ્ચે કશો સબધ નથી ઉદયનના પ્રશ્નો સાભળીને વાસવદત્તા ઉત્તરો આપે છે પણ સાચી વાસવદત્તાના ઉત્તરો સ્વપ્ન જોતો ઉદયન સાભળતો નથી ઉદયન સ્વપ્નમૂર્તિ સાથે બોલતો હતો તેને વાસવદત્તાનુ સ્વપ્ન આવેલુ એ સ્વપ્નમા દેખાતી વાસવદત્તા ઉદયનના પ્રશ્નનો વિષય છે સાચી વાસવદત્તા પાસે હતી તેની તેને ખબર જ નથી

## પાંચમા અંકની સમીક્ષા :

(૧) ઉદયન-વાસવદત્તાના પુનર્મિલનની પશ્ચાદ્ભૂ તૈયાર કરવા માટે આ અંક યોજાયો છે. પહેલી જ વાર વાસવદત્તાના કહેવાતા મૃત્યુનું વૃત્ત સાચું ન હોવાનો સંદેહ ઉદયનના મનમાં જાગે છે અને તેથી ભવિષ્યમાં વાસવદત્તાને મળવાની આશા તેના મનમાં સ્ફુરે છે. વસ્તુવિકાસની દૃષ્ટિએ આ અંક આપણને ધીમે ધીમે નાટકના અંત તરફ લઈ જાય છે. વાસવદત્તા જીવતી હોવાનો ઉદયનને આવેલો સંદેહ તેમના મિલનના કાર્યમાં સહાય કરે છે, કારણ કે વાસવદત્તાને પ્રત્યક્ષ જોવાનો સમય આવે ત્યારે ઉદયનને તેનો આંચકો લાગવાને બદલે પોતાની ચિરંભાક્ષિત ભાવના સફળ થયાનો આનંદ થાય છે. વાસવદત્તા મૃત્યુ પામી નથી, એમ પ્રેક્ષકોને નાટકના આરંભમાં જ કહી દેવાયું છે. તેથી ડૉ. ભોલાશંકર વ્યાસ કહે છે તેમ, અહીં ભાસ નાટકીય આશ્ચર્ય (Dramatic surprise)ને બદલે નાટકીય અપેક્ષા (Dramatic expectation)ની યોજના કરતો જણાય છે.

(૨) આ અંકમાં ઉદયન વાસવદત્તાને સ્વપ્નમાં સંભારે છે. આથી ઉદયનનો વાસવદત્તા ઉપર પ્રેમ છે તેનો અતીન્દ્રિય પુરાવો વાસવદત્તાને મળે છે. આ અગાઉ કવિએ પરોક્ષ તેમજ પ્રત્યક્ષ રીતે વાસવદત્તાને આ જણાવ્યું હતું. પદ્માવતી સાથે લગ્ન કર્યું તેથી શું થઈ ગયું? આર્યપુત્ર તેના જ છે, પરકીય થયા નથી. વાસવદત્તાના મનમાં હવે કોઈ ગેરસમજ નથી.

(૩) સ્વપ્નદૃશ્યને સમાંતર કોઈ પ્રસંગ આ નાટકના આધારસ્થાન 'બૃહત્કથા'માં નથી. તેથી આ પ્રસંગ મૌલિક છે, ભાસનું નવસર્જન છે.

(૪) સ્વપ્નદૃશ્યને લીધે આ નાટક વિખ્યાત બન્યું છે. નાટકનું નામાભિધાન-શીર્ષક આ દૃશ્ય પરથી કરવામાં આવ્યું છે.

(૫) ઉદયન-વાસવદત્તા-પદ્માવતીનો એકમેક માટે સ્નેહ, વિદૂષકનું ઉપયોગીપણું, દાસીઓનો પદ્માવતીની બીમારી અંગે ઉચાટ વગેરે વિવિધ પાત્રોની પાત્રગત વિશેષતાઓ આ દૃશ્યમાં અભિવ્યક્ત થઈ છે.

(૬) ઉદયન અને પદ્માવતીના લગ્નથી રાજ્યને પુનઃ પ્રાપ્ત કરવાની યૌગંધરાયણની યોજના હતી. આ અંકને અંતે દર્શકને ઉદયનને બધી

રદદ આપતો તથા આ મદદને આધારે ઉદયનને યુદ્ધ કરવા તૈયાર થતો બતાવેલ છે આથી હવે તે રાજ્ય મેળવશે એમ ચોક્કસ લાગે છે

(૭) આ અંકમાં પણ ભાસ ઉદયન–વાસવદત્તાને પાસેપાસે લાવે છે હમણાં તેઓ મળશે, એમ રહ્યા કરે છે પણ અંકના અંત સુધી ભાસ તેમને મળવા દેતા નથી, આ હકીકત પ્રેક્ષકોનું કુતૂહલ વધારે છે

## છઠ્ઠો અંક

આ નાટકનાં બે ધ્યેય છે (૧) ઉદયનની રાજ્યપ્રાપ્તિ પદ્માવતી સાથે લગ્ન કરવાથી દર્શકની મદદ મળી તેથી ઉદયનને વત્સદેશનું રાજ્ય પાછું મળી ગયું હોવાથી એ ધ્યેય પૂર્ણ થઈ ગયું. (૨) ઉદયન-વાસવદત્તાનું પુનર્મિલન ઉદયનનું પદ્માવતી સાથે લગ્ન થઈ જાય તે માટે વાસવદત્તાએ સ્વીકારેલ અજ્ઞાતવાસ હવે ચાલુ રાખવાની જરૂર નથી છઠ્ઠા અંકમાં હવે લેખકનું ધ્યાન આ ધ્યેય તરફ રહે છે વાસવદત્તાનું અભિજ્ઞાન ક્રમે ક્રમે સરસ રીતે કરાવવામાં આવ્યું છે યૌગંધરાયણની બધી યોજનાઓનો ઘટસ્ફોટ થાય છે યૌગંધરાયણે શા માટે વાસવદત્તાને ઉદયનથી અલગ કરી ? તેને શા માટે પદ્માવતીને સોંપી ? વગેરે બધું જ પ્રેક્ષકો સમક્ષ રજૂ કરવામાં આવતાં આખું નાટક સુસંકલિત લાગે છે જેમ કોઈ મદારી ખેલ પૂરો થયા પછી બધી વસ્તુઓ સંકેલી લે છે તેમ ભાસ, પાંચ અંકોમાં વિસ્તારેલી વાર્તા છઠ્ઠા અંકમાં સંકેલી લે છે

**સ્થળ અને સમય** પાંચમા અંકને અંતે યુદ્ધની તૈયારીઓનું વર્ણન કરવામાં આવ્યું છે આરુણિને હરાવીને ઉદયન કૌશામ્બીની રાજગાદી મેળવી ત્યાં સ્થિર બને છે એમ છઠ્ઠા અંક પરથી જાણવા મળે છે એટલે બે અંકોની ઘટના વચ્ચે લગભગ એક સપ્તાહનો ગાળો હોવો જોઈએ આ અંકમાં સમયસૂચક ઉલ્લેખ નથી મિશ્રવિષ્કંભક અને મુખ્ય દૃશ્યમાં સાતત્ય છે આ અંકનું કાર્ય એક દિવસમાં પૂરું થયું છે વત્સરાજ્યનું પાટનગર કૌશામ્બી આ અંકનું રંગસ્થળ છે વિષ્કંભની ઘટના ઉદયનના 'સુયામુન રાજમહેલના 'કાચનતોરણદ્વાર' પાસે બની છે મુખ્ય દૃશ્યનું સ્થળ ઉદયનના રાજમહેલનો એક ખંડ છે પહેલા પાંચ અંકની ઘટના મગધ દેશમાં–તેના તપોવન, રાજમહેલ, પ્રમદવન કે સમુદ્રગૃહમાં–બની છે, જ્યારે છઠ્ઠા અંકમાં દૃશ્ય ઉદયને પુનઃ પ્રાપ્ત કરેલ વત્સદેશની રાજધાની પર ઉઘડાય છે

આ અંકમાં આ પ્રમાણે ચાર દશ્યો છે: (૧) મિશ્રવિષ્કંભક અથવા ઘોષવતી વીણાનો પ્રસંગ, (૨) ધાત્રી અને કંચુકી ઉદયનને મળ્યાં તે પહેલાનું દશ્ય, (૩) ચિત્રફલક પ્રસંગ અને વાસવદત્તાની ક્રમિક ઓળખાણ, (૪) યૌગંધરાયણનું આગમન અને તેણે કરેલી બધી યોજનાઓની સ્પષ્ટતા.

**મિશ્રવિષ્કંભક અથવા ઘોષવતી વીણાનો પ્રસંગ :** અંકની શરૂઆતમાં આવતા પ્રવેશક જેવું આ નાનું દશ્ય છે. વાસવદત્તાના પિતા પ્રદ્યોત મહાસેને ઉદયનને રાજ્ય પુનઃ પ્રાપ્ત કરવા બદલ અભિનંદન આપવા માટે પોતાના તરફથી રૈભ્ય ગોત્રનો કંચુકી મોકલેલ છે તથા વાસવદત્તાની માતા રાણી અંગારવતીએ વાસવદત્તાની ધાત્રી આર્યા વસુંધરાને મોકલ્યાં છે. કંચુકી અને ઉદયનના સુયામન મહેલ ઉપર પહેરો ભરતી પ્રતીહારી વિજયા વચ્ચે અહીં સંવાદ છે. જ્યારે કંચુકી તેમના આગમનના ખબર ઉદયનને જણાવવા કહે છે ત્યારે પ્રતીહારી 'સંદેશ મોકલવા માટે દેશકાળ યોગ્ય નથી' એમ જણાવે છે; કારણ કે રાજાને તે દિવસે વાસવદત્તા સાથેના તેના પ્રણયની સાક્ષીભૂત બનેલી ઘોષવતી વીણા મળી છે. મહેલમાં કોઈ માણસ વીણા લેઈને હતો. તેને તે નર્મદાનીર ઘાસના ઝૂંડમાંથી મળી આવી હતી. ઘોષવતી વીણાને ખોળામાં લઈ રાજા મૂર્છા પામ્યા. ભાનમાં આવીને તેને ઉદ્દેશીને કહ્યું, 'ઘોષવતી, તને મેં જોઈ, પણ વાસવદત્તા ખરેખર દેખાતી નથી.' આ પ્રસંગથી ઉદયન ઉદ્વેગી બન્યો છે. કંચુકી તેમનું આગમન નિવેદિત કરવાનો આગ્રહ રાખે છે. રાજા સુયામન મહેલ પરથી નીચે ઊતરતા હોવાથી પ્રતીહારી તેને સમાચાર આપવા જાય છે.

આ વિષ્કંભની કેટલીક નોંધપાત્ર બાબતો આ પ્રમાણે છે : (૧) પુનર્મિલન કરાવ્યા પહેલાં ઉદયનને ઘોષવતી મળે તે આકસ્મિક નહિ પણ પૂર્વ આયોજિત અને બુદ્ધિપુરઃસરનું કાર્ય છે. એ યોજનાનો ચાલક પણ ચાલાક યૌગંધરાયણ જ છે, એમ સહજ રીતે કલ્પી શકાય તેમ છે. એમ લાગે છે કે પેલો વીણાવાદક પણ યૌગંધરાયણનો જ કોઈક માણસ હોવો જોઈએ. લાવાણકમાંના મહેલમાં આગ લાગી ત્યારે વીણાને જાણી જોઈને ત્યાંથી ઉપાડી સલામત સ્થળે સંતાડવામાં આવી હશે. પદ્માવતી જેવી સુંદર તરુણી પ્રાપ્ત કર્યા પછી કદાચ ઉદયન વાસવદત્તાને ભૂલી જાય તો ? એ પણ યૌગંધરાયણે અગાઉથી વિચારી રાખેલું. ઉદયન સામે વાસવદત્તાને લાવવામાં આવે તે પહેલાં ઘોષવતીનો પ્રસંગ મૂકવાથી ઉદયન

સ્વાભાવિક રીતે વાસવદત્તા તરફ વળે છે. (૨) કંચુકી રૈભ્ય અને ધાત્રી વસુન્ધરા ઉદયનને મળવા આવ્યાં છે. વાસવદત્તાની ઓળખમાં તે ઘણો મહત્ત્વનો ભાગ ભજવે છે. (૩) ઘોષવતી મળતાં વાસવદત્તાને સ્મરીને રાજા મૂર્છા પામ્યો, એમા તેનો વાસવદત્તા પ્રત્યેનો પ્રેમ દેખાય છે.

**(૨) ધાત્રી અને કચુકી ઉદયનને મળ્યાં તે પહેલાંનું દૃશ્ય :** મુખ્ય દૃશ્યની શરૂઆતમાં ઉદયન અને વિદૂષક રંગમંચ ઉપર દેખાય છે. રાજા 'ઘોષવતી વીણા અત્યાર સુધી ક્યાં વસી હશે તથા તે વાસવદત્તાને યાદ કરતી નથી' એમ કહી વાસવદત્તાનો શોક કરે છે. વિદૂષક તેને ધીરજ આપે છે. ઘોષાવતી विहगगणरजोविकीर्णदण्डा છે તે વાત સાચી લાગે તેથી યૌગંધરાયણની ગોઠવણી મુજબ છે. રાજા પોતે જ કહે છે તેમ લાંબા સમય સુધી સૂતેલો તેનો પ્રેમ વીણાથી જાગ્યો છે. ઉદયન વિદૂષકને વીણા દુરસ્ત કરાવવા માટે મોકલે છે.

કંચુકી અને ધાત્રીના આગમનની જાણ પ્રતીહારી ઉદયનને કરે છે, ત્યારે રાજા પદ્માવતીને બોલાવે છે. તેને સાથે રાખીને વાસવદત્તાનાં પિયેરિયાંને તે મળવા ઇચ્છે છે. પદ્માવતીને વાસવદત્તાનાં સગાંવહાલાંના કુશળ સમાચાર સાભળવા ગમે છે. વાસવદત્તાનાં સ્વજનને તે પોતાનાં સ્વજન માને છે. તે ઉપલક રીતે, દેખાડો કરવા નહિ પણ હાર્દિક રીતે માનતી હોય તેમ લાગે છે. પદ્માવતી ઉદયનને પૂછે છે કે શુ મારી સાથે બેસીને તમે આ લોકોને મળશો ? તેને એક વાંધો છે કે 'મહારાજ બીજી વાર પરણ્યા તેથી કદાચ તેઓ ઉદાસીન થશે.' સભવ એ હતો કે જેની જોડે વાસવદત્તા હોત તેની જગાએ, તે મૃત્યુ પામી હોવાથી, બીજી સ્ત્રી છે, તેમ જોઈને તેમને સ્વાભાવિક રીતે આઘાત લાગત પદ્માવતીમાં સભ્યતા, ભદ્રતા અને વ્યાવહારિકતા દેખાઈ આવે છે. પણ રાજા તેને સમજાવે છે કે 'પત્ની જેમને બતાવવી જોઈએ એમને પત્નીના દર્શનથી દૂર રાખે છે' એમ બહુ દોષ કાઢી શકાય વાસવદત્તાના માતાપિતાએ શુ કહેવડાવ્યું હશે તેના વિચારો કરતી તે બેસે છે. 'પોતે તેની કન્યાને ઉપાડી ગયો પણ એનું રક્ષણ ન કરી શક્યો તેથી પિતાને ક્રોધાયમાન કરનાર પુત્રની જેમ હું ભયભીત થયો છુ' એમ કહી ઉદયન જાણે તેમને શુ મોઢુ બતાવવુ, એવો ભાવ અનુભવે છે.

આ દૃશ્યની ત્રણ બાબતો નોંધપાત્ર છે : (૧) ઉદયન-વાસવદત્તાના

પુનર્મિલનની દૃષ્ટિએ પદ્માવતીની ત્યાં હાજરી ઘણી જરૂરી છે રૈભ્યસ ગોત્રીય કંચુકી અને વસુંધરા ધાત્રી, જેમા ઉદયનવાસવદત્તાનુ ચિત્ર દોરવામાં આવ્યું છે એવું ચિત્રફલક પણ લાવ્યા છે હાજર રહેલી પદ્માવતીને સ્વાભાવિક રીતે જ આર્યા વાસવદત્તાનું ચિત્ર જોવાનુ મન થાય છે તે જોતાં જ 'તેના જેવી કોઈક સ્ત્રી અહીં છે' એમ વાસવદત્તા સાથે આવંતિકાનું સામ્ય વિચારતા તે બોલે છે (૨) વાસવદત્તાના સગાને પદ્માવતી પ્રેમભાવ રાખી મળવા માગે છે, તે બતાવે છે કે તેનામા ઈર્ષ્યાનો અભાવ છે. સામાન્ય રીતે સપત્નીનાં સગા, વ્યવહારમા સગા ગણાતા હોવા છતાં, અંતરથી દૂર મનાતાં હોય છે (૩) વાસવદત્તાના પિતા શું કહેશે, એવા વિચાર દર્શાવતા વાક્યોમા ઉદયનના વિનય, નમ્રતા અને દુઃખ દેખાય છે.

(૩) ચિત્રફલક પ્રસંગ અને વાસવદત્તાની ક્રમિક ઓળખાણ :
'શત્રુઓએ ઉદયનનું રાજ્ય લઈ લીધું હોત અને જો રાજકુમારી વાસવદત્તા કુશળ હોત તો રે દૈવ! તે શું ન મળ્યું કહેવાયું હોત!' કહેતા સંબંધીના રાજ્યમા આવતા હર્ષ અને શોકનો મિશ્ર ભાવ અનુભવતા કંચુકીને ઉદયન 'પૃથ્વી પરના રાજ્યવંશીઓના ઉદય અને અસ્ત કરવામાં શક્તિમાન' પ્રદ્યોતની કુશળતા પૂછે છે પ્રદ્યોતે ઉદયનને રાજ્ય જીતવા બદલ ધન્યવાદ મોકલ્યા છે: 'જે કાયર કે અશક્ત હોય છે તેમનામાં ઉત્સાહ પણ ઉત્પન્ન થતો નથી. ઘણું કરીને રાજ્ય ક્ષમી ઉત્સાહીઓ જ ભોગવી શકે છે.' ઉદયન પોતાના વિજયનો યશ પ્રદ્યોત પર ચઢાવે છે. અંગારવતીનો સંદેશો ધાત્રી કહે છે: 'રાણી નિરોગી છે અને આપ સૌનું કુશળ પુછાવે છે' ત્યારે ઉદયન કહે છે अम्ब, ईदृश कुशलम्–અમારે તો આવું કુશળ છે! વાસવદત્તા વિના અમારે કુશળતા કેવી, એમ તે કહેવા માગે છે ધાત્રી અને કંચુકી ઉદયનને શોક ન કરવા જણાવે છે કંચુકી કહે છે, 'આમ પતિથી અનુકંપા કરાયેલ મહાસેનની પુત્રી મૃત્યુ પામી હોવા છતા મૃત્યુ પામેલ નથી' જેના જવાબમા પોતે વાસવદત્તાને દેહાંતરે પણ ભૂલી શકશે નહિ' તેમ તે જણાવે છે

અંગારવતી ઉદયનને પુત્રતુલ્ય માનતાં તેમની ઇચ્છા વાસવદત્તાને ઉદયન સાથે પરણાવવાની હતી જ પણ તે લગ્નવિધિ વગર તેનું અપહરણ કરી ગયો ત્યારે ઉદયનવાસવદત્તાના ચિત્રો ચિત્રફલક ઉપર દોરાવીને તેમણે લગ્નોત્સવ ઊજવેલો એ ચિત્રફલક તેમણે ધાત્રી સાથે મોકલ્યું

છે વાસવદત્તા મૃત્યુ પામેલ હોવાથી આ ચિત્રમાં તેણીને જોઈને ઉદયન શાંતિ મેળવી શકે એ એની પાછળનો ઉદ્દેશ છે

પદ્માવતીને ચિત્રમાં ગ્હેલા મોટાં રાણીનું દર્શન કરી પ્રણામ કરવાની ઇચ્છા થાય છે ચિત્ર જોતાં જ તે મનમાં બોલે છે· 'આ આર્યા આવંતિકાના જેવાં જ લાગે છે' પણ પોતાનો નિર્ણય જાહેર કરે તે પહેલા કરી રાજાને પૂછી જુએ છે 'વાસવદત્તાનુ ચિત્ર તો આબેહૂબ દોરાયુ છે કે કેમ?' રાજા કહે છે न सदृशी । सा एव इति मन्ये। અર્થાત્ ચિત્રમાં દોરાયેલી વાસવદત્તા, સાચી વાસવદત્તાના જેવી જ નહિ, તે જ હોય એમ હુ માનુ છુ એટલે કે ચિત્ર તો આબેહૂબ જ છે સામે ઊભેલ ઉદયન અને ચિત્રમાં દોરાયલ ઉદયન બ નેને સરખાવી જોતાં ચિત્રકાર નિપુણ છે એવો તાળો પણ મળી જાય છે તે રાજાને જણાવે છે કે 'આ છબીમા છે તેવી એક સ્રી આપણે ત્યાં રહે છે' ઉદયન તેને જલદી લાવવાનુ કહે છે ત્યારે પદ્માવતી જણાવે છે કન્યાવસ્થામાં એક બ્રાહ્મણ તેને મૂકી ગયો હતો રાજાને લાગે છે કે 'જો એ બ્રાહ્મણની બહેન હોય તો તો તે બીજી કોઈ હશે परस्परगता लोके दृश्यते रूपतुल्यता। પરસ્પરમાં રહેલુ રૂપનુ સરખાપણું આ લોકમાં દેખાય છે' વાસવદત્તા ઉદયન સમક્ષ આવે તેવી તક અહી સરી જાય છે

આ દશ્યમાં (૧) ઉદયનવાસવદત્તાના મિલનની શકયતા ચિત્રફલકના પ્રસંગથી ઊભી થઈ હતી તે ટળી જાય છે (૨) આ દશ્યના બનાવો બહુ સ્વાભાવિક રીતે બનતા બતાવાયા છે (૩) ઉદયનનો અનુત્સેક-નિરભિમાનપણુ અને તેનો વાસવદત્તા પ્રત્યે પ્રેમ દેખાય છે

**(૪) યૌગ ધરાયણનુ આગમન અને તેણે કરેલી બધી યોજનાઓની સ્પષ્ટતા** બરાબર આ જ વખતે પ્રતીહારી યૌગ ધરાયણના આગમનના સમાચાર આપે છે રાજાના કલ્યાણ માટે તેણે વાસવદત્તાને સતાડી રાજાનુ હિત જોઈને જ તેનું પદ્માવતી સાથે લગ્ન કરાવ્યુ, તેની યુક્તિ સફળ પણ થઈ છતાં રાજા શુ કહેશે, એ વિચારથી તેનુ હૃદય શંકિત બનેલ છે. રાજાને તે બ્રાહ્મણનો અવાજ પૂર્વપરિચિત લાગે છે. તેણે ન્યાસ મૂકેલ તેની બહેનને ખુદ પદ્માવતી બોલાવી લાવે છે. ઉદયન પદ્માવતીને થાપણ પાછી આપવા કહે છે. પણ તેને વિચાર આવે છે કે 'સાક્ષીઓની હાજરીમાં થાપણ પાછી આપવી જોઈએ' તે રૈભ્ય અને

ધાત્રીને સાક્ષી તરીકે પસંદ કરે છે. પદ્માવતી તો શાંત સ્વભાવની છે. તેણે થાપણ એમને એમ સોંપી દીધી હોત તો, બારોબાર અપાયેલી થાપણ–આવંતિકા–વણઓળખાયેલી રહેત. ધાત્રી આવંતિકાને જોતાં તેને રાજકુમારી વાસવદત્તા તરીકે ઓળખે છે. જ્યારે રાજા તેને પદ્માવતીની સાથે અંદરના ભાગમાં જવા જણાવે છે. આ વખતે તેને તે મહાસેનપુત્રી તરીકે જ જાણે છે. તેથી તેને દેવિ કહી સંબોધે છે. તેમાં કંઈ અયોગ્ય લાગતું નથી. પણ પોતાની બહેનને યૌગંધરાયણ અંદર ન મોકલવા કહે છે તેથી રહસ્યદર્શ જોવા માટે યવનિકા–ઘૂમટો દૂર કરવાની રાજા આજ્ઞા કરે છે. બંને જણ રાજાનો જયજયકાર કરે છે. શું આ સ્વપ્ન છે કે સત્ય, તેની વિમાસણમાં પડેલ રાજાને, પોતાને અપરાધી ગણતો યૌગંધરાયણ પગે લાગે છે. રાજા તેને કશું મનમાં નહિ ધરવાનું કહેતાં તેની કર્તવ્યનિષ્ઠાની, તેણે અવારનવાર કરેલી સહાયની કદર કરે છે. સખીની જેમ ગણીને મર્યાદાનું ઉલ્લંઘન કર્યાં બદલ પદ્માવતી વાસવદત્તાની માફી માગે છે. વાસવદત્તા તેને ઉઠાવીને કહે છે, 'થાપણનું શરીર જ ગુનેગાર છે.' યૌગંધરાયણ પોતાની યોજનાઓનું પ્રયોજન કહે છે. કૌશામ્બીનું રક્ષણ થાય. એ વાસવદત્તાને લઈ જવાનો ઉદ્દેશ હતો. પુષ્પકભદ્ર વગેરે જોષીઓએ ભવિષ્ય ભાખેલું કે પદ્માવતી સ્વામીની રાણી થવાની છે. એથી તેણીને પદ્માવતીના હાથમાં થાપણ તરીકે મૂકી હતી. આ બધું રુમણ્વાન જાણતો હતો. રાજા ઠપકો આપતાં નહિ, પણ વિનોદમાં રુમણ્વાનને 'શઠ' કહે છે. પછી વાસવદત્તા જીવે છે એવા સારા સમાચાર લઈ ઉદયન સપરિવાર પ્રદ્યોતને મળવા ઉજ્જયિની જવાનું નક્કી કરે છે અને 'સાગરની સીમાવાળી, હિમાલય અને વિંધ્યાચળરૂપી કુંડળોવાળી, એક છત્ર નીચે રહેલી આ પૃથ્વી ઉપર અમારા સિંહ જેવા રાજા શાસન કરો' એવા ભરતવાક્ય સાથે નાટક સમાપ્ત થાય છે.

**છઠ્ઠા અંકની સમીક્ષા :** (૧) નાટકના આ અંતિમ ભાગમાં, પહેલા અંકમાં થાપણ સોંપીને ગયેલ યૌગંધરાયણ પાછો આવે છે. પોતે કરેલી બધી યુક્તિઓ–યોજનાઓનો તે ધડસ્ફોટ કરે છે. તેથી પ્રેક્ષકોના મનમાં નાટકની સુસંવાદિતાની અસર થાય છે. તેમના મનમાં બધી ગેડ બેસી જાય છે. (૨) તે જમાનામાં થાપણ સાક્ષીઓની રૂબરૂમાં–પંચ રૂબરૂ–અપાતી હશે. (૩) નાટકના આ અંતિમ વિભાગમાં પણ ભાસની નાટ્ય-

કલાનો આપણને પરિચય થાય છે. (૪) આ ક્રમાં વાસવદત્તાના વેષપલટાનો પ્રસ્ફોટ ક્રમશઃ નીચેની સોપાનપરંપરા નુસાર થાય છે :

(ક) ઉદયનને વાસવદત્તાની પ્રાપ્તિ થતાં પહેલાં ખોવાઈ ગયેલી ઘોષવતી વીણાની પ્રાપ્તિ, (ખ) વાસવદત્તાના પિતા પ્રદ્યોત તરફથી કંચુકી રૈભ્ય અને ધાત્રી વસુંધરાનું આગમન, (ગ) પદ્માવતીની હાજરી, તેની ચિત્રફલક જોવાની ઇચ્છા તથા તેને ચિત્રિતા વાસવદત્તાના ચિત્ર અને આવંતિકા વચ્ચે દેખાયેલું સામ્ય, (ઘ) આવંતિકાનો પ્રવેશ, રાજાની સાક્ષી રૂબરૂ થાપણ પરત કરવાની ઇચ્છા, તેને વાસવદત્તા તરીકે ધાત્રીનું ઓળખવું, (ચ) યૌગંધરાયણનું આગમન, (છ) આવંતિકાએ ખસેડેલો ઘૂમટો.

## [ ૪ ]
## स्वप्नवासवदत्तम् શીર્ષકની સાર્થકતા

નાટકનું શીર્ષક સંક્ષિપ્ત, અર્થદર્શક, સરસ અને બંધબેસતું હોવું જોઈએ. નાટકનું શીર્ષક દુકાનના 'સાઈન બોર્ડ' જેટલું અગત્યનું છે. સંસ્કૃત રૂપક સાહિત્યમાં ચારેક રીતે તેના નામાભિધાન થયેલ જોવા મળે છે : (૧) નાયક–નાયિકાના નામ પરથી. જેમકે, માલવિકાગ્નિમિત્ર, માલતીમાધવ. (૨) કેવળ નાયિકાના નામ પરથી જેમકે રત્નાવલી, પ્રિયદર્શિકા. (૩) નાટકમાં આવતા કોઈક મહત્ત્વના પ્રસંગ પરથી. જેમકે, મૃચ્છકટિક, સ્વપ્નવાસવદત્ત, પ્રતિમાનાટક. (૪) તેના ફલાગમને અનુલક્ષીને. જેમકે, અભિજ્ઞાનશાકુન્તલ, વેણીસંહાર વગેરે.

ભાસનાટકચક્રનાં નાટકોમાં સ્થાપનામાં નાટકનાં નામ આપવામાં આવ્યાં નથી. ટી ગણપતિ શાસ્ત્રીએ કેટલીક હસ્તપ્રતોની પુષ્પિકાને આધારે તેનાં નામ સૂચવ્યાં છે આ નાટકનાં ત્રણ શીર્ષકો જાણીતાં છે : (૧) स्वप्ननाटकम् । (૨) स्वप्नवासवदत्ता । (૩) स्वप्नवासवदत्तम् । તેમને વ્યાકરણની દૃષ્ટિએ ઘણી રીતે સમજાવાય છે .

(૧) **स्वप्ननाटकम्** —स्वप्नप्रधान नाटकम् इति । ( મધ્યમપદલોપી )

(૨) **स्वप्नवासवदत्ता** —स्वप्ने दृष्टा वासवदत्ता इति ( મધ્યમપદલોપી ) तत्प्रतिपादके तच्छब्दोपचारात् नाटकसंज्ञा ।

(૩) **स्वप्नवासवदत्तम्** —(अ) स्वप्ने ( दृष्टा ) वासवदत्ता यस्मिन् तत् ( नाटकम् ) વ્યધિકરણ બહુવ્રીહિ. (ब) स्वप्नदृष्टा वासवदत्ता ( મધ્યમ-

પાણિની) अभेदोपचारात् नाटकसंज्ञा। (क) स्वप्नदृष्टा वासवदत्ता स्वप्नवासवदत्ता। ताम् अधिकृत्य कृतं नाटकम् स्वप्नवासवदत्तम्। (अधिकृत्य कृते ग्रन्थे सूत्र ४।३।८७)

આમાંથી स्वप्नवासवदत्तम् તેનું સુયોગ્ય શીર્ષક છે અને તે ઘણા વિદ્વાનોને માન્ય છે. સામાન્ય રીતે આ બધાનો આવો અર્થ થાય છે 'સ્વપ્નમાં દેખાયેલી વાસવદત્તાને અનુલક્ષીને લખાયેલું નાટક,' 'સ્વપ્ન અને વાસવદત્તાવાળું નાટક' અથવા 'સ્વપ્ન અને વાસવદત્તા બંનેને ઉદ્દેશીને રચાયેલું નાટક.'

પાંચમા અંકના સ્વપ્નદૃશ્યને આધારે આ નાટકનું નામ આપવામાં આવેલ છે જે સુયોગ્ય છે. સમુદ્રગૃહમાં શીર્ષવેદના અનુભવતી પદ્માવતીની ખબર કાઢવા આવેલ અને પછી તેની પ્રતીક્ષા કરતાં શય્યામાં સૂઈ ગયેલ ઉદયન સ્વપ્નમાં વાસવદત્તાને જુએ છે. આ વખતે એ જ હેતુથી આવેલી વાસવદત્તા ઉદયનનો સ્વપ્નાલાપ સાંભળે છે અને તેના પર ઉદયનનો કેટલો પ્રેમ છે તેનો જાત-અનુભવ કરે છે. સ્વપ્નદૃશ્યની કલાત્મકતા, નવીનતા, ઉચ્ચ પ્રયોગક્ષમતા, પ્રેક્ષકોનાં કુતૂહલ અને રસ પોષવાની ક્ષમતા વગેરેને લીધે એ દૃશ્ય પરથી ભાસે આ શીર્ષક આપ્યું છે તે તદ્દન યોગ્ય છે. આ નાટકનું શીર્ષક સંક્ષિપ્ત અને સરળ, અર્થદર્શક અને બંધબેસતું છે.

## [ ૫ ]

## નાટકનું મૂળ અને ભાસે કરેલા ફેરફારો

ત્રિવેન્દ્રમ ગ્રંથમાળામાંથી પ્રસિદ્ધ થયેલા 'ભાસનાટકચક્ર' ને નામે ઓળખાતાં તેર નાટકોનું પરિશીલન કરતાં લાગે છે કે ભાસે અવિમારક અને ચારુદત્ત સિવાય પોતાનાં નાટકોનાં કથાવસ્તુ માટે પ્રાચીન સાહિત્યનો આધાર લીધો છે. રામાયણ, મહાભારત અને બૃહત્કથા સંસ્કૃત સાહિત્યના ઉપજીવ્ય ગ્રંથો છે. ભાસે પણ તેમાંથી કથાવસ્તુ લઈ નાટકો રચ્યાં છે. નાટકના લક્ષણમાં કહેવાયું છે તેમ તેનું કથાવસ્તુ પ્રસિદ્ધ હોવું જોઈએ. ભાસ પ્રાચીન વસ્તુને સ્વનાટકોમાં મૂકી કેવળ તેને નાટ્યાત્મક રૂપ જ આપે છે તેવું નથી, પણ તે એમાં યા બીજા પ્રસંગોમાં અનુચિત અંશોને દૂર કરતાં પ્રસંગો નવા પણ સર્જે છે. તેમાં જ તેની મૌલિકતા જણાય છે.

મહાકવિ કાલિદાસ તેમના મેઘદૂત કાવ્યમાં અવન્તીના ગામડાના વૃદ્ધ લોકોને 'ઉદયનની કથામાં કોવિદ' કહે છે. એ જ કાવ્યના બીજા એક ક્ષેપક શ્લોકમાં 'પ્રદ્યોતની પ્રિય પુત્રીને અહીં વત્સરાજ હરી ગયા હતા' તેમ જણાવ્યુ છે. આ સૂચવે છે કે તે જમાનામાં ઈતિહાસપ્રસિદ્ધ વત્સરાજ ઉદયનની રંગદર્શી રોમાંચક પ્રણયકથા ઘેર ઘેર જાણીતી હશે. અત્યારની લોકગીતોની જેમ તેને વિષે અનેક કાવ્યો લખાયાં હશે. પણ એ બધાંમાં 'બૃહત્કથા' જ જાણીતી છે. ઈ. સ. પૂર્વેની આ રચના ગુણાઢય નામના લેખકે પૈશાચી ભાષામાં લખેલી એ બૃહત્કથા સ્વપ્નવાસવદત્તનુ આધારસ્થાન છે. આ ગ્રંથ હાલ ઉપલબ્ધ નથી પણ બુદ્ધસ્વામીનો બૃહત્કથાશ્લોકસંગ્રહ, ક્ષેમેન્દ્રની બૃહત્કથામંજરી અને સોમદેવનો કથાસરિત્સાગર આ ત્રણ તેના ઉપરથી સંસ્કૃત ભાષામા લખાયેલા સારગ્રંથો ઉપલબ્ધ છે. ત્રણે ગ્રંથો ઈ. સ. ની ૧૦મી-૧૧મી સદીની આસપાસના છે. મૂળ બૃહત્કથામાં ઉદયનની આખ્યાયિકા કેવી હશે તેનુ અનુમાન આ ત્રણ ગ્રંથો પરથી કરવાનુ રહે છે. મુશ્કેલી એ છે કે આ ત્રણ વચ્ચે પણ ઘણી જગ્યાએ ફેરફાર જોવા મળે છે. કથાસરિત્સાગરમાં यथामूल तथैवेतन्न मनागप्यतिक्रमः અર્થાત્ 'જેમ મૂળ બૃહત્કથામાં તેમ આમાં પણ છે, સહેજ પણ અતિક્રમણ કરવામાં આવ્યું નથી' એમ કહેવાયું છે. તેની કથા બૃહત્કથાની વધુ નજીક હશે એમ માનીને સ્વપ્નવાસવદત્તની કથા મૂળ કથાથી કેવી રીતે જુદી પડે છે તેનુ વિવરણ નીચે આપવામાં આવે છે :

(૧) બૃહત્કથામા પ્રદ્યોત મગધનો રાજા છે અને પદ્માવતી તેની પુત્રી છે. સ્વપ્નવાસવદત્તમાં પ્રદ્યોત અવંતીનો રાજા છે. તે વાસવદત્તાનો પિતા છે; જ્યારે પદ્માવતી મગધરાજ દર્શકની બહેન છે.

(૨) બૃહત્કથામા લાવાણકમાં લાગેલી આગમાં વાસવદત્તા અને વસંતક મૃત્યુ પામ્યાની વાત છે. યૌગંધરાયણ વાસવદત્તા અને વસંતકનો વેશ-પલટો કરાવી, રાજગૃહમાં આવી, પદ્માવતી પાસે મૂકીને પાછો લાવાણક પહોંચી જાય છે. પછીથી મૃગયાએ ગયેલ ઉદયન પાછો આવે છે. આ વૃત્ત બુદ્ધિગ્રાહ્ય નહિ થતુ હોવાથી ભાસે તેમાં યોગ્ય ફેરફાર કર્યો છે. આ નાટક પ્રમાણે વસંતક રાજાની સાથે રહે છે વાસવદત્તા અને યૌગંધરાયણ આગમાં મૃત્યુ પામ્યાની બનાવટી વાત વહેતી મુકાય છે. યૌગંધરાયણ પાછો જઈને રાજાને મળતો નથી. તે છેક છેલ્લા અંકમાં જ દેખાય છે. પદ્માવતી

પાસે થાપણ મૂકતી બૃહત્કથાની વાત પ્રમાણે યૌગંધરાયણ વાસવદત્તાને પોતાની પુત્રી તરીકે ઓળખાવે છે. અહીં તે પોતાની બહેન છે તેમ કહે છે.

(૩) બૃહત્કથામાં પદ્માવતી રહેતી હતી તે મહેલમાં યૌગંધરાયણ વાસવદત્તાને લઈ આવે છે એમ દર્શાવ્યું છે, જ્યારે અહીં પદ્માવતી આશ્રમમાં મહાદેવીને મળવા આવી ત્યારે યૌગંધરાયણ વાસવદત્તાને તેના હાથમાં સોંપે છે. આ સ્થળનો ફેરફાર નાટ્યદૃષ્ટિએ યોગ્ય છે, કારણ કે પદ્માવતીની ધર્મપરાયણતા દર્શાવવાની તક લેખકને પ્રાપ્ત થાય છે. ભાસે મિતાક્ષરી ભાષામાં કરેલ આશ્રમવર્ણનની પ્રેક્ષકો ઉપર સુંદર અસર જોઈને તેના અનુગામી કાલિદાસે તેનું અનુકરણ કરી અભિજ્ઞાનશાકુન્તલના પ્રથમ ચાર અંકોમાં તપોવન, આશ્રમ વગેરેનું વર્ણન કર્યું છે.

(૪) સ્વપ્નવાસવદત્તમાં ઉદયનને વૈદેહીપુત્ર કહેવામાં આવ્યો છે, જ્યારે મૂળમાં તેની માતાનું નામ મૃગાવતી છે અને તે અયોધ્યાના રાજા કૃતવર્માની પુત્રી છે.

(૫) બૃહત્કથામાં યૌગંધરાયણે ઉદયન–પદ્માવતીનું લગ્ન અગાઉથી ગોઠવી દીધું છે. મગધથી આમંત્રણ આવતાં તે ત્યાં જાય છે. સ્વપ્નવાસવદત્તમાં દુઃખી મનોદશામાં કોઈક બીજા કામે ઉદયન ત્યાં આવે છે અને સંજોગવશાત્ લગ્નનું નક્કી થઈ જાય છે. ભાસના ફેરફારથી ઉદયનનો વાસવદત્તા પર પ્રેમ જણાય છે. જાણે મોટાનાં વેણ માની તે પદ્માવતી સાથે લગ્ન કરતો હોય તેમ દેખાય છે.

(૬) બૃહત્કથા પ્રમાણે ઉદયન–પદ્માવતીના લગ્નનો હેતુ ઉદયનને ચક્રવર્તી સમ્રાટ બનાવવાનો છે, જ્યારે સ્વપ્નવાસવદત્ત પ્રમાણે તેનો હેતુ આરુણિએ લઈ લીધેલું રાજ્ય પ્રાપ્ત કરાવવાનો છે.

(૭) બૃહત્કથા પ્રમાણે કૌતુકમાળાનો પ્રસંગ અત્યંત મહત્ત્વનો છે. માળા અમ્લાન–કરમાય નહિ તેવી–રહે એવી આગવી પદ્ધતિ વાસવદત્તા જ જાણતી હતી. એવી રીતે મુખ પર વિશેષક–પત્રરચના–દોરવાની પણ તેની ખાસ ઢબ હતી. પદ્માવતી માટે ગૂંથાયેલ માળા અને તેના મુખ પરનું વિશેષક જોતાં ઉદયન, વાસવદત્તા જીવતી હોવી જોઈએ એમ પહેલેથી શંકા કરે છે. આને કારણે વાતની મઝા મારી જતી હોવાથી ભાસે ઉદયનને આવી શંકા સેવતો બતાવ્યો નથી. ભાસનો ઉદયન ખરેખર

માને છે કે વાસવદત્તા મૃત્યુ પામી છે. અલબત્ત સ્વપ્નદૃશ્ય વખતે તેને થોડી શંકા જાય છે ખરી.

(૮) પ્રો. દેવધર કથાસરિત્સાગરને આધારે નિર્દેશ કરે છે કે વાસવદત્તાને પુત્ર જન્મશે તથા તે વિદ્યાધરોનો રાજા થશે, એવું ભવિષ્ય ભાખ્યુ હોવાથી વાસવદત્તા મૃત્યુ પામે એ શક્ય નથી, એમ વિચારી રાજા આશ્વાસન મેળવે છે. તેથી થોડા સમય માટેની તેની ગેરહાજરી, તેના મંત્રીઓનાં જ કારસ્તાન હોવા જોઈએ, એમ માની લે છે. ભાસનો ઉદયન આવો કોઈ વિચાર કરતો નથી.

(૯) બૃહત્કથામાં ઉદયન–વાસવદત્તાનું પુનર્મિલન લાવાણકમાં થાય છે. સ્વપ્નવાસવદત્તમાં તે કૌશામ્બીમાં બતાવ્યુ છે. રાજ્યની પુનઃપ્રાપ્તિ દ્વારા નાયકનો ઉત્કર્ષ બતાવી તે ઉત્કર્ષમા એક વધુ પીછું ગોઠવતો હોય તેમ ભાસ કૌશામ્બીમાં તેને વાસવદત્તા પણ પાછી આપે છે.

(૧૦) વાસવદત્તાના શુદ્ધ ચારિત્ર્યની ખાત્રી માટે બૃહત્કથામાં યૌગંધરાયણ અને વાસવદત્તાને અગ્નિપરીક્ષામાંથી પસાર થવાની જરૂર પડે છે. પણ તે પહેલાં તેના શુદ્ધ ચારિત્ર્યની ખાત્રી આકાશવાણી દ્વારા અદ્‌ભુત રીતે થાય છે. આમાં વાસવદત્તા અને પદ્માવતી બન્નેને અન્યાય થાય છે. ભાસે વાસવદત્તાને પદ્માવતીથી ક્યારેય છૂટી પડવા દીધી નથી. યૌગંધરાયણ જ્યારે થાપણ માગવા આવ્યો ત્યારે કૌશામ્બીમાં પુનર્મિલન કરાવ્યુ છે. ભાસના ઉદયનને વાસવદત્તાના ચારિત્ર્યની ખાત્રીની જરૂર જ નથી.

ભાસે બૃહત્કથામાંથી ઉદયનની કથાનુ કલેવર લઈ તેમાં અનેક રમણીય પ્રસંગોની યોજના કરી પ્રાણ પૂર્યો છે અને એક અત્યુત્કૃષ્ટ નાટકનુ નિર્માણ કર્યું છે. તેમ કરવામા તેમણે કેટલાય પ્રસંગોનુ નવસર્જન કર્યું છે : (૧) બેદી શત્રુ આરુણિનુ પાત્ર, (૨) રાજ્ય પાછુ મેળવવા વાસવદત્તાનો અજ્ઞાતવાસ, (૩) બ્રહ્મચારી પ્રસંગ, (૪) ભ્રમરસબાધનું દૃશ્ય (જેની અસર અભિજ્ઞાનશાકુન્તલના પ્રથમ અંકમાં ભ્રમરબાધાના પ્રસંગ પર થઈ છે), (૫) સ્વપ્નનો પ્રસંગ અને (૬) પુનર્મિલન અંગે રજૂ થયેલ ક્રમવાર પ્રસંગો વગેરે.

ડૉ. જી. કે. ભટ્ટ જણાવે છે : 'સૌથી મોટી બાબત તો ભાસે નાટકમાંના પાત્રોનું માનસશાસ્ત્રીય આલેખન કર્યું છે, એ છે. ઉદયન અને ખાસ કરીને વાસવદત્તાના હૃદયફલક ઉપર છપકનાં ક્રિયા–પ્રતિક્રિયા

અને દ્વંદ્વોના ચિત્રણમાં જે ભાવમીની નાજુકાઈ જોવામાં આવે છે અને કૌટુમ્બિક જીવનની જે મીઠાશભરી તસ્વીર એ ચવામા આવી છે એ ભાસનુ મહત્વનું નવસર્જન છે.' ❁

## [ ૬ ]

## સ્વપ્નવાસવદત્તનું નાટક તરીકે મૂલ્યાંકન

વિવેચકોની વિવેચન રૂપી અગ્નિપરીક્ષામાથી સમગ્ર ભાસનાટકચક્રમાંથી કેવળ સ્વપ્નવાસવદત્ત અગ્ન્ય રહ્યું : स्वप्नवासवदत्तस्य दाहकोऽभून्न पावकः। પ્રથિતયશસ્, સંસ્કૃત નાટકના પિતામહ મહાકવિ ભાસનુ આ સર્વોત્કૃષ્ટ નાટક છે. રાજકીય પૃષ્ઠભૂમિવાળુ, બૃહત્કથા પર આધારિત કથાવસ્તુ પસંદ કર્યું હોવા છતા, એ રાજકીય વૃત્ત ઉપર આધારિત, તેની સાથે સાથે ચાલતુ, પાત્રોના મનોભાવોને નિરૂપતુ મનોવૈજ્ઞાનિક કથાવસ્તુ, તેની આગવી ખિલવણીને લીધે પ્રેક્ષકોને આકૃષ્ટ કરે છે

**રાજકીય પૃષ્ઠભૂમિ** . પ્રદ્યોતતનયા રૂપસુંદરી વાસવદત્તા સાથે પાણિગ્રહણ કર્યા પછી રાજકાર્યમા બેદરકાર રહેલ ઉદયનનો આરુણિ નામના શત્રુએ પરાભવ કર્યો હોવાથી સીમાન્ત લાવાણક ગામમા તે રહેતો હતે. સ્વામિનિષ્ઠ, નિઃસ્પૃહ, બુદ્ધિસંપન્ન અમાત્ય યૌગન્ધરાયણે વિચાર્યું કે જો મગધરાજ દર્શકની મદદ મળે તો આરુણિને હરાવી પોતાના રાજા ઉદયન વત્સરાજ્ય પુન પ્રાપ્ત કરી શકે. દર્શકને મમત્વ જાગતા ઉદયનને તે મદદ કરે એ હેતુથી તેણે ઉદયન સાથે દર્શકની બહેન પદ્માવતીના વિવાહનો વિચાર કર્યો. દૈવજ્ઞોની આગાહીથી વધેલા ઉત્સાહવાળો તે પોતાની યોજના પર આગળ વધ્યો. રુમણ્વાનની સાથે મસલત કરી ખુદ વાસવદત્તાને વિશ્વાસમા લીધી. તેને શ્રદ્ધેય અને વિશ્વસનીય ગણતી વાસવદત્તાએ સૌના હિત માટે અજ્ઞાતવાસ સ્વીકાર્યો. 'પોતે પદ્માવતી સાથે ઉદયનનું લગ્ન કરાવવા ઇચ્છે છે' એમ સ્પષ્ટ રીતે યૌગન્ધરાયણે વાસવદત્તાને જણાવ્યું લાગતુ નથી. આમ વાસવદત્તાનો અજ્ઞાતવાસ ઉદયન–પદ્માવતીના લગ્ન પર–રાજકીય હેતુ પર–અવલંબે છે પાચમા અંકને અંતે સૈન્ય લઈને આવેલ રુમણ્વાનને દર્શક લશ્કરી મદદ કરી છે. ઉદયન આરુણિને હરાવવા ઉદ્યત થાય છે છઠ્ઠા અંકમા ઉદયને તેનું ખોયેલ રાજ્ય પુનઃ પ્રાપ્ત કર્યું છે.

ઉદયનને રાજ્યની પુનઃ પ્રાપ્તિ થાય એ ભાસનું પ્રથમ ધ્યેય છે. ડૉ. સરૂપ નાટકના આ રાજકીય હેતુ પર વિશેષ ભાર મૂકે છે.

**માનસશાસ્ત્રીય હેતુ :** માનસશાસ્ત્રીય હેતુને કારણે જ નાટક રસપ્રદ, ચિત્તાકર્ષક અને હૃદયહારી બન્યુ છે. ભાસે આ નાટકમાં ઊંડું માનસશાસ્ત્રીય ચિત્રણ આપ્યુ છે. આ નાટ્યહેતુને આ નાટકમાં પ્રાધાન્ય અર્પતાં ડૉ. જી કે. ભટ્ટ લખે છે : 'આવંતિકાના વેશમા ફરતાં વાસવદત્તાનું અજાણી રીતે થયેલું અપમાન અને તેનો એણે ઉદાર દિલથી કરેલો સ્વીકાર; એનું એકલતાનું દુઃખ અને તેને નજરોનજર જોવા પડેલા ઉદયન-પદ્માવતીના લગ્નપ્રસંગે એણે અનુભવેલી હૃદયવિદારક વ્યથા; ઉદયનના સ્પષ્ટ (અંક ૪) અને અજાણ્યા (અંક ૫) પ્રેમભર્યા ઉદ્‌ગારોથી એણે કૃતજ્ઞપણે મેળવેલો દિલાસો, આ બધુ કોઈ પણ સહૃદય વાચક કેવી રીતે ભૂલી શકે? વાસવદત્તાના કહેવાતા મૃત્યુથી ઉદયને કરેલું કલ્પાંત અને લગ્ન થયા બાદ પણ એણે પ્રેમપૂર્વક સાચવેલી વાસવદત્તાની સ્મૃતિ એ નાજુક ભાવભર્યું ચિત્ર પ્રથમ વાચને જ ચિત્ત પર દઢ સંસ્કાર પાડ્યા વિના રહેતુ નથી.'

પ્રથમ અંકમા ઉત્સારણા વખતે વાસવદત્તાએ અનુભવેલું મનઃદુઃખ, બ્રહ્મચારી લાવાણકમાં બનેલ વૃત્તાન્ત કહે છે ત્યારે વચ્ચેવચ્ચે ઉચ્ચારાયેલાં વાસવદત્તાનાં વાક્યો, પદ્માવતી પોતાના ભાઈ સાથે નહિ પણ ભર્તા સાથે પરિણય વાંછે છે એમ સાંભળતા તેણે અનુભવેલ આંચકો, ઉદયન પ્રત્યેના અતિપ્રેમને લીધે ઉતાવળમા તેનાથી થઈ ગયેલ ભૂલો, પદ્માવતીને ભાભીને બદલે સપત્ની તરીકે જોવા પડી હોવાથી દિલમાં દુઃખનો લાવારસ ખદબદતો હોવા છતા હસતે મોઢે તેનુ મહેલમાં રહેવુ, બીજી પત્ની કરતાં આર્યપુત્ર પોતાને ભૂલી ગયા હશે, એવી ન જીરવાય તેવી શંકા, દૈવને નિર્દય કહેતી તેને ગૂથવી પડેલી પદ્માવતીના લગ્નની કૌતુકમાળા, ચોથા અંકમાં તેની શંકાનુ થયેલ નિવારણ, पद्मावती बहुमता मम ઇત્યાદિ જવાબથી તેણે અનુભવેલ હર્ષ, સ્વપ્નદશ્ય પહેલાની વાસવદત્તાની સ્વગતોક્તિ વગેરે સ્થળોએ વાસવદત્તાનાં મનોમંથન, તેના હર્ષ-વિષાદ ભાસે નિરૂપેલ છે. ઉદયન અને પદ્માવતીનાં પાત્રોનો વિકાસ પણ માનસશાસ્ત્રીય રીતે થયો છે.

યૌગંધરાયણે ગોઠવેલી બાજી ઉદયન-વાસવદત્તાના ઊંડા પ્રેમના અનુસંધાનમાં જ અંતિમ આકાર પામી છે. જો માનસશાસ્ત્રીય હેતુની અગત્યતા ન હોત તો છઠ્ઠો અંક આખો નિરર્થક થઈ જાત.

આ બન્ને હેતુઓ એક બીજા ઉપર આધારિત અને એક બીજાના પૂરક હોવા છતાં માનસશાસ્ત્રીય હેતુનું નિરૂપણ જ ભાસની નાટ્યક્ષમતા દર્શાવે છે રાજકીય હેતુ તો બૃહત્કથામાંથી લીધેલ હોવાથી લોકપ્રસિદ્ધ છે. વાસવદત્તાની વિરહ-વ્યાકુળતા, ઉદયનના પ્રેમ વિષેની શંકા અને નિરાશ્રયનો અસ્ફુટ નિર્દેશ પણ નાટકના આધારગ્રંથોમાં નથી

**અપૂર્વ નાટક:** નવીન કથાવસ્તુને લીધે આ નાટક અપૂર્વ છે. શૃંગારરસપ્રધાન નાટકોની સંસ્કૃત સાહિત્યમાં કમી નથી આવાં નાટકોમાં ઘણે ભાગે પ્રણયત્રિકોણ હોય છે કાલિદાસના ત્રણે નાટકો-માલવિકાગ્નિમિત્ર, વિક્રમોર્વશીય, અભિજ્ઞાનશાકુન્તલમાં અને હર્ષવર્ધનની બે નાટિકાઓ-રત્નાવલી અને પ્રિયદર્શિકામાં એક પત્ની હયાત હોવા છતાં નાયક બીજી કન્યા સાથે પ્રેમ કરે છે પણ એમાં પ્રથમ પ્રેયસી ઉપરનો નાયકનો પ્રેમ નવપ્રેયસીના દર્શન પછી ધીમે ધીમે ઓસરી જતો બતાવ્યો છે જ્યારે ભાસના સ્વપ્નવાસવદત્તમાં એનાથી સાવ જુદું જ છે અહીં પ્રથમ પ્રેયસી વાસવદત્તા ઉપરનો પ્રેમ તેની સાથેના વિરહ પછી અને દ્વિતીય પ્રેયસી પદ્માવતીના સમાગમ પછી લેશ માત્ર ઓછો થતો નથી પ્રથમ પ્રેયસી ઉપરનો બહુપત્નીક નાયકનો આવો નિશ્ચલ અને અખંડ પ્રેમ, અખિલ સંસ્કૃત સાહિત્યમાં, ભાસ જેવો કોઈ પણ નાટકકારે બતાવ્યો નથી તેથી આ નાટક અપૂર્વ અને અદ્વિતીય છે

**સુશ્લિષ્ટ કથાવસ્તુ** ભાસે કથાવસ્તુની ગૂંથણી સુશ્લિષ્ટ રીતે કરી છે દરેક અંક મુખ્ય ઘટનાની દૃષ્ટિએ એકબીજાની સાથે સંકળાયેલ છે. એક પણ પ્રસંગ વધારાનો નથી તથા એકે દશ્ય પ્રેક્ષકોને કંટાળો આપે તેવું નથી વાસવદત્તા લાવાણકમાં લાગેલી આગમાં બળી ગઈ, એવી અફવા ફેલાવ્યા પછી યૌગંધરાયણ તેને પદ્માવતીના હાથમાં સોંપે છે, એમ બતાવવામાં નાટ્યની દૃષ્ટિએ ભાસે પોતાની વિદગ્ધતા દર્શાવી છે જો વાસવદત્તાને યૌગંધરાયણે અન્ય સ્થળે છુપાવી હોત તો, ઉદયન અને પદ્માવતીના સાન્નિધ્યમાં વાસવદત્તાના વિષમ હૃદયભાવો પ્રેક્ષકો સમક્ષ બતાવી શકાત નહિ તથા પહેલેથી છેલ્લે સુધી સ્થિર રહેલા વિપ્રલંભ શૃંગારનો પરિપોષ પ્રેક્ષકોને જોવા મળત નહિ

**એક અંક:** આ નાટકનો દરેક અંક પોતપોતાની રીતે અગત્યનો છે કથાવસ્તુના યોગ્ય પરિવહનમાં તે દરેકની આવશ્યકતા છે. તેમાં પણ

ચોથો અને પાંચમો એ બેય અંક વધુ સુંદર છે. તે બેમાંથી જો એકને પસંદ કરવાનો હોય તો તે નક્કી કરવું મુશ્કેલ છે. પાંચમા અંકમાં સમુદ્રગૃહમાં સૂતેલ ઉદયનને સ્વપ્ન આવે છે તથા અર્ધભાન અવસ્થામાં તે વાસવદત્તાને જુએ છે, એ પ્રસંગ ઊડીને આંખે વળગે એવો હોવા છતાં, તેનાં આલેખન અને રજૂઆત પણ સારી રીતે થયાં હોવા છતાં, અભિનિવેશપૂર્વક કહેવું જોઈએ કે ચોથો અંક જ આ નાટકનો શ્રેષ્ઠ અંક છે. સ્વપ્નદૃશ્યવાળો અંક સુંદર છે, તો માધવીલતામંડપના પ્રસંગવાળો અંક ઉપયોગી છે. પ્રેમાળ સ્ત્રીહૃદયમાં ઊઠતી વિવિધ વૃત્તિઓનું રમ્ય ચિત્રણ કરતો આ પ્રસંગ નાટકનું પરમોચ્ચ બિંદુ છે. આમ, ચોથો અંક બધા અંકોમાં અત્યંત મહત્ત્વનો છે. જેમ, 'માત્ર શીલ વિષેના સંશયથી જ રામે મારો સદંતર ત્યાગ કર્યો' એ સંશયનું શલ્ય સીતાના હૃદયમાં સાલતું હતું, પણ ઉત્તરરામચરિતના ત્રીજા અંકમા પોતાના વિષેના રામના હૃદયના પ્રેમાળ ઉદ્‌ગારો સાંભળીને સીતાનું હૃદય શાન્ત અને પ્રસન્ન થયું તેમ આ નાટકમાં પણ ચોથા અંકમાં વાસવદત્તાની બાબતમા થયું છે. તેથી, ઉત્તરરામચરિતનો ત્રીજો અંક જેમ અત્યંત મહત્ત્વનો છે તેમ, સ્વપ્નવાસવદત્તનો ચોથો અંક આવા હૃદય–પરિવર્તનની દૃષ્ટિએ અત્યંત મહત્ત્વનો છે. હૃદયની વૃત્તિઓની વિવિધ છટા બતાવવાની દૃષ્ટિએ અને નાયિકાના હૃદયમાંથી શંકાશલ્યનું ઉદ્ધરણ થયું એ દૃષ્ટિએ ચોથા અંકનું આ નાટકમાં સર્વોપરિ સ્થાન છે.

**રસ :** આ નાટકમાં વિપ્રલંભ શૃંગારનું જ પ્રાધાન્ય છે. ભાસનાં નાટકોમાં રસનિષ્પત્તિનો ઊણપ દેખાય છે, એમ કેટલાક વિદ્વાનોનું માનવું છે. સ્વપ્નવાસવદત્તમા વિપ્રલંભ શૃંગાર હોવા છતા તેની નિષ્પત્તિ, કાલિદાસ કે ભવભૂતિના નાટકોમાં થાય છે તેવી સરસ રીતે થતી નથી. 'ભાસે લખેલ મૂળ સ્વપ્નવાસવદત્ત આપણને મળતું નથી, પણ સુધારાવધારા સાથેની આવૃત્તિ મળે છે, એમ માનનાર વિદ્વાનોનું કહેવું છે કે આ નાટકમાં બનાવોની નોંધ છે, એક પછી એક પ્રસંગો કહી દેવામાં આવ્યા છે; રસનું નિરૂપણ થતું નથી, ખરી રંગત જામતી નથી. આચાર્ય બલદેવ ઉપાધ્યાય આ નાટકમા વિપ્રલંભ શૃંગારનું પ્રાધાન્ય કબૂલ રાખવા છતાં જણાવે છે : प्रधान रस की दृष्टि से उद्दीप्त रस लक्षित नहीं होता । मात्र रसों की उद्‌बुद्धि होती है । બૃહત્કથામાં ઉદયન–વાસવદત્તાને પુત્ર થશે, એવી ભવિષ્યવાણી હોવાથી ઉદયન પકેયેથી તે મરી જ ન હોય તેમ માને છે. કૌતુકમાળા અને

વિશેષક જોયા પછી વાસવદત્તા જીવતી છે, એમ તે જાણી જાય છે. સ્વપ્ન-વાસવદત્તનો ઉદયન, ખરેખર માને છે કે વાસવદત્તા મૃત્યુ પામી છે. તે જીવતી હોવાની તેને શંકા છે જ નહિ નહિતર પહેલા ચાર અંકમાં કરુણરસ જામત નહિ આ નાટકના પહેલા ચાર અંકમાં કરુણરસનો પ્રકર્ષ થયો છે. પછીના છેલ્લા બે અંકોમાં ધીમે ધીમે વિપ્રલભ શૃંગારનુ વાતાવરણ જામે છે અને પછી નાટકની સમાપ્તિ પ્રેમિકોના આનંદદાયી પુનઃસમાગમમાં થાય છે જ્યારે બે પ્રેમીઓના પુનર્મિલનની આશા સમૂળગી નષ્ટ થઈ હોય ત્યારે તે વિરહ કરુણરસમાં પરિણમે છે જ્યારે પુનર્મિલનની આશા જીવતી રહે ત્યાં સુધીનો વિરહ વિપ્રલભ શૃગારનો વિષય થાય છે. વાસવદત્તા સાચે જ અગ્નિદાહથી બળી ગઈ છે, એમ જ્યાં સુધી ઉદયનને લાગતુ હતુ ત્યાં સુધીનાં નાટકનું વાતાવરણ કરુણરસને પોષે છે અને જ્યારથી બન્નેના પુનર્મિલનની આશા જાગી ત્યારથી વિપ્રલભ શૃંગારનો પરિપોષ થવા માડે છે.

**સંવાદો :** નાટકમાં સવાદનુ સ્થાન અગત્યનુ ગણાય છે સંસ્કૃત નાટકમાં શ્રેષ્ઠ મનાની રસનિષ્પત્તિનો આધાર પણ સવાદો પર રહેલ છે સવાદથી કથાવસ્તુ વિકસે છે. સસ્કૃત નાટ્યશાસ્ત્ર મુજબ પાત્રાનુરૂપ ભાષા પ્રયોજવામાં આવે છે નાયક, વિદ્વાન મંત્રી, બ્રાહ્મણ વગેરે પાત્રો જ સંસ્કૃતમાં બોલે છે. બીજા પાત્રો પ્રાકૃત બોલે છે. પ્રાકૃત પણ શૌરસેની, મહારાષ્ટ્રી, માગધી એમ બહુ પ્રકારની હોય છે.

નાટકના સવાદમાં ગદ્ય અને પદ્ય બન્નેનો ઉપયોગ જોવા મળે છે સારા નાટકકારો ભાવનિરૂપણના અસરકારક સાધન તરીકે શ્લોકોનો ઉપયોગ કરે છે. ભાસના નાટકોમાં એવુ કઈ બધન નથી. અહીં તો ગદ્ય અને પદ્ય બન્ને, કથાવસ્તુના વિકાસમાં પ્રયોજાયાં છે ભાસે વિશેષ કરીને ગદ્યનો ઉપયોગ કર્યો છે તેનાં ગદ્ય અને પદ્ય બન્ને સરળ અને સાદાં હોય છે ટૂંકા વાક્યોને લીધે સવાદો સચોટ બન્યા છે. બ્રહ્મચારીના પ્રસગને બાદ કરતાં માત્ર કથનના અંશો નથી કથનવાળો ભાગ પણ નાટ્યસૂત્ર વક્રોક્તિવાળો હોવાથી, ઉત્કટ નિર્વેદનિત-વવાળો હોવાથી જીવત છે બીજા સસ્કૃત નાટકોની સરખામણીમા ભાસના નાટકો રંગમંચ ઉપર વધારે સારી રીતે ભજવી શકાય તેવાં છે તે તેના સચોટ છતાં સરળ, જીવત છતા અલ્પસમાસિક સવાદોને લીધે જ.

**તખ્તાલાયકી :** ભરતના નાટ્યશાસ્ત્રમાં થયેની રંગમંચ અને

રંગભૂમિની ચર્ચાને આધારે આપણે કહી શકીએ કે સંસ્કૃત નાટકો ગ્રીક નાટકોની જેમ ખુલ્લામાં કે કોલોઝીયમમાં નહિ પણ વિકસિત રંગમંચ ઉપર ભજવાતા હતાં ભાસ કાલિદાસ હર્ષ વગેરેના નાટકોની રચના જોતાં આનુ જ સમર્થન મળે છે ભાસનાં નાટકોની પ્રયોગક્ષમતા ઉચ્ચ પ્રકારની છે નાટકની ભજવણી સરસ અને સફળ રીતે થાય તે માટે પણ ભાસ ઘણી કાળજી રાખે છે ચોથા અંકનુ માધવીલતામંડપનુ દશ્ય આનો તાદશ પુરાવો છે તેમા પાત્રોના બે જૂથ પ્રેક્ષકો સમક્ષ એકીસાથે બતાવવામાં આવ્યાં છે મંડપની અંદર રહેલ પદ્માવતી, વાસવદત્તા, દાસીનુ એક જૂથ છે. તેમની પરસ્પર થતી વાતચીત બીજા જૂથના પાત્રો ઉદયન-વિદૂષક સાભળતાં નથી, પણ ઉદયન-વિદૂષકનો સંવાદ, પ્રથમ જૂથના પાત્રો સાભળે છે. આમ આ બન્ને દશ્યો એક બીજા સાથે સંકળાયેલા છે સંસ્કૃત નાટકોમાં આવાં દશ્યોની કમી નથી. કાલિદાસના માલવિકાગ્નિમિત્રમાં રક્ત અશોકના દોહદપૂર્તિનો પ્રસંગ, વિક્રમોર્વશીયમાં પ્રિયાનુપ્રસાદન વ્રતનો પ્રસંગ, ભવભૂતિના ઉત્તરરામચરિતમાં ત્રીજા અંકનો છાયાસીતાનો પ્રસંગ આના આકર્ષક ઉદાહરણો છે. આવાં દશ્યોની ભજવણી માટે રંગમંચના બે વિભાગ કલ્પ્યા સિવાય છૂટકો નથી ડૉ. જી કે ભટ્ટ જણાવે છે કે, ' એ બે વિભાગ પ્રેક્ષાગૃહની સમાન્તર દિશામા નહિ પણ તેને કાટખૂણે આવેલા હોવા જોઈએ વળી આ બે વિભાગ કાટખૂણે પડદો મૂકીને ન થાય તે પણ દેખાતુ છે આધુનિક રંગભૂમિ પર પણ આવા વિભાગો માટે પડદાનો ઉપયોગ થતો નથી, બલ્કે એને માટે લાકડાના હળવા ' સેટિંગ 'નો ઉપયોગ કરવામાં આવે છે ' આચાર્ય ડોલરરાય માકડે ભરત નાટ્યશાસ્ત્ર પરથી તેમના પુસ્તક Indian Theatre માં વર્ણવેલ અને ચિત્રેલ રંગમંચ પરથી અમને લાગે છે કે આ પ્રકારનાં દશ્યોમા મુખ્ય પાત્રજૂથ રંગશીર્ષ પર, અને એક બે બીજા પાત્રજૂથો મત્તવારિણીમા રહેતા હશે રંગમંચના આગળના પડદાથી વચ્ચેના પડદા સુધીના ઊભા પડદાથી પડેલા લગભગ આઠ દંડના ભાગને ' મત્તવારિણી ' કહેવામાં આવે છે

પાત્રનાં પ્રવેશ તથા નિર્ગમન સૂચવતી નાટ્યસૂચનાઓ ભાસે આપી છે કેટલીકવાર નાટ્યોક્તિઓની સૂચના બરાબર જોવા મળતી નથી એકંદરે એમ લાગે છે કે ભાસે સ્વપ્નવાસવદત્તમા રંગમંચ પરની ભજવણીનો પૂરો ખ્યાલ રાખ્યો છે. ડૉ એ બી કીથ જણાવે છે કે, ' ભાસનુ

સામર્થ્ય નાટ્યાનુકૂળ તખ્તાલાયકીવાળાં નાટકો રચવામાં રહેલું છે.' કાલિદાસ સાથે સરખામણી કરતાં શ્રી એ એમ મિરાશી જણાવે છે: Kalidas is classical elegance and lyricism, our poet is realistic and dramatism અર્થાત્ 'કાલિદાસ એટલે શિષ્ટ રોચક કલ્પનાવિલાસ અને ઊર્મિલાલિત્ય, ભાસ એટલે અકૃત્રિમ સાદાઈ અને ઉત્કટ નાટ્ય.'

**પાત્રાલેખન :** પાત્રાલેખનની જેટલી ચીવટ પાશ્ચાત્ય નાટ્ય લેખકોએ લીધી છે તેટલી સંસ્કૃતના લેખકોએ લીધી નથી. રસનિષ્પત્તિ એ નાટ્ય લેખનનું ધ્યેય હોવાથી પાત્રના ચરિત્રચિત્રણ પ્રત્યે નાટ્યકારની સભાનતા જોવા મળતી નથી છતાં પ્રથમ પંક્તિના નાટ્યકારોની કૃતિઓમાં પાત્રાલેખન સારી રીતે થયેલ જોવા મળે છે. વાસવદત્તા, ઉદયન, પદ્માવતી અને યૌગંધરાયણ સ્વપ્નવાસવદત્તના મુખ્ય પાત્રો છે. વિદૂષક, બ્રહ્મચારી, કંચુકી, ધાત્રી, ચેટી ઈત્યાદિ ગૌણ પાત્રોની નાટકમાં જ્યાં સુધી જરૂર હોય ત્યાં સુધીના સમય પૂરતું તેમનું આલેખન કરવામાં આવ્યું છે. બધાં માનવી પાત્રો છે. તે જીવંત છે. વાસવદત્તાનો આંતરિક સંઘર્ષ ભાસે સારી રીતે નિરૂપ્યો છે.

**પરવર્તી સાહિત્યકારો ઉપર અસર :** કહેવાય છે કે, Imitation is the highest compliment of the original અર્થાત્ અનુકરણ મૂળની સૌથી વધુ પ્રશંસા છે. સ્વપ્નવાસવદત્તમાં આવતા કેટલાક પ્રસંગોનું અનુકરણ પરવર્તી નાટ્યકારોએ કર્યું છે. પ્રથમ અંકમાંના આશ્રમના વાતાવરણનું અને તૃતીય અંકમાંના ભ્રમરસબાધના પ્રસંગનું મહાકવિ કાલિદાસે 'અભિજ્ઞાનશાકુંતલ'ના પ્રથમ અંકમાં અનુકરણ કર્યું છે. સ્વપ્નવાસવદત્તના છઠ્ઠા અંકમાં ઉદયન ઘોષવતી વીણાને જોતાં જે શબ્દો બોલે છે તેવા જ શબ્દો શાકુંતલના છઠ્ઠા અંકમાં વીંટીને જોઈને દુષ્યંત બોલે છે. આ ઉપરાંત ભાસનાં કેટલાંક વાક્યો અને વિચારોની અસર કાલિદાસ ઉપર પડી છે. વાસવદત્તાના પિયરથી આવેલા લોકો આવંતિકાને વાસવદત્તા તરીકે ઓળખે છે તે પ્રસંગનું કાલિદાસે માલવિકાગ્નિમિત્રમાં અને શ્રીહર્ષે રત્નાવલી તથા પ્રિયદર્શિકામાં અનુકરણ કર્યું છે. સ્વપ્નવાસવદત્તના कालक्रमेण जगतः परिवर्तमाना चक्रारपङ्क्तिरिव गच्छति भाग्यपङ्क्तिः (૧૦૪)ની અસર મેઘદૂતના नीचैर्गच्छत्युपरि च दशा

મેણ (ઉત્તરમેઘ ૪૬) પર છે ઉત્તરરામચરિતના ત્રીજા અંક પર સ્વપ્નવાસવદત્તના ચોથા અંકની ચોખ્ખી અસર છે.

**કાવ્યતત્ત્વ :** સંસ્કૃત નાટકોમા કાવ્યતુ તત્ત્વ જોવા મળે છે મહાકવિ કાલિદાસ માટે તો કહેવાય છે કે, તેમના નાટકોમા કાવ્ય છે અને કાવ્યમાં નાટક છે. હર્ષ, ભવભૂતિ, મુરારિ, રાજશેખર વગેરેનાં નાટકોમાં કાવ્યની વિપુલતાને લીધે તેમને નાટ્યાત્મક કાવ્ય (Dramatic poems) કહેવામાં આવે છે. હ્રાસોન્મુખ કાળમા તો આ કાવ્યતત્ત્વ એટલુ અધિક વધી ગયુ કે નાટક પોતાના સ્વત્વને ખોઈ બેઠાં નાટકમાં કાવ્યનો સમાવેશ કરવો તેમા કઈ ખરાબ નથી પણ નાટકનો પોતાનો ગુણ–ઘટનાચક્રની ગત્યાત્મકતા અને પ્રભાવ કાવ્યતત્ત્વ દ્વારા ક્ષુણ્ણ બની ન જાય તેનુ ધ્યાન રાખવામા નાટકકારની સફળતા છે. જેમ કોઈ પ્રબધકાર કવિ ભાવાવેશમાં તણાય તેમ નાટકકારે તણાવુ જોઈએ નહિ કાલિદાસનાં નાટકોમા નાટકીયતા તથા કવિતાનુ જે સતુલન મળે છે તે સસ્કૃતના કોઈ નાટકમાં નથી. ડૉ ભોલાશકર વ્યાસના શબ્દોમાં કહીએ તો, ભાસનુ કવિત્વ સદા નાટકીયતાનુ સહાયક બનીને આવે છે. ભાસનાં કવિત્વપૂર્ણ પદ્ય ઉપરથી જોડેલાં નથી દેખાતાં, તે નાટકીય ઘટનાચક્રને ગતિ આપવામા સહાય કરે છે. ભાસના સવાદોની સરળ ભાષા, જેમાં સામાસાન્ત પદોનો પ્રયોગ નહિવત્ છે, અને પદ્યોની પ્રસગાનુકૂળ ભાવાત્મક્તા નાટકોની પ્રભાવોત્પાદકતામાં સાથ આપે છે.

**સુભાષિતો અને અલકારો :** સંસ્કૃત સુભાષિતો થોડામાં ઘણુ કહેવાની શક્તિ ધરાવે છે તે સચોટ, માર્મિક અને અર્થઘન હોય છે દરેક કવિની કૃતિમાં આવા સુભાષિતો વત્તાઓછા પ્રમાણમા જોવા મળે છે. સ્વપ્નવાસવદત્તમાં પણ કેટલાંક સુદર સુભાષિતો છે : (૧) अयुक्तम् परपुरुषसकीर्तनम् श्रोतुम् । (૨) अनिज्ञातानि दैवतान्यप्यवधूयन्ते । (૩) कालक्रमेण जगतः परिवर्तमाना चक्रारपङ्क्तिरिव गच्छति भाग्यपङ्क्तिः (૪) क क शक्तो रक्षितु मृत्युकाले । (૫) गुणाना वा विशालानाम् । (૬) तपोवनानि नाम अतिथिजनस्य स्वगेहम् । (૭) दु ख त्यक्तुं बद्धमूलोऽनुराग । (૮) न हि सिद्धवाक्यानि उत्क्रम्य गच्छन्ति विधि सुपरीक्षितानि । (૯) प्रायेण हि निरेन्द्रश्रीः सोत्साहैरेव भुज्यते । (૧૦) सर्वजनमनोभिराम खलु सौभग्य नाम । (૧૧) सत्कारो हि नाम सत्कारेण प्रतीष्ट प्रीतिम् उत्पादयति । (૧૨) स्त्रीस्वभावस्तु कातर । (૧૩) सुखमर्थो भवेद् दातुम् ।

ભાસનાં આ સુંદર સુભાષિતો સંસ્કૃત સાહિત્યમાં જાણીતાં બન્યાં છે. તેમાં અપ્રસ્તુતપ્રશંસા કે અર્થાન્તરન્યાસ અલંકાર છે. બીજા નાટકકારોની સરખામણીમાં ભાસનાં નાટકોમાં અલંકારોનો પ્રયોગ ઓછા પ્રમાણમાં થયો છે. જે થોડા મળે છે તેમાં સ્વાભાવોક્તિ, ઉપમા, રૂપક, અર્થાન્તરન્યાસ, ઉત્પ્રેક્ષા વારંવાર જોવા મળે છે. વસ્તુ અથવા વ્યક્તિની વિશિષ્ટ અવસ્થાના તાદૃશ વર્ણનને સ્વભાવોક્તિ અલંકાર કહેવામાં આવે છે. સ્વપ્નવાસવદત્તના પહેલા અંકમાં તપોવનવર્ણનમાં મનોહર સ્વભાવોક્તિ છે (૧.૧૨). ऋज्वायता च विरला च नतोन्नता च (૪.૨) આમાં પ્રથમ બે પંક્તિના સ્વાભાવોક્તિ, ત્રીજીમાં ઉપમા અને ચોથીમાં ઉત્પ્રેક્ષા અલંકાર છે. खगा वासोपेता सलिलमवगाढो मुनिजन । આમાં સ્વાભાવોક્તિ ઉપરાંત બે ચરણોમાં સમાસોક્તિ છે. स्नाम्यवन्त्याधिपते सुताया તેમજ बहुशोऽप्युपदेशेषु यया मामीक्षमाणया । हस्तेन स्रस्तकोणेन कृतमाकाशवादितम् ॥ આમાં સ્વભાવોક્તિ છે. तां पद्मिनीं हिमहतामिव चिन्तयामि માં ઉપમા છે. प्रद्वेषो बहुमानो वा सङ्कल्पाज्जायते भ માં અર્થાન્તરન્યાસ છે. शरच्छशाङ्कगौरेण वाताविद्धेन भामिनि । काशपुष्पलवेनेदं साश्रुपातं मुखं मम ॥ આ શ્લોકમાં વ્યાજોક્તિ અલંકાર છે. उपेत्य नागेन्द्रतुरङ्गतीर्णे એ શ્લોકમાં ઉપમા છે.

છંદ : ભાસનાં નાટકોમાં અનુષ્ટુપ છંદનો ઉપયોગ વારંવાર કરવામાં આવ્યો છે. સુંદર સુભાષિત કહેતી વખતે કે કોઈ ગંભીર વિચાર રજૂ કરતી વખતે તે અનુષ્ટુપનો પ્રયોગ કરે છે. એ ઉપરાંત વસંતતિલકા, શાર્દૂલવિક્રીડિત, હરિણી, શિખરિણી, ઉપજાતિ વગેરે છંદો ભાસે આ નાટકમાં પ્રયોજ્યા છે. વૈશ્વદેવી (૧.૯) શાલિની (૧.૧૩, ૪.૬, ૬.૧૦) અને આર્યા (૧.૧, ૪.૩, ૪.૪)નો પ્રયોગ ઓછા પ્રમાણમાં જોવા મળે છે. એકંદરે સ્વપ્નવાસવદત્તમાં ભાસે અનુષ્ટુપનો વારંવાર અને બીજા અલ્પસંખ્ય વૃત્તોનો અવારનવાર યશસ્વી રીતે ઉપયોગ કર્યો છે. તો પણ વૃત્તો વાપરીને પોતાનું વૃત્તરચના કૌશલ બતાવવાની તેને ઝાઝી ઉત્સુકતા નથી.

**વક્રોક્તિ :** ભાસ નાટ્યાત્મક વક્રોક્તિથી ભરેલા કુતૂહલવર્ધક પ્રસંગો સર્જે છે. આ નાટકના કથાવસ્તુમાં નાટ્યાત્મક વક્રોક્તિ અંગભૂત છે. આખાયે નાટકમાં વાસવદત્તા આવંતિકાના વેશમાં ફરે છે. એ વેશપલટાનો અનિવાર્ય રીતે આવેલી અથવા વાસવદત્તાના પોતાના મોહથી ઊભી થયેલી મુશ્કેલીઓમાં પ્રસ્ફોટ થાય નહિ તેની નાટકકારે ખાસ સાવચેતી રાખવાની

રહે છે જેમણે ક્સમયે પરસ્પર મળવાનુ નથી તેવાં ઉદયન અને વાસવદત્તા પદ્માવતીને ત્યા એક જ મ'ડેલમા રહે છે તેઓ એકબીજાને મળી જાય તેવા બે પ્રસગો (અક ૪ અને ૫) નાટયવક્રોક્તિથી ભરેલા છે

**શૈલી** ડૉ એ બી કીથ કહે છે તેમ, ગત્યાત્મક્તા અને સચોટતા ભાસની શૈલીના આગવાં લક્ષણો છે ભાસનાં નાટકોમાં સરળ ભાષાનો નિર્બધ પ્રવાહ અને કાર્યની ત્વરિત ગતિ જોવા મળે છે અર્જુનના તીરની જેમ એનાં નાટકોની ક્રિયા ધાર્યા નિશ ન તરફ જ અભિમુખ થાય છે તેમની ભાષા મ જુલ કોમલ અને પરિષ્કૃત ન હોવા છતાં ભાવાભિવ્યક્તિ કરવા સમર્થ છે કાલિદાસના કા વ્યવિલાસ અને ઊર્મિનાવિત્ય અથવા ભવભૂતિના ભાવોત્કટતા અને ઉ ાત્ત વાગ્વૈભવ જેવા ગુણો ભાસની શૈલીમાં માનુમ પડતા નથી ભાસનુ સામર્થ્ય નાટ્યાનકૂળ તખ્તાલાયકીવાળા નાટકો રચવામાં રહેલુ છે ભાસની અકૃત્રિમ સાદાઈ સરળ ભાષા અસામાસિક કે અલ્પ સામાસિક શબ્દો જીવ ત ઓજીના સ્પર્શથી અ કિત છે ડૉ કૃષ્ણમાચારીયર લખે છે Bhasa s language possessed a pec uliar grace his dramas were well designed and variety of characters was their feature and in versa lity of imagery and originality of conception he attained a name અર્થાત્ ભાસની ભાષા વિશિષ્ટ સૌ ઠવ ધરાવતી હતી તેનાં નાટકો સુ ાજિત હતા પાત્રવૈવિધ્ય તેની વિશિષ્ટ બાબત હતી કલ્પનાની ફળદ્રુપતા અને ખ્યાનની મૌલિકતામા તેણે ન મ મેળ યુ

**દોષો** નાટયકાર તરીકે ભાસના દોષો પણ છે જ તેની વસ્તુ સ ક્લના સદોષ છે આખુ ય નાટક સુસ કલિત અને સપ્રમાણ લાગે તે માટ વચ્ચ કેટલીક અ તગ ત કડીઓનો તે ોગ્ય વિકાસ કરતો નથી અને તેને વાચકની ક પના પર છાડી દે છે કેટલીક જગ્યાએ ર ગસૂચનાઓ અપૂરતી છે ભાસમા પુનરુક્તિ દોષ જોવા મળે છે શબ્દપ્રયોગો કલ્પના, વાક્યો શ્લોકો પ્રસગો દૃશ્યો વગેરેની પુનરુક્તિથી તે ક ટાળો આપે છે તેનાં નાટકોમાં કેટલાક અપાણિનીય વ્યાકરણપ્રયોગો જોવા મળે છે આ નાટકના પ્રથમ અ કનો બ્રહ્મચારીનો પ્રસ ગ બીજા તથા ત્રીજા અ કની સક્ષિપ્તતા, સ્વપ્નદૃશ્યની વાસ્તવિક્તા વગેરેની પ્રતિકૂળ ટીકા વિદ્વાનોએ

ભાસની મર્યાદાઓ કરતાં તેના ગુણ વધારે છે. તેની પૂર્વે લખાયેલાં નાટક નહિ મળતાં હોવાથી આપણે તો એટલું જ કહી શકીએ કે તેને કોરી પાટી પર 'એકડે એક' લખવાનું હતું. પૂર્વે થઈ ગયેલા કોઈ નાટ્યકારનો સમૃદ્ધ, અનુકરણીય આદર્શ કે વારસો તેની પાસે નહોતો. વિદૂષક જેવા પાછળથી રૂઢ થયેલા પાત્રનો તે ઘડવૈયો બન્યો. અન્ય બાબતોમાં તે પરવર્તી નાટકકારોને અનુકરણીય બન્યો એ જ તેની સિદ્ધિ છે.

## [ ૭ ]

## પાત્રાલેખન

મહાકવિ બાણ, ભાસનાં નાટકોને બહુભૂમિકૈઃ અર્થાત્ ' ઘણાં પાત્રોવાળાં' કહે છે. ભાસનાં નાટકોની સંખ્યા વધારે છે એથી સ્વાભાવિક રીતે જ તેમાં પાત્રસંખ્યા પણ અધિક છે અહીં 'સ્વપ્નવાસવદત્ત'નાં કેટલાક મહત્ત્વનાં પાત્રોનો પરિચય આપવામાં આવે છે:

### વાસવદત્તા

**સુંદર, સંગીતજ્ઞ નાયિકા :** પ્રદ્યોત મહાસેન અને અંગારવતીની લાડીલી કન્યા અને વત્સરાજ ઉદયનની પ્રેમાળ પત્ની વાસવદત્તા 'સ્વપ્ન-વાસવદત્ત' નાટકની એક એવી નાયિકા છે જે એના ચરિત્રચિત્રણની નાટકકારે કરેલી માવજત અને આપેલ ધ્યાનને કારણે ખુદ નાયકના પાત્રને પણ જરા ઝાંખું કરે છે જગતની સુંદર વસ્તુઓનું ઉપમાન બને એવા તેના સૌંદર્ય વિષે કે તેની મધુર મદકલ વાણી વિષે આ નાટકમાં ખાસ ઉલ્લેખ નથી. પણ ' પ્રતિજ્ઞાયૌગન્ધરાયણ 'ને આધારે તથા લોકકથાઓને આધારે આપણે કહી શકીએ કે તે સૌંદર્યલક્ષ્મભૂતા હતી, ખૂબસુરત હતી. રાજકુંવરી તરીકે જન્મેલ અને ઊછરેલ તથા રાજપત્ની તરીકે વૈભવમાં રહેલ તેણે જીવનમાં દુઃખની એકેય કાળી વાદળી જોઈ નથી. વૈભવમાં વિકસતો સદ્‌ગુણ-કળાઓ પ્રત્યેની સહૃદયતા તેનામાં હતો. તે સંગીતજ્ઞ હતી. ઉદયન સાથે પ્રેમ કરતાંયે તે વીણા શીખી ગઈ હતી. તે કલાત્મક રીતે કૌતુકમાળા ગૂંથી શકતી.

**ઉદયન પ્રત્યે પ્રેમ :** જીંદગીમાં તેણે એક પુરુષને જ દિલ અર્પ્યું છે. તે છે ઉદયન. તેના પ્રત્યે પ્રેમ જાગતાં અને વધતા તેની સાથે તેણે ગાંધર્વ-લગ્ન કર્યું. વીણા શીખતાં ઉદયન સામે જોઈ રહેતા હાથમાંનો કોણ પણ

સરી પડતો તેનું તેને ભાન રહેતું નહિ. માતા–પિતાની મરજી વિરુદ્ધ તેની સાથે તે ચાલી નીકળી. તે બન્ને વચ્ચેનો પ્રેમ, બ્રહ્મચારી કહે છે તેમ, ચક્રવાક-યુગલ કરતાયે અધિક હતો. તેનામાં એકજીવ બનેલ ઉદયને રાજ્ય ખોયું ત્યારે તેને રાજ્ય અપાવવા ખાતર જ તે યૌગ ધરાયણની યોજનામાં શામેલ થઈ. ઉદયન ઉપર પ્રેમ હોવાને કારણે જ તેનો પદ્માવતી સાથે વિવાહ તે સાખી શકી નહિ. પતિ ઉપર અનહદ પ્રેમને લીધે જ તે સ્વપ્નદશ્ય વખતે સૂનાર અને બોલનાર ઉદયન છે એમ જાણ્યા પછી પણ સમુદ્રગૃહમાં રોકાઈ.

**અજ્ઞાતવાસ :** તેને યૌગધરાયણની શક્તિ અને ભક્તિ પ્રત્યે પાકો વિશ્વાસ હતો. યૌગધરાયણની ઇચ્છા મુજબ તેણે અજ્ઞાતવાસ સ્વીકાર્યો. તે મુજબ તેને છૂપા રહેવાનું હતુ. તે જીવતી છે એમ ઉદયનને ખબર ન પડે તે રીતે જીવવાનુ હતું. પોતાનો અજ્ઞાતવાસ કોઈ રીતે પ્રગટ ન થાય તેની તે ચિંતા સાથે પૂરી સભાળ રાખે છે. પથારીમાં સૂતેલ વ્યક્તિ પદ્માવતી નથી પણ ઉદયન છે એમ જાણીને સફાળી બેઠી થયેલી તેને પહેલી ચિંતા યૌગધરાયણની યોજનાની થાય છે: किनु खलु दृष्टास्मि। महान् खलु आर्य-यौगन्धरायणस्य प्रतिज्ञाभार. मम दर्शनेन निष्फलः सवृत्त । પદ્માવતીને ત્યાં ન્યાસ તરીકે રહેલી તે પરપુરુષદર્શન પરિહરતી પ્રોષિતભર્તૃકા તરીકે જ રહે છે. આમ તો યૌગધગયણે તેને પોતાની પ્રોષિતભર્તૃકા બહેન ગણાવી હતી. છતાયે પોતે વાસવદત્તા તરીકે ખુલ્લી ન પડે એ જોવાની તેની મરજી ખરી જ. પદ્માવતી પણ તેનું આ વ્રત જાળવવા કોશિશ કરે છે. આ નાટકમાં તે એક દુખી પાત્ર તરીકે આપણી સમક્ષ આવે છે. 'જલી જાતી છોને, જીવન ધૂપસળી, મ્હેંકતી મ્હેકતી આ' મુજબ બીજાના સુખ માટે તે દુઃખ ભોગવે છે.

**પદ્માવતી પર સખીભાવ :** વાસવદત્તાના પાત્રમા ભાસે નારી-હૃદયના ભાવો.બરાબર આલેખ્યા છે. યૌગધરાયણના કહ્યા પ્રમાણે અજ્ઞાતવાસ સ્વીકારતી વાસવદત્તા પદ્માવતીને ઉદયન સાથે પરણતી જોઈ એકલતા અને દુઃખ અનુભવે છે. તેના હૈયામાં ઉથલપાથલ જાગે છે. છતા પદ્માવતી તરફ તેને ઈર્ષ્યા નથી. પદ્માવતીના ઉદયન સાથેના લગ્નથી વાસવદત્તાના દિલને સજ્જડ આઘાત લાગે છે પરંતુ એ તો કોઈ પણ સ્રીના ચિત્તને ક્ષોભ થાય એવી વાત છે. પદ્માવતી પ્રત્યે તેને માન છે. પદ્માવતીએ તેને સ્વીકારી, કરેલા ઉપકારનો બદલો તે પદ્માવતી પ્રત્યે સખીભાવ સાચવીને આપે છે. ઉદયનનું

પદ્માવતી સાથે લગ્ન થવાથી વાસવદત્તાનો ઉદયન પ્રત્યેનો પ્રેમ કે પદ્માવતી પ્રત્યેનો સખીભાવ ઓછો નથી. પદ્માવતીની બીમારી વિષે સાંભળીને તરત જ તે સમુદ્રગૃહ તરફ દોડી જાય છે. દાસીને પણ વિશ્વાસ છે કે વાસવદત્તા જ બે સારી વાતો કરીને તેનું દુઃખ ઓછું કરશે. પદ્માવતી પ્રત્યે વાસવદત્તા ઉદાર દિલની છે. છેવટે જ્યારે પદ્માવતી તેને પગે લાગે છે ત્યારે अधिसृष्टं नाम शरीरम् अपराध्यति કહીને કશું મનમાં ન લેવાનું કહી ઊઠાડે છે. પદ્માવતી પોતાના પ્રિય ઉદયનની સગવડ સાચવે છે તેથી પણ તેના પર તેને હેત છે.

**અન્ય ગુણો :** બીજા અંકની શરૂઆતમાં કન્દુકક્રીડા પ્રસંગે પદ્માવતી સાથેના સંવાદમાં વાસવદત્તાની ચતુરાઈ ભરી વિનોદલક્ષિતાનો આપણને પરિચય થાય છે. તે 'રાગ,' 'પરકીય' અને 'વરમુખ' શબ્દો પર શ્લેષ કરે છે. પદ્માવતી ભાભી થનાર હોવાથી તેની સાથે તે ટીખળ કરે છે. પ્રત્યુત્પન્નમતિત્વ યાને હાજરજવાબીપણું એ તેનો નોંધપાત્ર ગુણ છે. ઉદયન પ્રત્યેના પ્રેમને લીધે લાગણીશીલતાથી અજ્ઞાતવાસ ઉઘાડો થાય એવી તે ભૂલ કરી બેસે છે પણ પછી વાતને ચતુર વળાંક આપીને ભૂલ સુધારી લે છે. પિયરમાં અને સાસરામાં સારું વર્ચસ્વ ધરાવતી હોવાથી એને કોઈ 'ખસ' કહેનાર નહોતું. એણે કોઈ વાર છણકો સાંભળ્યો નહોતો. તેથી મગધરાજ્યના તપોવનમાં દર્શકના સૈનિકો તેને દૂર હટાવે છે એ અપમાન તેનાથી જીરવાતું નથી. એવો તેજ સ્વભાવ હોવા છતાં યૌગંધરાયણના સમજાવતાં સમજી જાય એવી તે સમજુ તો છે જ.

વાસવદત્તા આ નાટકનું ઉત્તમ પાત્ર છે. દરેક અંકમાં તે રંગમંચ ઉપર આવે છે. તેનું વેશાન્તર અને ન્યાસવિધિ, પદ્માવતી સાથે ઉદયનનું લગ્ન તથા તેના મનમાં ઉદ્‌ભવેલી શંકા અને તેનું નિરાકરણ, સમુદ્રગૃહમાં ઉદયનના સ્વપ્ન વખતે તેની હાજરી, તેનું ઉદયન સાથે પુનર્મિલન—આમ બધા પ્રસંગો તેની આસપાસ ગૂંથાય છે.

## પદ્માવતી

**વિદૂષકની દૃષ્ટિએ :** મગધરાજ દર્શકની બહેન પદ્માવતી ઉદયનની પત્ની થવા સર્જાયા હતી. પુષ્પકભદ્ર વગેરેએ 'તે ઉદયનની મહિષી થશે' તેવી આગાહી કરી હતી. વયમાં વાસવદત્તાથી નાની હોવા છતાં તે તેના

જોવીદર્શનીય અને મધુરભાષિણી હતી. પદ્માવતીના ગુણો ગણાવતાં વસંતક વિદૂષક ચોથા અંકમાં કહે છે તેમ તે તરુણી, દર્શનીય, ગુસ્સે ન થાય તેવી, અહંકાર વિનાની, મધુરવાણીવાળી અને દાક્ષિણ્યવાળી છે. ઉદયનને પણ તેના રૂપ, શીલ અને માધુર્યને લીધે તેના તરફ માન છે.

**ધાર્મિકવૃત્તિ અને નમ્રતા :** પદ્માવતી 'ધર્માભિરામપ્રિયા' છે. તે ધાર્મિક વૃત્તિવાળી છે. ધર્મ પાળનાર લોકો તેને ગમે છે. તે અવાર-નવાર દાન આપે છે તે વડીલોને માન આપે છે. વનમાં રહેતાં મહાદેવીને તે મળવા જાય છે. તાપસી સાથે તેનું વર્તન ઉચ્છૃંખલ નથી. વાસવદત્તાના પિયરનાં સગા–રૈભ્ય અને વસુંધરા પ્રત્યે પણ તે માન ધરાવે છે.

**વચનપાલક :** તે આપેલુ વચન પાળે છે. 'જેને જે જોઈએ તે માગે' એમ જાહેર કરાવ્યા પછી 'મારી બહેનને તમે થોડા સમય માટે સાચવો' એમ કહેતા પરિવ્રાજકે સોંપેલા ન્યાસનું, કંચુકી કહે છે તેમ 'થાપણનુ રક્ષણ કરવું મુશ્કેલ હોવા' છતાં, રક્ષણ કરે છે. આવંતિકાને તે જરાયે ઓછુ ન આવે એ રીતે સાચવે છે. આવંતિકા પરપુરુષને નહિ જોતી હોવાથી તે કોઈથી, ખુદ ઉદયનથી પણ દેખાઈ ન જાય તેનું તે ધ્યાન રાખે છે. એટલા વાસ્તે જ, તાજુ જ લગ્ન કર્યું હોવા છતાં તે ઉદયનને ન મળતાં માધવીલતામંડપમાં સતાવાનું પસંદ કરે છે. થાપણ–આવંતિકાને તેણે ક્યારેય રેઢી મૂકી નથી. ઉદયન સાથે લગ્ન થયા પછી જ્યારે તે કૌશામ્બી આવી ત્યારે પણ તે આવંતિકાને સાથે લેતી આવી છે.

**ઉદયન પર પ્રેમ :** પદ્માવતી પણ ઉદયનને ચાહે છે. પ્રદ્યોતના સાથે સગપણની વાત ચાલતી હતી તે તેને પસંદ નહોતું. તે તો વત્સરાજ ઉદયનને જ મનથી વરી ચૂકી હતી. ભલે દર્શકે ગોઠવ્યા મુજબ તેમનુ લગ્ન થયુ હોય પણ માબાપે ગોઠવ્યા મુજબ સલગ્ન થયેલાં પતિપત્નીમાં લગ્ન પછીના સહવાસથી જેવો પ્રેમ જોવા મળે છે તેવો પ્રેમ તે બન્ને વચ્ચે હતો. ઉદયન વાસવદત્તાને વધુ ચાહતો હોવા છતાં એ વાત પદ્માવતીને જણાવી તેના દિલને આઘાત ન પહોંચાડે એટલો દાક્ષિણ્ય તો તે હતો જ.

**ગુણદર્શી :** વાસવદત્તા કરતાં પદ્માવતી વધારે મોટા મનની, ઉદાર દિલવાળી, મહાનુભાવા લાગે છે. માધવીલતામંડપમાં પદ્માવતી બહુમતા મમ ઈત્યાદિ વચનો ઉદયન પાસેથી સાંભળ્યાં હોવા છતાં તે માત્ર તેના સારા પાસાને જ જુએ છે. એ ચેટીએ કહેલાં વચનો પછી બોલાયેલા આ

વાક્ય પરથી જણાય છે : मा मा एवम् । सदाक्षिण्य एव आर्यपुत्र । તેનામાં ઈર્ષ્યા નથી. તેની જગ્યાએ બીજી કોઈ સામાન્ય સ્ત્રી હોત તો ઝઘડી પડી હોત. જો કે તેની લાગે ગાળે થયેલી થોડી અસર તેની શીર્ષવેદના વખતે દેખાય છે.

**વ્યાવહારિક શાણપણ :** પદ્માવતીમાં વ્યાવહારિક શાણપણ અધિક પ્રમાણમા જોવા મળે છે. વાસવદત્તાના કુટુંબીજનો તેને કેવી રીતે આવકારશે, એ સંદેહથી કંચુકી અને ધાત્રીને એકલા જ મળવાનુ તે ઉદયનને સૂચવે છે. વાસવદત્તાનુ ચિત્ર જોઈને પ્રણામ કરવાની તેને ઇચ્છા થઈ આવે છે. વાસવદત્તાના સ્વજનોને તે પોતાનાં સ્વજનો માને છે. વાસવદત્તાનુ મૂળ સ્વરૂપ પ્રગટ થતાં, તેની માફી માગતાં પણ તે અચકાતી નથી.

**શાંત અને મિતભાષિણી :** પદ્માવતી કાર્ય કરવામાં માને છે, દેખાવ કરવામાં નહિ. તે શાંત સ્વભાવની છે, ધીર છે જેટલી શાંતિથી તે થાપણ સ્વીકારે છે એટલી જ શાંતિથી તે પાછી આપે છે થાપણ પાછી સોંપતાં વચ્ચે સાક્ષી જોઈએ, એવુ તો ઉદયનને યાદ આવે છે. બાકી, તેણે તો તુરત જ આવંતિકાને સોંપી દીધી હોત. પદ્માવતી સમુદ્રગૃહમાં આવતી નથી, તેનુ કારણ ભાસે આપ્યુ નથી, છતાં પોતાની સાધારણ બીમારીને લીધે મહેલમાં જે દોડધામ મચી છે એ પદ્માવતીને પસંદ ન હોય કદાચ એથી જ તેણે ત્યાં જવાનો વિચાર માંડી વાળીને પોતાના જ મહેલમાં પડી રહેવાનું વિચાર્યું હશે, એમ કેટલાક વિદ્વાનો માને છે. ઉદયનને તેણે વીણા શીખવવાનુ કહ્યું ત્યારે તેણે ના પાડી હતી પણ લાગણીના આ નાજુક પ્રશ્ન પરત્વે તેને હઠ લઈને વધુ ન છેડતાં પોતે જ મન મનાવી શાંત રહી ગઈ હોય તેમ લાગે છે

**વાસવદત્તા અને પદ્માવતીની તુલના :** આ નાટકના આ બંને આકર્ષક નારીપાત્રોની સરખામણી કરતા ડૉ. જી કે ભટ્ટ જણાવે છે કે, 'પદ્માવતી ગુણવતી ખરી, પરંતુ તેના સ્વભાવમા ઉષ્મા જરા ઓછી દેખાય છે. તેથી ઊંનટ વાસવદત્તા ઊર્મિ અને આવેગથી છલકાતી સાચી નારીનુ પ્રતીક છે. પદ્માવતી પ્રત્યે આપણને આદર છે પરંતુ આપણુ દિલ તો વાસવદત્તા ભણી જ ખેચાય છે' તો પણ પ્રો. આઠવલે કહે છે તેમ, 'રૂપવતી, યૌવનવતી, કુલશીલવતી, कुरु प्रियसखीवृत्तिं सपत्नीजने ( શાકુંતલ ૪.૧૮ ) એવા વડીલોના ઉપદેશને અનુસરીને વર્તતી, भर्तुर्विप्रकृताऽपि

रोषणतया मा स्म प्रतीपं गमः ( શાકુંતલ ૪·૧૮ ) એ વૃદ્ધોની ઉક્તિને અક્ષરશ જીવનમા ઉતારતી એવી આ તરુણ રાણી પદ્માવતી નાટકનાં બીજા મુખ્ય પાત્રોની જેમ સહૃદય પ્રેક્ષકોના આદરને પણ પાત્ર થાય એમાં નવાઈ નથી.'

## ઉદયન

**નાટકનો નાયક :** બૃહત્કથામા ઉદયનને અનેક પ્રણયક્રિયાઓ સાથે સ કળાયેલ, ર ગીલો, મધુકરવૃત્તિનો અને શૃંગારપ્રિય દર્શાવ્યો છે પણ ભાસનાં ઉદયનકથા પર લખાયેલા બે નાટકોમાં તે વાસવદત્તા પ્રત્યે એકનિષ્ઠ, અનન્યપરાયણ પ્રેમ દર્શાવનારો છે. તે વાસવદત્તા જેવી કલાવતી રાજકુવરીને યોગ્ય પતિ છે યુદ્ધમાં તે શૂરવીર હતો અલબત્ત, તેનું વિશેષ નિરૂપણ પ્રતિજ્ઞાયૌગ ધરાયણમાં થયુ છે સ્વપ્નવાસવદત્તમાં પાંચમા અંકને અંતે રુમણ્વાન અને દર્શકની લશ્કરી તૈયારી નિહાળી યુદ્ધ માટે કટિબદ્ધ થતો તેને બતાવવામા આવ્યો છે એ સિવાય તેની વીરતાનો અણુસારો ભાસે કર્યો નથી

**સંગીતજ્ઞ :** ઉદયન, રસિક અને કામકળામા નિપુણ હતો. વીણા વગાડવામા તે પ્રવીણ હતો વીણાવાદન દ્વારા તે મદમત્ત હાથીઓને પણ વશ કરી શકતો આ નાટકના છેલ્લા અંકમાં તેની ઘોષવતીનુ વર્ણન કરવામાં આવેલ છે. વાસવદત્તાને તે વીણા શીખવતો હતો તે દરમ્યાન ઉભય વચ્ચે પ્રીત બંધાઈ હતી.

**વાસવદત્તા પર પ્રેમ** · વાસવદત્તા સાથે તેણે પ્રેમલગ્ન કર્યું હતુ. પ્રથમ નજરે તેની સાથે થયેલા પ્રેમનો પરિપાક લગ્નમા થયો હતો ત્યાર-પછી પણ તેમની વચ્ચે અતૂટ પ્રેમ હતો વાસવદત્તા પ્રત્યેના સ્નેહને લીધે તે રાજકાર્યમાં બેધ્યાન બન્યો અને રાજ્ય ગુમાવ્યુ. ઉદયનનુ પદ્માવતી સાથે લગ્ન રાજકીય અગત્યનુ હોવા છતા, જ્યાં સુધી વાસવદત્તા જીવતી હોય ત્યાં સુધી ઉદયન લગ્ન માટે હા પાડે નહિ, એમ યૌગ ધરાયણને ખાત્રી હતી વાસવદત્તાના મૃત્યુ વિશે સાંભળીને તેણે વિલાપ કર્યો તે મૂર્છા પામ્યો. પૃથ્વી ઉપર આળોટતાં તેનુ શરીર ધૂસર બન્યુ. લાવણકમાંથી તેને મહામુશ્કેલીએ લઇ જવામાં આવ્યો. પદ્માવતી સાથે તેને લગ્ન કરવુ પડ્યુ, છતાયે તેને વાસવદત્તાની ઝંખના રહ્યા કરે છે. તેની યાદ તેને સતાવે છે

વાતવાતમાં તે વાસવદત્તાના વિચારોમાં ખોવાઈ જાય છે. બહુપત્નીક નાયકનો પોતાની પ્રથમ પ્રેયસી ઉપરનો આવો અખંડ પ્રેમ બીજા એકેય સંસ્કૃત નાટકમાં બતાવાયો નથી. વિદૂષકના પ્રશ્નોનો તેણે આપેલો ઉત્તર, શ્રમસ્નાન વખતે પોતાને કાન્તાવિયુક્ત કહે છે તે પ્રસંગ, તેને સમુદ્રગૃહમાં વાસવદત્તાનું આવેલ સ્વપ્ન, ઘોષવતી મળતાં તેનું પુનર્જાગૃત થયેલ સ્મરણ ઇત્યાદિ ઉદયનનો વાસવદત્તા પર પ્રેમ દર્શાવે છે. ઉદયનના સ્વભાવચિત્રણમાં મુખ્ય રંગ, એ વાસવદત્તા ઉપરના પ્રેમનો અને જે સચોટપણે એ વાસવદત્તાનું સ્મરણ સાચવે છે તેનો છે.

**પદ્માવતી તરફ દાક્ષિણ્ય** : પદ્માવતી પ્રત્યે ઉદયનનું વર્તન સભ્ય અને દાક્ષિણ્યવાળું છે. પદ્માવતીના ગુણોની તે પૂરી કદર કરે છે. પદ્માવતી તરફ એ જોઈએ તેટલો પ્રતિભાવ દર્શાવી શકતો નથી, તેનું એને દુ:ખ પણ કરે છે. પ્રમદવનમાં વિદૂષકના માર્મિક પ્રશ્નથી તે ઘડીભર નિરુત્તર રહે છે. શરૂઆતમાં તે વાત ઉડાવવાનો યત્ન કરે છે. વીણાવાદન શીખવાની પદ્માવતીની માંગણીને તે વિનય સાથે નકારે છે. ચોથા અંકમાં પદ્માવતી સમક્ષ આંસુનું ખોટું કારણ આપે છે. અહીં પણ ઉદયનનો હેતુ પદ્માવતીના દિલને આઘાત નહિ પહોંચાડવાનો છે, જે ઉદયનની સામા માણસની લાગણીનો ખ્યાલ કરવાની સમભાવિતા તેમજ દાક્ષિણ્યની પ્રતીતિ કરાવે છે.

**વિરચિકાનો પ્રસંગ** : વાસવદત્તા પ્રત્યે આવો અનન્ય પ્રેમ હોવા છતાં પાંચમા અંકના સ્વપ્નદૃશ્યમાં ઉલ્લેખાયેલ તેનો વિરચિકા સાથેનો અવૈધ સંબંધ સોનાની થાળીમાં લોઢાની મેખ સમાન છે. એને માનવસહજ દુર્બળતા ગણીને ક્ષમા ન આપી શકાય ?

**વિનયી** : ઉદયનમાં અનુત્સેક અર્થાત્ નિરભિમાનીપણું, વિનય અને નમ્રતા જોવા મળે છે. મહાસેનની પુત્રી વાસવદત્તાનું તે અપહરણ કરી લાવેલો તેનું તેને દુઃખ છે. આથી તે પોતાને અપરાધી ગણે છે. પોતે વાસવદત્તાને સાચવી ન શક્યો તે માટે તે પોતાને જ દોષ દે છે વાસવદત્તાનાં માતાપિતાએ, એ બધું જવા દઈને તેને ક્ષમા આપી અને સ્નેહ દર્શાવ્યો તે બદલ ગુનેગાર પુત્રની જેમ કૃતજ્ઞતાથી તે ગળગળો થઈ જાય છે. આરુણિ પર તેણે વિજય મેળવ્યો ત્યારે તેનો સઘળો યશ પણ તે મહાસેનને આપે છે

**તેનું બુદ્ધિચાતુર્ય દર્શાવાયું નથી** : ભાસે ઉદયનનું બુદ્ધિચાતુર્ય દર્શાવવાની એક તક જતી કરી છે. ચોથા અંકને અંતે વાસવદત્તાને યાદ

કરીને રાજા રુદન કરતો હતો તેનુ મુખ અશ્રુક્લિન્ન હતુ. તેને સાફ કરવા વિદૂષક પાણી લઈ આવ્યો તે વખતે પદ્માવતી ત્યા આવી રાજાના અશ્રુનુ કારણ કાશપુષ્પનો પરાગ છે એમ વિદૂષકે બતાવ્યુ છે, રાજા બતાવતો નથી રાજા તો માત્ર शरच्छशाङ्कगौरेण એ શ્લોક દ્વારા ટાપશી પૂરે છે આ સ્થળે ભાસે ઉદયન કરતાં વિદૂષકને વધુ ચતુર બતાવ્યો છે,

એક દરે સ્વપ્નવાસવદત્તનો નાયક ઉદયન પ્રેમમા એકનિષ્ઠ, અનેક કળામા નિપુણ, અણગમતી પત્ની પ્રત્યે પણ દાક્ષિણ્ય વૃત્તિ ધરાવનાર, સાહસિક, શૂર, પણ પ્રેમમા આસક્ત હોવાથી રાજ્યપાલનના કાર્યમા દુર્લક્ષ કરનાર એવો બતાવાયો છે

## યૌગંધરાયણ

**નિપુણ મંત્રી :** પ્રાચીન ભારતના મહાન મુત્સદ્દી તરીકે પંકાયેના આર્ય ચાણક્ય તથા શ્રી ક મા. મુનશીની ઐતિહાસિક નવલોમાં નિરૂપાયેલા મુંજાલ સાથે સહેજે સરખાવી શકાય એવો યૌગંધરાયણ ઉદયનનો રાજનીતિમાં નિપુણ મંત્રી છે. તેની બધી યોજનાઓ અને કાર્યો કેવળ સ્વામીના હિતને માટે જ છે. નિઃસ્વાર્થ સ્વામિભક્તિનો તે એક ઉત્તમ નમૂનો પૂરો પાડે છે.

**યોજના :** રાજકાર્યમાં નિપુણતા, યોજના ઘડવામાં અને તેને અમલમાં મૂકવામાં તેજસ્વી બુદ્ધિ અને માનવસ્વભાવની ઊંડી સમજ, એ એના પાત્રના મુખ્ય ગુણો છે વાસવદત્તાને અજ્ઞાતવાસમા લઈ જઈ ઉદયનની સાથે પદ્માવતીને પરણાવી, મગધરાજના નવા રાજકીય સબંધને બળે તેના સૈન્યની મદદથી ઉદયનના શત્રુને હરાવી ઉદયનને તેણે પુન. રાજ્ય તથા વાસવદત્તાની પ્રાપ્તિ કરી આપી, એ તેની રાજનીતિકુશળતાની અજબ કરામત છે ઉદયન માટે તેણે આખી યોજના ઘડી. તે જ આ યોજનાનો સૂત્રધાર છે પગનાચક્રને વાસ્તવિક રીતે એ જ ગતિ આપે છે અને વાસવદત્તા, ઉદયન, રુમણ્વાન વગેરે જાણે કે આ મહાન ચક્રના આરાઓ છે.

**પડદા પાછળનો સૂત્રધાર :** જેમ પ્રતિજ્ઞાયૌગંધરાયણમા ઉદયન-વાસવદત્તાની પ્રણયકથાની પડદા પાછળ રહેલી સુવાસ જ રંગમચ ઉપર ફેરે છે, તે બે પાત્રો રંગમંચ ઉપર આવતા જ નથી અને બધુ કાર્ય મંત્રીઓ પતાવી દે છે, તેમ સ્વપ્નવાસવદત્તમાં યૌગંધરાયણ આરંભ અને અંત વખતે આવે છે વચ્ચેના સમયમા તે રંગમંચ ઉપર આવતો નથી

યૌગંધરાયણના પાત્રને ભાસે પડદા પાછળ રાખ્યું છે છતાં, બીજા પાત્રો તેનાં હાથમાં રમકડાંની જેમ રમતાં હોય એવું લાગે છે.

**કઠોર રાજનીતિજ્ઞ નહિ :** રાજપુરુષોમાં જે હૈયાની કઠોરતા જોવા મળે છે તે તેનામાં નથી. તેનું નિયત્રણ વજ્ર કરતાં પણ કઠોર છે પરંતુ તેનું દિલ કુસુમથી પણ કોમળ છે. રાજકીય હેતુ સિદ્ધ કરવા માટે ઉદયન-વાસવદત્તાનો મહાન પ્રેમ હોમાઈ ન જાય તેની તે સતત ચિંતા રાખે છે. ઉદયનના મનની વાતને પારખવાની કુનેહ અને ઉદયને એના ઉપર મૂકેલા વિશ્વાસને લઈને જ રાજકીય હેતુની વેદી પર પ્રેમને હોમી દેવા તે કદાપિ તૈયાર થતો નથી. અપમાનિત થતી વાસવદત્તાને તે સાચા દિલથી સાન્ત્વન આપે છે. ઉદયન અને વાસવદત્તાના પુનર્મિલનમાં જે અતિનાજુક માનસિક કોયડો છે તેનાથી તે પૂરેપૂરો વાકેફ છે.

**નમ્રતા :** યૌગંધરાયણ, ઉદયન અને પ્રેક્ષકોના કૌતુકનો વિષય થયો છે તો પણ તે નમ્ર છે. જ્યારે ઉદયને ભાવભીના હૃદયથી કહ્યું : भवद्यत्नैः स्तु वयं मज्जमानाः समुद्धृताः અર્થાત્ તમારા પ્રયત્નોથી સંકટમાં ડૂબનારા એવા અમારો ઉદ્ધાર થયો છે, ત્યારે તે નમ્રતા દર્શાવતાં કહે છે : स्वामिभाग्यानामनुगन्तारो वयम् અર્થાત્ અમે તો સ્વામીના નસીબને અનુસરનારા છીએ. આમ યૌગંધરાયણ સ્વામિનિષ્ઠ, વિચક્ષણ, અને નમ્ર મન્ત્રી છે.

## વસંતક

**પાત્રગત વિશેષતાઓ :** વસંતક આ નાટકનો વિદૂષક છે. વિદૂષક સંસ્કૃત નાટકનું રૂઢ પાત્ર છે. વિદૂષકના વિકાસમાં ભાસનો ફાળો મહત્ત્વનો છે. સંસ્કૃત નાટકનો વિદૂષક જન્મે બ્રાહ્મણ, પ્રેમ કરતા રાજાનો મિત્ર, ખાઉધરો, ભૂલકણો, બીકણ, વિકૃત વેષ અને વિચિત્ર વાણીથી પ્રેક્ષકોને હસાવનારો, વાતોડિયો હોય છે. વિદૂષકની પાત્રગત વિશેષતાઓ વસંતકમાં જોવા મળે છે.

**ભોજનપ્રિયતા :** 'ખાઓ, પીઓ અને ખુશ રહો'માં માનનાર વસંતક ભોજનને તથા શારીરિક સુખને પ્રાધાન્ય આપે છે. ચોથા અંકના પ્રવેશકમાં દર્શકને ત્યાં તેણે ભોગવેલ સુખના વર્ણનથી એ ફલિત થાય છે. भोः सुखं न आमयपरिभूतमकल्यवर्तं च અને अधन्यस्य मम कोकिलानामक्षि-

परिवर्त इव कुक्षिपरिवर्तः संवृत्त.। આમાં તેની ભોજનપ્રિયતા જણાય છે. બે રાણીઓમાં તે પદ્માવતીને પસંદ કરે છે કેમકે સૌમ્ય સ્વભાવવાળી પદ્માવતી ખાવાનો રસથાળ લઈને 'ક્યાં ગયા આર્ય વસંતક ?' એમ કહી વિદૂષકની તપાસ કરે છે.

**ડરપોક અને ભૂલકણો સ્વભાવ :** ભ્રમરસંબાધના પ્રસંગે તથા તોરણપરની માળાને સર્પ માને છે તે પ્રસંગે તેનું બીકણપણું અભિવ્યક્ત થાય છે. 'કામ્પિલ્ય નામનો રાજા અને બ્રહ્મદત્ત નામનું શહેર' કહેતા વિદૂષકનો ભૂલકણો સ્વભાવ દેખાય છે. વાતને ગોખી કાઢવાની તેની ચેષ્ટા હાસ્યાસ્પદ છે.

**ઉપયોગી પાત્ર તરીકે :** આ નાટકના બે સુંદર અંકો (૪ અને ૫)માં તે રંગમંચ ઉપર આવે છે. વસંતક માત્ર હાસ્યનટ કરતાં કંઈક વિશેષ છે. જો કે માલવિકાગ્નિમિત્રના ગૌતમ જેવો તે યુક્તિઓનો ઘડવૈયો નથી, તો પણ આ નાટકમા તેનું પાત્ર સજીવ અને ઉપયોગી છે, તેમ કહેવામાં અતિશયોક્તિ નથી. મૃત્યુ પામેલી વાસવદત્તાની યાદથી વ્યથિત થતા વત્સરાજને તે દિલાસો આપે છે. તે ઉદયનના હૃદયને બરાબર જાણે છે. રાજાની ખિન્નતા અને વ્યાકુળતા વિશે એ ચિંતાતુર રહે છે. પદ્માવતી મળતાં તેનો શોક ઓછો થશે, એમ ધારીને તે રાજાને પ્રમદવનમાં લઈ જાય છે. જેમ લાવાણકમાં રુમણ્વાન ઉદયનને સાચવતો હતો તેમ હવે મગધમાં ઉદયનને સાચવવાનુ કાર્ય વસંતકને ફાળે આવી ગયુ હતુ. ચોથા અંકને અંતે પદ્માવતીના અચાનક આગમનથી કિંકર્તવ્યમૂઢ બનેલ, અશ્રુસારતા ઉદયનને વસંતક જ મદદ કરે છે. કાશપુષ્પનો પરાગ આંખમાં પડવાથી અશ્રુ આવ્યાં છે, તેમ કહેવાનું વિદૂષકને જ સૂઝે છે. વળી, વાસવદત્તાની યાદ પ્રેક્ષકોના અને રાજાના મનમાં સતત જાગતી રાખવાનુ કાર્ય તે કરે છે. મૃત્યુ પામેલી કહેવાતી વાસવદત્તાનું સ્મરણ એ ઉદયન–વાસવદત્તાના પુનર્મિલનરૂપ નાટ્યધ્યેયમાં માનસશાસ્ત્રીય દૃષ્ટિએ એક અતિ મહત્ત્વનું કાર્ય છે. આવું સ્મરણ, ચોથા અંકમાં ઉદયનને 'કઈ રાણી પ્રિય છે ?' એવો પ્રશ્ન પૂછીને તથા પાંચમા અંકમાં પદ્માવતીની બીમારીના વિચારોમાં ઘેરાયેલ ઉદયનને ઉજ્જયિની અને તેનાં સ્નાનાગારોની વાત કરીને, ઉદયનના મનમાં જગાવે છે.

આમ, વસંતક રૂઢ વિદૂષકનાં લક્ષણો ધરાવવા ઉપરાંત બુદ્ધિશાળી

તથા રાજાના મનમાં વાસવદત્તાનું સ્મરણ સદા જાગૃત રાખનાર મહત્ત્વનું પાત્ર છે.

## [ ૮ ]

## તત્કાલીન લોકજીવન

સામાન્ય રીતે નાટકનું કથાવસ્તુ જે સમયનું હોય તે સમયની સ્થિતિનું નિરૂપણ નાટકમાં થતું હોય છે, તો પણ નાટકકારના પોતાના સમયનું પ્રતિબિંબ પણ તેમાં ક્યારેક ઝીલાતું હોય છે. સ્વપ્નવાસવદત્તમાં નિરૂપાયેલી સામાજિક, ધાર્મિક અને રાજકીય સ્થિતિ નીચે મુજબ છે :

**સપત્નીની સમસ્યા તથા લગ્નપ્રથા :** શ્રી. કે. હ. ધ્રુવે કહ્યું છે તેમ આ નાટકમાં ભાસે સપત્નીની સમસ્યા રજૂ કરી છે અને તેને પોતાની રીતે હલ કરવાનો પ્રયાસ કર્યો છે. વાસવદત્તા અને પદ્માવતી સપત્નીઓ છે. એક પુરુષને એકથી વધુ સ્ત્રીઓ હોય તો તે બધાંને પતિસુખ પૂરતા પ્રમાણમાં પ્રાપ્ત થતું નથી. તેમની વચ્ચે ઈર્ષ્યા, કલહ વગેરે હોય છે. પણ જાણે ભાસ કહેવા માગે છે કે જો સપત્નીઓ વાસવદત્તા અને પદ્માવતીની જેમ બહેનો તરીકે સંપીને રહે તો ઝઘડો રહે નહિ. ભાસના વખતમાં બહુપત્નીત્વનો રિવાજ હતો. ખાસ કરીને રાજાઓ અને શ્રીમંતો વધુ પત્નીઓ રાખતા. મહાસેનને સોળ રાણીઓ હતી. ઉદયનને બે હતી. ઉદયન–વાસવદત્તાનું લગ્ન મનુ ભગવાને વર્ણવેલ રાક્ષસવિવાહ અને ગાંધર્વ-વિવાહનું મિશ્ર સ્વરૂપ છે. તો વળી, ઉદયન–પદ્માવતીનુ લગ્ન પદ્માવતીના મોટાભાઈએ ગોઠવેલું, કન્યાના વાલીને ત્યાં ધામધૂમથી ઉજવાયેલું હોઈ બ્રાહ્મવિવાહ મુજબનું છે. અગ્નિની સાક્ષીએ લગ્ન કરવાની સામાન્ય પ્રણાલિકા પ્રચલિત હતી. તે સમયે બાળવિવાહ પ્રચલિત નહોતા. વાસવદત્તા અને પદ્માવતી ઉંમરલાયક તરુણીઓ છે. રાજકીય હેતુઓ બર લાવવાને માટે લગ્નો થતાં હશે, એ ઉદયન–પદ્માવતીના લગ્ન પરથી જણાય છે.

**પતિવ્રતા ધર્મ :** સ્ત્રી પાતિવ્રત પાળતી. અજ્ઞાતવાસ વખતે વાસવદત્તાના શીલની જાળવણી માટે યૌગંધરાયણે કાળજી લીધી છે. પ્રોષિતભર્તૃકા તરીકે રહેતી વાસવદત્તા પરપુરુષને જોતી નહોતી. બીજાનું તેના તરફ ધ્યાન ખેંચાય નહિ તેથી કાજળ આંજતી નહિ કે કેશપાશ ગૂંથતી નહિ. આમ, વિરહિણીઓએ પાળવાના આચારો તે વખતે પ્રચલિત

હતા અને પળાતા હતા. પરિણીત છતાં વિરહિણી તરીકે રહેતી સ્ત્રીઓ અવગુંઠન–ઘૂમટો ગખતી. રાજકુટુંબની સ્ત્રીઓ અંતઃપુરમાં રહેતી. તેનો ઉપરી કંચુકી કહેવાતો.

**લોકોની માન્યતાઓ અને રિવાજો :** લોકો જ્યોતિષમાં માનતા હશે એ, યૌગંધરાયણ જેવા મંત્રીઓને પણ એ બાબતમાં અટલ શ્રદ્ધા હતી, તે ઉપરથી જાણવા મળે છે લગ્ન પહેલાં વરગાજાને સ્નાન કરાવવામાં આવતુ હશે લગ્ન વખતે કૌતુકમાળા યાને વિવાહસૂત્ર બંધાતું હશે તથા ખાસ માળા ગૂંથવામાં આવતી; જેમાં 'અવિધવાકરણ' અને 'સપત્નીમર્દન' જેવી નામ પ્રમાણે ગુણ ધરાવની ઔષધિઓ ગૂંથવામાં આવતી હતી. એ માળા પણ મહાકુલપ્રસૂતા, સ્નિગ્ધા, નિપુણા સ્ત્રી જ ગૂંથી શકે તેવો નિયમ હતો.

**પ્રસાધન દ્રવ્યો :** પ્રસાધનનાં દ્રવ્યો તરીકે પુષ્પ, અંગરાગ વગેરેનો ઉપયોગ થતો તેને માત્ર સ્ત્રીઓ જ નહિ, પુરુષો પણ પ્રયોજતા. ચોથા અંકમાં વિદૂષક પાસે આવેલી ચેટી, સ્નાન કરીને આવેલા ઉદયન માટે પોતે અંગરાગ લાવે કે કેમ, એવુ પૂછે છે.

**શિક્ષણપદ્ધતિ :** બ્રહ્મચારીના પ્રસંગ ઉપરથી સમજાય છે કે તે વખતે જુદાં જુદાં અભ્યાસકેન્દ્રો હતાં લાવાણકનો આવા એક કેન્દ્ર તરીકે ઉલ્લેખ થયો છે. અભ્યાસ પૂરો થયા પછી વિદ્યાર્થીઓ દ્વારા ગુરુને અપાતી ગુરુદક્ષિણામા રાજાઓ અને શ્રીમંતો મદદ કરતા હતા.

**કળાઓનો વિકાસ :** આ નાટકમાં આપણને રાજાઓની રહેણી-કરણી વિષે જાણવા મળે છે, સામાન્ય માનવીઓ વિષે ઓછું સંગીત અને વાદ્યનો ઉલ્લેખ પણ, સમાજના ઉપલા થરોમાં તે પ્રચલિત હશે, એનું સૂચન કરે છે ઉદયન અને વાસવદત્તાનુ ચિત્ર ચિત્રફલક પર આબેહૂબ દોરવામાં આવ્યુ હતુ, તે ઉપરથી તથા લાકડાના ક્રીડાપર્વતકો ઉપરથી ચિત્રકળાના વિકાસનો આપણને ખ્યાલ આવે છે.

**લોકોનો પહેરવેશ :** લોકોના પહેરવેશની કોઈક પદ્ધતિ વિકાસ પામી હોય તેમ લાગે છે પરિવ્રાજકો–સંન્યાસીઓ ભગવાં વસ્ત્રો પહેરતા. જો કે બનાવટી-ઢોંગી સાધુઓ પણ તે વખતે ભગવાં ધારણ કરીને આજીવિકા ચલાવતા હશે, એમ યૌગંધરાયણના नाह काषायं वृत्तिहेतोः प्रपन्नः એ વાક્ય પરથી લાગે છે. વાસવદત્તા આવંતિકા તરીકે પદ્માવતીને

ત્યાં રહી હતી. એમ લાગે છે કે તે વસ્ત્રો પહેરવાની તેની વિશિષ્ટ ઢબ હશે અત્યારે, ખાસ કરીને સ્ત્રીઓના પોશાકમાં પ્રાન્ત પ્રમાણે ફેરફાર જોવા મળે છે જ.

**રાજમહેલો :** રાજાઓ રાજમહેલોમા ભભકાથી રહેતા. ઉદયનના સુયામુન મહેલને કાંચનનું તોરણદ્વાર હતુ. મહેલોમા સ્નાનગૃહ, અંત પુર, ચતુ શાલ વગેરે અલાયદાં રહેતાં મહેલો સાથે જોડાયેલા છતાં પ્રાકૃતજનોથી અદષ્ટ પ્રમદવનો રહેતા. ગ્રીષ્મઋતુ માટે સમુદ્રગૃહો પણ હતા.

**તત્કાલીન ધર્મપ્રણાલિકાઓ :** કોઈક અમુક ધર્મ વિષે આ નાટકમાં કહેવામાં આવ્યુ નથી. બલદેવના બાહુને અનુલક્ષીને નાન્દી શ્લોક તથા નાટકના ચોથા અંકમાં બલરામનો ઉલ્લેખ ભાસનુ વૈષ્ણવ ધર્મ તરફનુ વલણ દર્શાવે છે જો કે તેના અન્ય નાટકોને આધારે એ સાબિત થઈ ચૂકયુ છે કે ભાસ વૈષ્ણવ હતો ભાસનાં અન્ય નાટકોની જેમ અહીં પણ ચાર વર્ણો અને ચાર આશ્રમોના ઉલ્લેખો છે. બ્રાહ્મણોનુ સમાજમાં માનવંતુ સ્થાન હતુ બ્રહ્મચર્યાશ્રમ વાળો બ્રહ્મચારી, વાનપ્રસ્થાશ્રમી મહાદેવી, તાપસી વગેરે અને સન્યાસી યૌગન્ધરાયણનો ઉલ્લેખ છે ઉદયન, મહાસેન, દર્શક વગેરે ગૃહસ્થો છે.

**આશ્રમજીવન :** આશ્રમજીવનનુ ભાસે યથાર્થ વર્ણન કર્યુ છે. આશ્રમવાસીઓનું જીવન શાંત છતાં ધાર્મિક પ્રવૃત્તિવાળુ રહેતુ. ધાર્મિક વિધિ માટે તીર્થોદક, સમિધ, દર્ભ, કુસુમ વગેરે જરૂરી સાધનો વનમાંથી લઈ આવવાં, યજ્ઞ માટે અગ્નિ પ્રદીપ્ત કરવો, હોમહવન કરવા, વગેરેમાં તેમનો સમય પસાર થઈ જતો. તેઓ વૃક્ષો પર દયા રાખતા, નીવાર-દાણા પર જીવતા, ખેતરો ખેડતા નહિ ગોધન રાખતા હતા તપોવનમા હરણો નિરાતે ચરતા તપોવનનુ સધ્યા સમયનુ દશ્ય મનોહર લાગતુ. આવા શાંત આશ્રમોમા વિદ્યાર્થીઓ, શિક્ષકો, નિવૃત્ત જીવન ગાળતા વાનપ્રસ્થીઓ, તપસ્વીઓ તથા થોડા વખત માટે શ્રીમાન લોકો અને રાજાઓ આવીને રહેતા

**રાજકીય સ્થિતિ :** આ નાટકમાં ઉલ્લેખાયેલ ચાર રાજાઓમાં મહાસેન સમ્રાટ લાગે છે કેમકે તેને અન્ય રાજાઓનો उदयास्तमयः प्रभु કહેલ છે. પ્રાચીન ભારતમા નાના નાનાં રાજ્યો હતા. રાજાઓ ક્યારેક એશઆરામી થઈ જતા અને તેમના મંત્રીઓ બધુ સભાળી લેતા

કૌટિલ્યના અર્થશાસ્ત્રમાં નિરૂપાયેલ રાજકીય સ્થિતિનો ઉલ્લેખ વત્તેઓછે અંશે આ નાટકમાં થયો છે. તે સમયે રાજાઓના સૈન્યનાં ચાર અંગો હતાં : પાયદળ, હયદળ, હસ્તિદળ, અને રથદળ સૈનિકો બાણથી લડતા. બીજા રાજાની લશ્કરી મદદ મેળવવા માટે બે રાજકુટુંબો વચ્ચે વૈવાહિક સંબંધો પણ યોજાતા હતા. આ નાટકમાં 'પાષ્ણિ',' 'સંધિ' જેવા રાજ્યશાસ્ત્રના પારિભાષિક શબ્દોનો ઉલ્લેખ થયો છે. શત્રુને હરાવવા માટે ભેદનીતિનો પણ ઉપયોગ થતો રાજધાનીવાળાં શહેરો વિકસિત અને સગવડવાળાં હતાં. ઉજ્જયિનીમાં તો જનતા માટે પણ મોટાં સ્નાનગૃહો હતાં, એવો ઉલ્લેખ થયો છે.

# પાત્ર સૂચિ

૧. પુરુષ પાત્રો

ઉદયન : વત્સદેશનો રાજા, વાસવદત્તા અને પદ્માવતીનો પતિ.

યૌગંધરાયણ : ઉદયનનો પ્રધાન મંત્રી

વસન્તક : ઉદયનનો મિત્ર, વિદૂષક

બ્રહ્મચારી : એક વિદ્યાર્થી

રૈભ્ય : ઉજ્જયિનીનો રાજદૂત, કાંચુકીય

૨. સ્ત્રી પાત્રો

વાસવદત્તા : ઉદયનની પ્રથમ રાણી, અવન્તી રાજ પ્રદ્યોત મહાસેનની પુત્રી.

પદ્માવતી : ઉદયનની બીજી રાણી, મગધરાજ દર્શકની બહેન.

તાપસી : એક તપસ્વિની સ્ત્રી

વસુંધરા : વાસવદત્તાની ધાત્રી, અંગારવતીની સંદેશ વાહિકા

૩. ગૌણ પાત્રો

સૂત્રધાર, મગધના સિપાહીઓ, કાંચુકીય, પદ્મિનિકા, મધુકરિકા, વિજયા, ચેટી, પદ્માવતીની ધાત્રી વગેરે.

૪. સૂચિત પાત્રો

મગધરાજ દર્શક, રાજમાતા મહાદેવી, પુષ્પકભદ્ર વગેરે જ્યોતિષીઓ, અવન્તીરાજ પ્રદ્યોત મહાસેન, પ્રદ્યોતની રાણી અંગારવતી, ઉદયનનો મંત્રી રુમણ્વાન, આરુણિ વગેરે.



## प्रथमोऽङ्कः

(नान्द्यन्ते तत प्रविशति सूत्रधार ।)

सूत्रधार –

उदयनवेन्दुसवर्णा वासवदत्ताबलौ बलस्य त्वाम् ।
पद्मावतीर्णपूर्णौ वसन्तकम्रौ भुजौ पाताम् ॥१॥

एवमार्यमिश्रा विज्ञापयामिन् । अये, किन्तु खलु मयि विज्ञापनव्यग्रे शब्द इव श्रूयते । अङ्ग, पश्यामि ।

(नेपथ्ये)

उत्सरत, उत्सरत, आर्या , उत्सरत ।

सूत्रधार –भवतु, विज्ञातम् ।

भृत्यैर्मगधराजस्य स्निग्धैः कन्यानुगामिभिः ।
धृष्टमुत्सार्यते सर्वस्तपोवनगतो जनः ॥२॥

(निष्क्रान्त ।)

**स्थापना ।**

(प्रविश्य)

भटौ–उत्सरत, उत्सरत, आर्या , उत्सरत ।

(तत प्रविशति परिव्राजकवेषो यौगन्धरायण आवन्तिकावेषधारिणी वासवदत्ता च ।)

यौगन्धरायण –(कर्णं दत्त्वा) कथमिहाप्युत्सार्यते । कुत ,

धीरस्याश्रमसंश्रितस्य वसतस्तुष्टस्य वन्यैः फलै–
र्मानार्हस्य जनस्य वल्कलवतस्त्रासः समुत्पाद्यते ।
उत्सिक्तो विनयादपेतपुरुषो भाग्यैश्चलैर्विस्मितः
कोऽयं भो निभृतं तपोवनमिदं ग्रा[illegible]करोत्य

वासवदत्ता–आर्य, क एष उत्सारयति ।

यौगन्धरायण–भवति, यो धर्मादात्मानमुत्सारयति ।

वासवदत्ता–आर्य, नह्येव वक्तुकामा । अहमपि न[illegible]

यौगन्धरायण –भवति, एवमनिर्ज्ञातानि [illegible]

# પહેલો અંક

( નાન્દી પૂરી થયા પછી સૂત્રધાર પ્રવેશ કરે છે )

**સૂત્રધાર** ઉદય પામતા બાલચંદ્ર જેવા વર્ણવાળા, મદિરાના સેવનથી શિથિલ બનેલા, કમળ સમાન કોમળ અને વસંતના જેવા મનોહર બલરામના બે હાથ તમારું રક્ષણ કરો ૧

હું આપ શ્રીમાનોને આ નિવેદન કરું છું અરે, હું નિવેદન કરવામાં વ્યસ્ત છું એટલામાં આ શાનો અવાજ સંભળાય છે? વારુ, હું જોઉં છું.

( નેપથ્યમાં )

આઘા ખસો, આઘા ખસો આર્યો, આઘા ખસો

**સૂત્રધાર** ઠીક, સમજાયું.

કુમારી (પદ્માવતી)ને અનુસરનારા મગધરાજ (દર્શક)ના વિશ્વાસુ નોકરો તપોવનમાં રહેનાર બધા લોકોને ધૃષ્ટતાપૂર્વક ખસેડી રહ્યા છે ૨.

( જતો રહે છે )

**સ્થાપના**

( પ્રવેશ કરીને )

**બે સૈનિકો** આઘા ખસો આઘા ખસો આર્યો, આઘા ખસો

( ત્યારપછી સંન્યાસીના વેશમાં યૌગન્ધરાયણ અને અવન્તિકા સ્ત્રીના વેશમાં વાસવદત્તા પ્રવેશ કરે છે )

**યૌગન્ધરાયણ** (કાન માંડીને) શું અહીં પણ ખસેડવામાં આવે છે? કેમકે,

જંગલના ફળોથી સંતુષ્ટ થનારા, વલ્કલને ધારણ કરનારા, આશ્રમમાં રહેનારા ધીર અને માનને યોગ્ય લોકોને ત્રાસ ઉપજાવવામાં આવે છે અરે, આ કોણ મર્યાદારહિત, અવિનયી સેવકોવાળો ચંચળ ભાગ્યથી ગર્વિષ્ઠ બનેલો, આ શાન્ત તપોવનને ( આવી ) આજ્ઞાથી ગામડું ( ગ્રામ્ય ) બનાવી રહ્યો છે? ૩

**વાસવદત્તા** આર્ય, આ કોણ (લોકોને) હટાવી રહ્યું છે?

**યૌગન્ધરાયણ** દેવી જે પોતાની જાતને ધર્મથી હટાવે છે

**વાસવદત્તા** આર્ય, એમ કહેવાનો આશય નથી શું મને પણ આ પ્રમાણે ખસેડવામાં આવશે કે?

**યૌગન્ધરાયણ** દેવી, અપરિચિત દેવો પણ આ પ્રમાણે અપમાનિત થાય છે

## प्रथमोऽङ्कः

(नान्द्यन्ते तत प्रविशति सूत्रधार ।)

सूत्रधार -

उदयनवेन्दुसवर्णो वासवदत्तावलौ बलस्य त्वाम् ।
पद्मावतीर्णपूर्णौ वसन्तकम्रौ भुजौ पाताम् ॥१॥

एवमार्यमिश्रा विज्ञापयामिन । अये, किन्नु खलु मयि विज्ञापनव्यग्रे शब्द इव श्रूयते । अङ्ग, पश्यामि ।

(नेपथ्ये)

उत्सरत, उत्सरत, आर्या, उत्सरत ।

सूत्रधार -भवतु, विज्ञातम् ।

भृत्यैर्मगधराजस्य स्निग्धैः कन्यानुगामिभिः ।
धृष्टमुत्सार्यते सर्वस्तपोवनगतो जनः ॥२॥

(निष्क्रान्त ।)

स्थापना ।

(प्रविश्य)

भटौ-उत्सरत, उत्सरत, आर्या, उत्सरत ।

(तत प्रविशति परिव्राजकवेषो यौगन्धरायण आवन्तिकावेषधारिणी वासवदत्ता च ।)

यौगन्धरायण -(कर्णं दत्त्वा) कथमिहाप्युत्सार्यते । कुत,

धीरस्याश्रमसंश्रितस्य वसतस्तुष्टस्य वन्यैः फलै-
र्मानार्हस्य जनस्य वल्कलवतस्त्रासः समुत्पाद्यते ।
उत्सिक्तो विनयादपेतपुरुषो भाग्यैश्चलैर्विस्मितः
कोऽयं भो निभृतं तपोवनमिदं ग्रामीकरोत्याज्ञया ॥३॥

वासवदत्ता-आर्य, क एष उत्सारयति ।

यौगन्धरायण-भवति, यो धर्मादात्मानमुत्सारयति ।

वासवदत्ता-आर्य, नह्येवं वक्तुकामा । अहमपि नामोत्सारयितव्या भवामीति ।

यौगन्धरायण -भवति, एवमनिर्ज्ञातानि दैवतान्यप्यवधूयन्ते ।

# પહેલો અંક

(નાન્દી પૂરી થયા પછી સૂત્રધાર પ્રવેશ કરે છે)

**સૂત્રધાર** ઉદય પામતા બાલચંદ્ર જેવા વર્ણવાળા, મદિરાના સેવનથી શિથિલ બનેલા, કમલ સમાન કોમળ અને વસંતના જેવા મનોહર બલરામના બે હાથ તમારું રક્ષણ કરો ૧

હું આપ શ્રીમાનોને આ નિવેદન કરું છું. અરે, હું નિવેદન કરવામાં વ્યસ્ત છું એટલામાં આ શાનો અવાજ સંભળાય છે? વારુ, હું જોઉં છું.

(નેપથ્યમાં)

આઘા ખસો, આઘા ખસો આર્યો, આઘા ખસો

**સૂત્રધાર** ઠીક, સમજાયું.

કુમારી (પદ્માવતી)ને અનુસરનારા મગધરાજ (દર્શક)ના વિશ્વાસુ નોકરો તપોવનમાં રહેનારા બધા લોકો ને ધૃષ્ટતાપૂર્વક ખસેડી રહ્યા છે ૨.

(જતો રહે છે)

**સ્થાપના**

(પ્રવેશ કરીને)

**બે સૈનિકો** આઘા ખસો આઘા ખસો આર્યો, આઘા ખસો

(ત્યારપછી સંન્યાસીના વેશમાં યૌગન્ધરાયણ અને અવન્તિકા સ્ત્રીના વેશમાં વાસવદત્તા પ્રવેશ કરે છે)

**યૌગન્ધરાયણ** (કાન માંડીને) શું અહીં પણ ખસેડવામાં આવે છે? કેમકે,

જંગલના ફળોથી સંતુષ્ટ થનારા, વલ્કલને ધારણ કરનારા, આશ્રમમાં રહેનારા ધીર અને માનને યોગ્ય લોકોને ત્રાસ ઉપજાવવામાં આવે છે અરે, આ કોણ મર્યાદારહિત, અવિનયી મિત્રોવાળો, ચંચળ ભાગ્યથી ગર્વિષ્ઠ બનેલો, આ શાન્ત તપોવનને (આવી) આજ્ઞાથી ગામડું (નગર?) બનાવી રહ્યો છે? ૩

**વાસવદત્તા** આર્ય, આ કોણ (લોકોને) હટાવી રહ્યું છે?

**યૌગન્ધરાયણ** દેવી, જે પોતાની જાતને ધર્મથી હટાવે છે

**વાસવદત્તા** આર્ય, એમ કહેવાનો આશય નથી શું મને પણ આ પ્રમાણે ખસેડવામાં આવશે કે?

**યૌગન્ધરાયણ** દેવી, અપરિચિત દેવો પણ આ પ્રમાણે અપમાનિત થાય છે.

वासवदत्ता–आर्य, तथा परिश्रम परिखेदं नोत्पादयति यथायं परिभव ।

यौगन्धरायणः–भुक्तोज्झित एष विषयोऽत्रभवत्या । नात्र चिन्ता कार्या । कुतः,

पूर्वं त्वयाप्यभिमतं गतमेवमासी–
च्छ्लाघ्यं गमिष्यसि पुनर्विजयेन भर्तुः ।
कालक्रमेण जगतः परिवर्तमाना
चक्रारपङ्क्तिरिव गच्छति भाग्यपङ्क्तिः ॥४॥

भटौ–उत्सरत, आर्याः, उत्सरत ।

(ततः प्रविशति काञ्चुकीयः ।)

काञ्चुकीयः–सम्भषक, न खलु न खलूत्सारणा कार्या । पश्य,

परिहरतु भवान् नृपापवादं न परुषमाश्रमवासिषु प्रयोज्यम् ।
नगरपरिभावान् विमोक्तुमेते वनमभिगम्य मनस्विनो वसन्ति ॥५॥

उभौ–आर्य, तथा ।

( निष्क्रान्तौ । )

यौगन्धरायण–हन्त, सविज्ञानमस्य दर्शनम् । वत्से, उपसर्पावस्तावदेनम् ।

वासवदत्ता–आर्य, तथा ।

यौगन्धरायण–( उपसृत्य ) भो , किंकृतेयमुत्सारणा ।

काञ्चुकीय–भोस्तपस्विन् ।

यौगन्धरायण–( आत्मगतम् ) तपस्विन्निति गुणवान्खल्वयमालाप । अपरिचयात्तु न श्लिष्यते मे मनसि ।

काञ्चुकीय–भो , श्रूयताम् । एषा खलु गुरुभिरभिहितनामधेयस्यास्माकं महाराजदर्शकस्य भगिनी पद्मावती नाम । सैषा नो महाराजमातरं महादेवीमाश्रमस्थामभिगम्यानुज्ञाता तत्र भवत्या राजगृहमेव यास्यति । तदद्यास्मिन्नाश्रमपदे वासोऽभिप्रेतोऽस्याः । तद् भवन्तः,

तीर्थोदकानि समिधः कुसुमानि दर्भान् स्वैरं वनादुपनयन्तु तपोधनानि ।
धर्मप्रिया नृपसुता न हि धर्मपीडामिच्छेत् तपस्विषु कुलव्रतमेतदस्याः ॥६॥

**વાસવદત્તા** : આર્ય, થાકને લીધે મને એટલો ખેદ નથી થતો જેટલો આ તિરકારથી થાય છે

**યૌગન્ધરાયણ** આપ શ્રીમતી આ વૈભવ ભોગની ચૂક્યા છો આમા ચિન્તા કરવા જેવુ નથી કેમ?,

અગાઉ તમે પણ આ પ્રમાણે જ (આ પ્રકારના ઠાઠથી) સવારી કરેલી છે ફરીથી સ્વામીનો વિજય થતા તમે (આવુ જ) પ્રશસનીય ગમન કરશો. સમય સમય પ્રમાણે બદલાતી દુનિયાની ભાગ્યપક્તિ પણ પોતાના આરાઓની હારની જેમ ચાલે છે ૩

**બે સૈનિકો** આઘા ખસો આર્યો, આઘા ખસો

(ત્યારપછી કાચુકીય પ્રવેશ કરે છે)

**કાંચુકીય** સભ્યક, નહિ નહિ આ પ્રમાણે સાથે જ કોઈ ને હડાવાય નહિ

રાજાની નિંદા થાય એવા કામથી તમે દૂર રહો આશ્રમવાસીઓ સાથે આવી કઠોરના બતાવવી જોઈએ નહિ નગરની અવગણનાઓથી દૂર રહેવા આ મનસ્વી લોકો વનમા આવીને વસે છે ૫

**બંને** આર્ય, સારુ

(બને જાય છે)

**યૌગન્ધરાયણ** આનો દેખાવ સભ્યતાવાળો છે દીકરી, ત્યારે આપણે એની પાસે જઈએ

**વાસવદત્તા** આર્ય, સારુ

**યૌગન્ધરાયણ** (પાસે જઈને) અરે, આ ઉત્સારણા શા માટે?

**કાંચુકીય** : હે તપસ્વી!

**યૌગન્ધરાયણ** (મનમા) 'તપસ્વી' સબોધન સાચે જ ગુણવાન છે પણ અપરિચિત હોવાથી મારા મનને ગોઠતુ નથી

**કાચુકીય** અરે, સાભળો આ, વડીલોએ જેમનુ 'દર્શક' એવુ નામ પાડ્યુ છે તે અમારા રાજાની પદ્માવતી નામની બહેન છે તે આ, આશ્રમમા રહેતા અમારા રાજમાતા મહાદેવીને મળીને, તે શ્રીમતીની રજા લઈ, રાજમહેલમા જશે. તેથી, આજે તેઓ આ તપોવનમા રહેવા ઇચ્છે છે તો તમે,

તીર્થજળ, સમિધાઓ, ફૂલો, દર્ભ, એ તપસ્યાના દ્રવ્યો જગલમાથી નિરાંતે એકઠા કરો ધાર્મિકવૃત્તિવાળા રાજકુમારી તપસ્વીઓને તેમના ધર્મકાર્યોમા વિઘ્ન થાય તેવુ ઇચ્છતા નથી આ તેમનુ કુલવ્રત છે ૬

यौगन्धरायणः-( स्वगतम् ) एवम् । एषा सा मगधराजपुत्री पद्मावती नाम, या पुष्पकभद्रादिभिरादेशिकैरादिष्टा स्वामिनो देवी भविष्यतीति । ततः,

प्रद्वेषो बहुमानो वा सङ्कल्पादुपजायते ।
भर्तृदाराभिलाषित्वादस्यां मे महती स्वता ॥७॥

वासवदत्ता-( स्वगतम् ) राजदारिकेति श्रुत्वा भगिनिकास्नेहोऽपि मेऽत्र सम्पद्यते ।

( ततः प्रविशति पद्मावती सपरिवारा चेटी च। )

चेटी-एत्वेतु भर्तृदारिका। इदमाश्रमपदं प्रविशतु।

( ततः प्रविशत्युपविष्टा तापसी। )

तापसी-स्वागतं राजदारिकायै ।

वासवदत्ता-( स्वगतम् ) इयं सा राजदारिका । अभिजनानुरूपं खल्वस्या रूपम् ।

पद्मावती-आर्ये, वन्दे ।

तापसी-चिरं जीव। प्रविश जाते, प्रविश। तपोवनानि नामातिथिजनस्य स्वगेहम् ।

पद्मावती-भवतु भवतु । आर्ये, विश्वस्तास्मि। अनेन बहुमानवचनेनानुगृहीतास्मि ।

वासवदत्ता-( स्वगतम् ) न हि रूपमेव, वाचापि खल्वस्या मधुरा ।

तापसी-इमां तावद् भद्रमुखस्य भगिनिकां कश्चिद् राजा न वरयति ।

चेटी-अस्ति राजा प्रद्योतो नामोज्जयिन्याः । स दारकस्य कारणाद् दूतसम्पातं करोति ।

वासवदत्ता-( आत्मगतम् ) भवतु भवतु । एषा चात्मीयेदानीं संवृता ।

तापसी-अर्हा खल्वियमाकृतिरस्य बहुमानस्य। उभे राजकुले महत्तरे इति श्रूयते ।

पद्मावती आर्ये, किं दृष्टो मुनिजन आत्मानमनुग्रहीतुम् । अभिप्रेतप्रदानेन तपस्विजन उपनिमन्त्र्यतां तावत् किमत्रेच्छतीति ।

**યૌગન્ધરાયણ** (મનમાં) એમ, આ તો મગધરાજની પુત્રી પદ્માવતી છે, જે પુષ્પક–ભદ્ર વગેરે ભવિષ્યવેત્તાઓના કથન મુજબ સ્વામી ઉદયનની રાણી બનશે તેથી,

દ્વેષ અથવા બહુમાન માનસિક કલ્પનાઓથી ઉપજે છે આ સ્વામી ઉદયનની પત્ની બને એવી અભિલાષા હોવાથી એનામાં મને ભારે આત્મીયતા થઈ છે ૭

**વાસવદત્તા** (મનમાં) આ રાજકુમારી છે એમ જાણીને એને માટે મારામાં બહેનનો પ્રેમ પણ ઉત્પન્ન થાય છે

(ત્યારપછી પરિવારસહિત પદ્માવતી અને ચેટી પ્રવેશે છે)

**ચેટી** આવો, આવો રાજકુમારી આ આશ્રમમાં પ્રવેશ કરો

(ત્યારપછી એકતી તાપસી પ્રવેશે છે)

**તાપસી** રાજકુમારીનું સ્વાગત

**વાસવદત્તા** (મનમાં) આ તે રાજકુમારી છે ખરેખર, આનું સૌન્દર્ય એના કુળને અનુરૂપ છે

**પદ્માવતી** આર્યે, પ્રણામ કરું છું

**તાપસી** ચિરંજીવ થા આવ બેટી, આવ તપોવનો તો અતિથિઓના પોતાના ઘર છે

**પદ્માવતી** સારું સારું આર્યે હું આશ્વસ્ત થઈ બહુમાનપૂર્વકના આ વચનોથી હું તમારી આભારી છું

**વાસવદત્તા** (સ્વગત) માત્ર રૂપ જ નહિ, એની વાણી પણ ખરેખર મધુર છે

**તાપસી:** બહેન, આ પ્રિયદર્શન (દર્શક રાજા)ની બહેનનું હાલમાં કોઈ રાજાએ માગું કર્યું નથી કે?

**ચેટી:** ઉજ્જયિનીનો પ્રદ્યોત નામે રાજા છે તે (પોતાના) પુત્ર માટે દૂતને મોકલતો રહે છે

**વાસવદત્તા:** (મનમાં) ભલે, ભલે હવે તો આ મારી આત્મીય બની

**તાપસી:** ખરે જ, આ આકૃતિ આ બહુમાનને લાયક છે બંને રાજકુળો પણ મહાન છે, એમ સંભળાય છે

**પદ્માવતી:** આર્ય, મને આભારી કરનાર કોઈ મુનિ મળ્યો છે? ઇષ્ટ વસ્તુનું દાન કરવા તપસ્વી લોકોને 'અત્યારે અહીં કોણ શું ઇચ્છે છે એમ (કહી) આમંત્રણ આપો

काञ्चुकीय –यदभिप्रेतं भवत्या । भो भो आश्रमवासिनस्तपस्विनः, शृण्वन्तु शृण्वन्तु भवन्तः । इहात्रभवती मगधराजपुत्री अनेन विस्रम्भेणोत्पादित-विस्रम्भा धर्मार्थमर्थेनोपनिमन्त्रयते ।

कस्यार्थः कलशेन को मृगयते वासो यथानिश्चितं
दीक्षां पारितवान् किमिच्छति पुनर्देयं गुरोर्यद्भवेत् ।
आत्मानुग्रहमिच्छतीह नृपजा धर्माभिरामप्रिया
यद् यस्यास्ति समीप्सितं वदतु तत्कस्याद्य किं दीयताम् ॥८॥

यौगन्धरायण –(स्वगतम्) हन्त दृष्ट उपाय (प्रकाशम्) भो., अहमर्थी ।

पद्मावती-दिष्ट्या सफलं मे तपोवनाभिगमनम् ।

तापसी–सन्तुष्टतपस्विजनमिदमाश्रमपदम् । आगन्तुकेनानेन भवितव्यम् ।

काञ्चुकीयः–भोः, किं क्रियताम् ।

यौगन्धरायण.–इयं मे स्वसा । प्रोषितभर्तृकामिमामिच्छाम्यत्रभवत्या कंचित्कालं परिपाल्यमानाम् । कुत ,

कार्यं नैवार्थैर्नापि भोगैर्न वस्त्रैर्नाहं काषायं वृत्तिहेतोः प्रपन्नः ।
धीरा कन्येयं दृष्टधर्मप्रचारा शक्ता चरित्रं रक्षितुं मे भगिन्याः ॥९॥

वासवदत्ता-( आत्मगतम् ) हम् । इह मां निक्षेप्तुकाम आर्ययौगन्धरायण । भवतु, अविचार्य क्रमं न करिष्यति ।

काञ्चुकीय -भवति, महती खल्वस्य व्यपाश्रयणा । कथं प्रतिजानीम । कुतः,

सुखमर्थो भवेद् दातुं सुखं प्राणाः सुखं तपः ।
सुखमन्यद् भवेत्सर्वं दुःखं न्यासस्य रक्षणम् ॥१०॥

पद्मावती-आर्य, प्रथममुद्घोष्य कः किमिच्छतीत्ययुक्तमिदानीं विचारयितुम् । यदेष भणति तदनुतिष्ठत्वार्यः ।

काञ्चुकीयः-अनुरूपमेतद्भवत्याभिहितम् ।

चेटी-चिरं जीवतु भर्तृदारिकैवं सत्यवादिनी ।

तापसी-चिरं जीवतु, भद्रे ।

**કાંચુકીય:** આપની જેવી ઇચ્છા આશ્રમમાં રહેતા હે તપસ્વીઓ, આપ સાંભળો, સાંભળો અહીં આવી આત્મીયતાથી આશ્રમ બનેલા મગધના આદરણીય રાજકુમારી ધર્મ માટે (તમને) તમારી આવશ્યકતા પ્રગટ કરવાનું આમંત્રણ આપે છે

કોને કળશની જરૂર છે? કોણ વસ્ત્રની શોધમાં છે? પોતાના નિશ્ચય મુજબ અભ્યાસદીક્ષા સમાપ્ત કરનાર કોણ ગુરુને આપવાની દક્ષિણા ઇચ્છે છે? અહીં ધાર્મિક લોકોને પ્રિય રાજકુમારી પદ્માવતી પોતાના ઉપર ઉપકાર થાય એમ ઇચ્છે છે માટે જે જેને મનગમતુ હોય તે કહો અહીં કોને શું આપવું જોઈએ? ૮

**યૌગન્ધરાયણ:** (મનમાં) અરે, ઉપાય જડી ગયો (જોરથી) અરે, હું યાચક છું

**પદ્માવતી** સૌભાગ્યથી મારું તપોવનમાં આવવાનું સફળ થયું

**તાપસી:** આ આશ્રમ સંતુષ્ટ તપસ્વીઓવાળો છે આ કોઈ મુસાફ હોવો જોઈએ.

**કાંચુકીય:** અરે, શું કરવાનું છે?

**યૌગન્ધરાયણ** આ મારી બહેન છે આ પ્રોષિતભર્તૃકાને થોડો વખત આપ શ્રીમતી સાચવો એમ હું ઇચ્છું છું કેમ કે,

દ્રવ્યની, ભોગની કે વસ્ત્રોની મારે જરૂર નથી આજીવિકા માટે મેં ભગવા વસ્ત્ર પહેર્યાં નથી આ રાજકુમારી ગંભીર અને ધાર્મિક દૃષ્ટિવાળી છે મારી બહેનનું ચરિત્ર રક્ષવા તે સમર્થ છે ૯

**વાસવદત્તા** (મનમાં) હં, આર્ય યૌગન્ધરાયણ મને અહીં રાખવા માગે છે ભલે, તે કોઈ અવિચારી પગલુ ભરશે નહિ

**કાંચુકીય:** દેવી, આની માગણી ખરેખર, બહુ ભારે છે એને કેમ સ્વીકારાય? કારણ કે,

ધન, પ્રાણ કે તપ આપવાનું સહેલુ છે બીજું બધુ આપ પણ થાપણની રક્ષા કરવાનું મુશ્કેલ છે ૧૦

**પદ્માવતી:** પ્રથમ શું ઇચ્છો છો? એમ પ્રથમ ઘોષણા કરી હવે વિચાર કરવો એ ઉચિત નથી એ જે કહે તે તમે કરો

**કાંચુકીય:** આ આપે યોગ્ય જ કહ્યું છે

**ચેટી** આ પ્રમાણે સાચું બોલનારી રાજકુમારી ઘણું જીવો

**તાપસી:** ચિરંજીવ થા, બહેન!

काञ्चुकीयः-भवति, तथा । (उपगम्य) भोः, अभ्युपगतमत्रभवतो भगिन्याः परिपालनमत्रभवत्या ।

यौगन्धरायणः-अनुगृहीतोऽस्मि तत्रभवत्या । वत्से, उपसर्पात्रभवतीम् ।

वासवदत्ता-(आत्मगतम्) का गतिः । एषा गच्छामि मन्दभागा ।

पद्मावती-भवतु भवतु । आत्मीयेदानीं संवृत्ता ।

तापसी-यद् ईदृशी अस्या आकृतिः, इयमपि राजदारिकेति तर्कयामि ।

चेटी-सुष्ठु आर्या भणति । अहमप्यनुभूतसुखेति पश्यामि ।

यौगन्धरायणः-(आत्मगतम्) हन्त, भो, अर्धमवसितं भारस्य । यथा मन्त्रिभिः सह समर्थितं, तथा परिणमति । ततः प्रतिष्ठिते स्वामिनि तत्र भवतीमुपनयतो मे इहात्रभवती मगधराजपुत्री विश्वासस्थानं भविष्यति । कुतः,

पद्मावती नरपतेर्महिषी भवित्री
दृष्टा विपत्तिरथ यैः प्रथमं प्रदिष्टा ।
तत्प्रत्ययात्कृतमिदं न हि सिद्धवाक्या-
न्युत्क्रम्य गच्छति विधिः सुपरीक्षितानि ॥११॥

(ततः प्रविशति ब्रह्मचारी ।)

ब्रह्मचारी-(ऊर्ध्वमवलोक्य) स्थितो मध्याह्नः । दृढमस्मि परिश्रान्तः । अथ कस्मिन्प्रदेशे विश्रमयिष्ये । (परिक्रम्य) भवतु, दृष्टम् । अभितस्तपोवनेन भवितव्यम् । तथाहि-

विस्रब्धं हरिणाश्चरन्त्यचकिता देशागतप्रत्यया
वृक्षाः पुष्पफलैः समृद्धविटपाः सर्वे दयारक्षिताः ।
भूयिष्ठं कपिलानि गोकुलधनान्यक्षेत्रवत्यो दिशो
निःसन्दिग्धमिदं तपोवनमयं धूमो हि बह्वाश्रयः ॥१२॥

यावत् प्रविशामि । (प्रविश्य) अये आश्रमविरुद्धः खल्वेष जनः । (अन्यतो विलोक्य) अथवा तपस्विजनोऽप्यत्र । निर्दोषमुपसर्पणम् । अये, स्त्रीजनः ।

**કાંચુકીય:** સારુ (પાસે જઈને) અરે, આ શ્રીમતીએ આપની બહેનને રાખવાનું સ્વીકાર્યું છે

**યૌગન્ધરાયણ:** તે શ્રીમતીનો હુ આભારી છુ એટલે એ શ્રીમતીની પાસે જતી રહે

**વાસવદત્તા :** (મનમા) બીજો શો ઉપાય છે? આ હુ અભાગણી હુ જાઉં

**પદ્માવતી** સારુ, સારુ હવે આ આત્મીય થઈ ગઈ

**તાપસી** . આની આકૃતિ એવી છે કે આ પણ રાજકુમારી હશે એવું અનુમાન કરુ છુ

**ચેટી** આપ ખરુ કહો છો એણે સુખ ભોગવેલુ છે એમ મને પણ લાગે છે

**યૌગન્ધરાયણ :** (મનમા) અરે હાશ અર્ધો ભાર ઊતરી ગયો મંત્રીઓ સાથે જે પ્રમાણે નક્કી કર્યું હતુ તેવુ જ બની રહ્યું છે મહારાજ ઉદયન પુનઃ પ્રતિષ્ઠા પ્રાપ્ત કરશે ત્યારે આ શ્રીમતી (વાસવદત્તાને પાછી લઈ જતી વખતે આ શ્રીમતી મગધરાજપુત્રી મારી સાક્ષી બની રહેશે કારણ કે,

જેઓએ આવનારી વિપત્તિઓ (અગાઉથી) જોઈ હતી જેઓએ પદ્માવતી રાજા ઉદયનની પત્ની બનશે એ અગાઉથી કહ્યું હતુ, તેમના ઉપરના વિશ્વાસથી મે આમ કર્યુ છે ખરે જ, સારી રીતે પરીક્ષા કરેલા એ સિદ્ધ યોગીના વચનોનુ ઉલ્લઘન કરીને વિધિ ચાલતો નથી ૧૧

(પછી બ્રહ્મચારી પ્રવેશે છે)

**બ્રહ્મચારી :** (ઊંચે જોઈને) બપોર થઈ ગયો હુ બહુ જ થાકી ગયો છુ, તો કઈ જગ્યાએ વિસામો લઉ? (ફરીને) વારુ, જોયુ આ બાજુ તપોવન હોવુ જોઈએ જેમકે,

આ પ્રદેશમા વિશ્વાસ ધરાવતા નિર્ભય હરણાનિ શક થઈ ફરે છે પ્રેમપૂર્વક ઉછેરેલાં બધા વૃક્ષોની ડાળીઓ ફુલફળથી નમી પડે છે કપિલા ગાયોના ગૌધન ઘણ છે દિશાઓ ખેતરો વિનાની છે ચારે બાજુથી ધૂપનો ધુમાડો નીકળી રહ્યો છે તેથી નિસંદેહ, આ તપોવન છે ૧૨

હવે હુ પ્રવેશ કરુ (પ્રવેશીને) અરે, આ વ્યક્તિ (કાન્ચુકીય) ખરેખર, આશ્રમવાસીઓ કરતા જુદી લાગે છે (બીજી બાજુ જોઈને) અથવા, અહી તપસ્વી લોકો પણ છે (અહી) જવામા કઈ વાંધો નથી અરે સ્ત્રીઓ !

काञ्चुकीयः-स्वैरं स्वैरं प्रविशतु भवान्। सर्वजनसाधारणमाश्रमपदं नाम।

वासवदत्ता-हम्।

पद्मावती-अम्मो, परपुरुषदर्शनं परिहरत्यार्या। भवतु, सुपरिपालनीयः खलु मन्न्यासः।

काञ्चुकीयः-भो, पूर्वं प्रविष्टाः स्म। प्रतिगृह्यतामतिथिसत्कारः।

ब्रह्मचारी-(आचम्य) भवतु, भवतु। निवृत्तपरिश्रमोऽस्मि।

यौगन्धरायणः-भो, कुत आगम्यते, क्व गन्तव्यं, क्वाधिष्ठानमार्यस्य।

ब्रह्मचारी-भोः श्रूयताम्। राजगृहतोऽस्मि। श्रुतिविशेषणार्थं वत्सभूमौ लावाणकं नाम ग्रामस्तत्रोषितवानस्मि।

वासवदत्ता-(आत्मगतम्) हा लावाणकं नाम। लावाणकसंकीर्तनेन पुनर्नवीकृत इव मे सन्तापः।

यौगन्धरायणः-अथ परिसमाप्ता विद्या।

ब्रह्मचारी-न खलु तावत्।

यौगन्धरायणः-यद्यनवसिता विद्या, किमागमनप्रयोजनम्।

ब्रह्मचारी-तत्र खल्वतिदारुणं व्यसनं संवृत्तम्।

यौगन्धरायणः-कथमिव।

ब्रह्मचारी-तत्रोदयनो नाम राजा प्रतिवसति।

यौगन्धरायणः-श्रूयते तत्रभवानुदयनः। किं सः।

ब्रह्मचारी-तस्यावन्तिराजपुत्री वासवदत्ता नाम पत्नी दृढमभिप्रेता किल।

यौगन्धरायणः-भवितव्यम्। ततस्ततः।

ब्रह्मचारी-ततस्तस्मिन् मृगयानिष्क्रान्ते राजनि ग्रामदाहेन सा दग्धा।

वासवदत्ता-(आत्मगतम्) अलीकमलीकं खल्वेतत्। जीवामि मन्दभागा।

यौगन्धरायणः-ततस्ततः।

ब्रह्मचारी-ततस्तामभ्यवपत्तुकामो यौगन्धरायणो नाम सचिवस्तस्मिन्नेवाग्नौ पतितः।

**કાંચુકીય :** આપ નિશ્ચિત થઈને આવો. આશ્રમની જગ્યા તો બધા લોકો માટે ખુલ્લી છે

**વાસવદત્તા** હ

**પદ્માવતી :** ઓહ, આર્યા પરપુરુષના દર્શનથી દૂર રહે છે ભલે, મારી ચાપણ સારી રીતે સચવાશે

**કાંચુકીય** . અરે, અમે પહેલા આવ્યા છીએ તમે અમારો અતિથિસત્કાર સ્વીકારો.

**બ્રહ્મચારી :** (આચમન લઈને) સારું, સારુ, મારો થાક ઊતરી ગયો

**યૌગન્ધરાયણ :** અરે, ક્યાંથી આવો છો, ક્યા જવાનું છે, આપનું રહેઠાણ ક્યા છે ?

**બ્રહ્મચારી** સાભળો રાજગૃહથી આવુ છુ વેદોના વિશેષ અભ્યાસ માટે વત્સદેશમા લાવાણક ગામ છે ત્યા રહુ છુ

**વાસવદત્તા** (મનમા) હા, લાવાણક ! લાવાણકનું નામ લેવાથી ફરીથી મારો સતાપ જાણે તાજો થઈ ગયો

**યૌગન્ધરાયણ** તો શુ તમારો અભ્યાસ પૂરો થઈ ગયો ?

**બ્રહ્મચારી** ખરે જ, હજુ નથી થયો

**યૌગન્ધરાયણ** જો અભ્યાસ પૂરો નથી થયો તો કેમ આવવુ થયુ ?

**બ્રહ્મચારી** ત્યા બહુ ભયકર આફત આવી પડી ?

**યૌગન્ધરાયણ** કેવી ?

**બ્રહ્મચારી** ત્યા ઉદયન નામે રાજા રહે છે

**યૌગન્ધરાયણ** તે શ્રીમાન ઉદયન વિષે સાભળ્યુ છે તેનુ શુ છે ?

**બ્રહ્મચારી** તેને અવન્તીના રાજાની વાસવદત્તા નામની પુત્રી ખરેખર ઘણી જ વહાલી હતી

**યૌગન્ધરાયણ** બની શકે પછી, પછી ?

**બ્રહ્મચારી** પછી તે રાજા જ્યારે શિકાર કરવા ગયો હતો ત્યારે ગામમા લાગેલી આગમા તે બળી ગઈ.

**વાસવદત્તા** (મનમા) ખોટુ છે, આ સાવ ખોટુ છે હુ અભાગણી તો જીવુ છુ

**યૌગન્ધરાયણ** પછી, પછી ?

**બ્રહ્મચારી** પછી તેને બચાવવા ઇચ્છતો યૌગન્ધરાયણ નામનો મત્રી તે જ આગમા પડી ગયો

यौगन्धरायणः-सत्यं पतित इति । ततस्तत ।

ब्रह्मचारी-तत प्रतिनिवृत्तो राजा तद्वृत्तान्तं श्रुत्वा तयोर्वियोगजनितसंतापस्तस्मिन्नेवाग्नौ प्राणान् परित्यक्तुकामोऽमात्यैर्महता यत्नेन वारित ।

वासवदत्ता-( आत्मगतम् ) जानामि जानाम्यार्यपुत्रस्य मयि सानुक्रोशत्वम् ।

यौगन्धरायण-ततस्तत ।

ब्रह्मचारी-ततस्तस्या शरीरोपभुक्तानि दग्धशेषाण्याभरणानि परिष्वज्य राजा मोहमुपगत ।

सर्वे-हा ।

वासवदत्ता-( स्वगतम् ) सकाम इदानीमार्ययौगन्धरायणो भवतु ।

चेटी-भर्तृदारिके, रोदिति खल्वियमार्या ।

पद्मावती-सानुक्रोशया भवितव्यम् ।

यौगन्धरायण -अथ किमथ किम् । प्रकृत्या सानुक्रोशा मे भगिनी । ततस्तत ।

ब्रह्मचारी-तत शनैः शनै प्रतिलब्धसंज्ञ संवृत्तः ।

पद्मावती-( स्वगतम् ) दिष्ट्या ध्रियते । मोहं गत इति श्रुत्वा शून्यमिव मे हृदयम् ।

यौगन्धरायण -ततस्तत ।

ब्रह्मचारी-तत स राजा महीतलपरिसर्पणपांसुपाटलशरीरः सहसोत्थाय 'हा वासवदत्ते, हा अवन्तिराजपुत्रि, हा प्रिये, हा प्रियशिष्ये' इति किमपि किमपि बहु प्रलपितवान् । किं बहुना ।

नैवेदानीं तादृशाश्चक्रवाका नैवाप्यन्ये स्त्रीविशेषैर्वियुक्ताः ।
धन्या सा स्त्री यां तथा वेत्ति भर्ता भर्तृस्नेहात् सा हि दग्धाप्यदग्धा ॥१३॥

यौगन्धरायण -अथ भोः, तं तु पर्यवस्थापयितु न कश्चिद् यत्नवानमात्यः ।

ब्रह्मचारी-अस्ति रुमण्वान्नामामात्यो दृढं प्रयत्नवांस्तत्रभवन्तं पर्यवस्थापयितुम् । स हि—

**યૌગન્ધરાયણ :** સાચે જ પડી ગયો ? પછી પછી ?

**બ્રહ્મચારી :** ત્યારપછી પાછો ફરેલો રાજા, તે વૃત્તાન્ત સાંભળીને તે બેના વિયોગથી સંતપ્ત થઈ તે જ આગમાં પ્રાણ છોડવા ઇચ્છતો હતો. પણ મંત્રીઓએ ભારે પ્રયત્નથી તેને અટકાવ્યો.

**વાસવદત્તા :** ( મનમાં ) જાણું છું. આર્યપુત્ર મારા પ્રત્યે (કેટલા) દયાળુ છે તે હું જાણું છું.

**યૌગન્ધરાયણ :** પછી, પછી.

**બ્રહ્મચારી :** પછી તેનાં (વાસવદત્તાનાં) બળતાં બચી ગયેલાં શરીર ઉપરનાં ઘરેણાંને ભેટી રાજા મૂર્છા પામ્યો.

**બધા :** અરે રે !

**વાસવદત્તા :** (મનમાં) હવે આર્ય યૌગન્ધરાયણના મનોરથ ભલે પૂરા થાય.

**ચેટી :** રાજકુમારી, આ આર્યા ખરેખર રડી રહ્યાં છે.

**પદ્માવતી :** આ કરુણાળુ હશે.

**યૌગન્ધરાયણ :** હા, હા, મારી બહેન સ્વભાવે દયાળુ છે. પછી ?

**બ્રહ્મચારી :** ત્યારપછી ધીમેધીમે તે ભાનમાં આવ્યો.

**પદ્માવતી :** ( મનમાં ) સદ્ભાગ્યે તે જીવતા છે. મૂર્છિત થયાનું સાંભળીને તો મારું હૃદય જાણે સૂનું થઈ ગયું.

**યૌગન્ધરાયણ :** પછી, પછી ?

**બ્રહ્મચારી :** પછી જમીન ઉપર આળોટવાથી ધૂળ ચોંટતાં મેલા શરીરવાળો તે રાજા એકદમ ઊઠીને 'હાય વાસવદત્તા, હે અવન્તીરાજની પુત્રી, હે પ્રિયા, હે પ્રિય શિષ્યા' એમ કોઈ ને કોઈ રીતે બહુ વિલાપ કરવા લાગ્યો. વધુ કહેવાથી શું ?

અત્યારે તેના જેવાં ચક્રવાક પક્ષીઓ પણ નથી તેમ સુંદરી પ્રિયતમાઓથી વિખૂટા પડેલા બીજા (પુરુષો) પણ નથી. જે સ્ત્રીને પતિ આ પ્રમાણે માન આપે છે તે ધન્ય છે. પતિપ્રેમના લીધે તે બળી ગઈ હોવા છતાં જીવતી છે. ૧૩

**યૌગન્ધરાયણ :** અરે, પછી કોઈ મંત્રીએ તેને સ્વસ્થ કરવાનો પ્રયત્ન ન કર્યો ?

**બ્રહ્મચારી :** તે શ્રીમાન ઉદયનને સ્વસ્થ કરવા માટે રુમણ્વાન નામનો મંત્રી ભારે પ્રયત્ન કરી રહ્યો છે. તે ખરેખર,

अनाहारे तुल्यः प्रततरुदितक्षामवदनः
शरीरे संस्कारं नृपतिसमदुःखं परिवहन्।
दिवा वा रात्रौ वा परिचरति यत्नैर्नरपतिं
नृपः प्राणान् सद्यस्त्यजति यदि तस्याप्युपरमः ॥१४॥

वासवदत्ता-(स्वगतम्) दिष्ट्या सुनिक्षिप्त इदानीमार्यपुत्रः।

यौगन्धरायण-(आत्मगतम्) अहो महद्भारमुद्वहति रुमण्वान्। कुतः,

सविश्रमो ह्ययं भारः प्रसक्तस्तस्य तु श्रमः।
तस्मिन् सर्वमधीनं हि यत्राधीनो नराधिपः ॥१५॥

(प्रकाशम्) अथ भो, पर्यवस्थापित इदानीं स राजा।

ब्रह्मचारी-तदिदानीं न जाने। 'इह तया सह हसितम्, इह तया सह कथितम्, इह तया सह पर्युषितम्, इह तया सह कुपितम्, इह तया सह शयितम्' इत्येवं तं विलपन्तं राजानममात्यैर्महता यत्नेन तस्माद् ग्रामाद् गृहीत्वापक्रान्तम्। ततो निष्क्रान्ते राजनि प्रोषितनक्षत्रचन्द्रमिव नभोऽरमणीयं संवृत्तः स ग्रामः। ततोऽहमपि निर्गतोऽस्मि।

तापसी-स खलु गुणवान् नाम राजा, य आगन्तुकेनाप्यनेनैवं प्रशस्यते।

चेटी (जनान्तिकम्) भर्तृदारिके, किं नु खल्वपरा स्त्री तस्य हस्तं गमिष्यति।

पद्मावती-(आत्मगतम्) मम हृदयेनैव सह मन्त्रितम्।

ब्रह्मचारी-आपृच्छामि भवन्तौ। गच्छामस्तावत्।

उभौ-गम्यतामर्थसिद्धये।

ब्रह्मचारी-तथास्तु। (निष्क्रान्तः।)

यौगन्धरायण-साधु, अहमपि तत्रभवत्याभ्यनुज्ञातो गन्तुमिच्छामि।

काञ्चुकीय-अत्रभवत्याभ्यनुज्ञातो गन्तुमिच्छति किल।

पद्मावती आर्यस्य भगिनिका आर्येण विनोत्कण्ठिष्यति।

यौगन्धरायण-साधुजनहस्तगतैषा नोत्कण्ठिष्यति। (काञ्चुकीयमवलोक्य) गच्छामस्तावत्।

काञ्चुकीय-गच्छतु भवान् पुनर्दर्शनाय।

આહાર ન લેવામાં (રાજાની) સમાન, સતત રડવાથી ફીકા મુખવાળો, રાજાની જેમ દુઃખપૂર્વક શરીરના (સ્નાન વગેરે) સત્કાર કરતો દિવસ હોય કે રાત, કાળજીથી રાજાની સેવા કરે છે રાજા જો પ્રાણોનો ત્યાગ કરે તો તે પણ એકદમ મરી જાય ૧૪

**વાસવદત્તા** (મનમાં) સૌભાગ્યથી અત્યારે આર્યપુત્રની સારી કાળજી રખાય છે

**યૌગન્ધરાયણ** . (મનમાં) અહો, રુમણ્વાન ભારે જવાબદારી ઉઠાવી રહ્યો છે એમ,

મારી જવાબદારી તો સરળ છે પણ તેની જવાબદારી મોટી છે કારણ કે, રાજા જેને આધીન હોય તેને બધું આધીન હોય છે ૧૫

(મોટેથી) તો, હવે તે રાજા સ્વસ્થ થયા કે?

**બ્રહ્મચારી** તેની તો અત્યારે ખબર નથી 'અહીં તેની સાથે હસ્યો હતો, અહીં તેની સાથે વાત કરેલી, અહીં તેની સાથે રહેતો, અહીં તેની સાથે ઝઘડ્યો હતો અહીં તેની સાથે સૂતો હતો' આમ વિલાપ કરતા તે રાજાને ભારે પ્રયત્નથી અમાત્યો લઈને તે ગામમાંથી ચાલ્યા ગયા છે પછી, જ્યારે રાજા જતો રહ્યો ત્યારે, ચંદ્ર અને તારાઓનો અસ્ત થતા આકાશની જેમ તે ગામ શોભારહિત બની ગયું પછી, હું પણ ત્યાંથી નીકળી ગયો

**તાપસી** એક આગન્તુક પણ જેની આમ પ્રશંસા કરે છે તે રાજા ખરેખર ગુણવાન હોવો જોઈએ

**ચેટી** (અરસપરસ) રાજકુમારી, શું હવે તે કોઈ બીજી સ્ત્રીને પરણશે કે?

**પદ્માવતી** : તે મારા હૃદયની જ વાત કરી

**બ્રહ્મચારી** હવે હું આપની રજા લઉં છું ત્યારે

**બંને** કાર્યસિદ્ધિ માટે ભલે જાઓ

**બ્રહ્મચારી** તેમ હો (જતો રહે છે)

**યૌગન્ધરાયણ** સારું ત્યારે, હું પણ તે શ્રીમતીની આજ્ઞા લઈ જવા ઇચ્છું છું

**કાંચુકીય** આપ શ્રીમતીની આજ્ઞા લઈ આ પણ જવા ઇચ્છે છે

**પદ્માવતી** આપની બહેન આપના વિના દુઃખી બની જશે

**યૌગન્ધરાયણ** સારા માણસોની સાથે રહી આ દુઃખી બનશે નહિ (કાંચુકીયને જોઈને) તો હું જાઉં ત્યારે,

**કાંચુકીય** આપ જાઓ, ફરીથી દર્શન આપજો

यौगन्धरायण-तथास्तु । ( निष्क्रान्तः । )
काञ्चुकीयः-समय इदानीमभ्यन्तरं प्रवेष्टुम् ।
पद्मावती-आर्ये, वन्दे ।
तापसी-जाते, तव सदृशं भर्तारं लभस्व ।
वासवदत्ता-आर्ये, वन्दे तावदहम् ।
तापसी-त्वमप्यचिरेण भर्तारं समासादय ।
वासवदत्ता-अनुगृहीतास्मि ।
काञ्चुकीयः-तदागम्यताम् । इत इतो, भवति । संप्रति हि—

खगा वासोपेताः सलिलमवगाढो मुनिजनः
प्रदीप्तोऽग्निर्भाति प्रविचरति धूमो मुनिवनम् ।
परिभ्रष्टो दूराद् रविरपि च संक्षिप्तकिरणो
रथं व्यावर्त्यासौ प्रविशति शनैरस्तशिखरम् ॥१६॥

( निष्क्रान्ताः सर्वे । )

॥ इति प्रथमोऽङ्कः ॥



## द्वितीयोऽङ्कः

( ततः प्रविशति चेटी । )

चेटी-( आकाशे ) कुञ्जरिके, कुञ्जरिके, कुत्र कुत्र भर्तृदारिका पद्मावती । ( श्रुतिमभिनीय ) किं भणसि । एषा भर्तृदारिका माधवीलतामण्डपस्य पार्श्वतः कन्दुकेन क्रीडतीति । यावद्भर्तृदारिकामुपसर्पामि । ( परिक्रम्यावलोक्य ) अम्मो, इयं भर्तृदारिका उत्कृतकर्णचूलिकेन व्यायामसंजातस्वेदबिन्दुविचित्रितेन परिश्रान्तरमणीयदर्शनेन मुखेन कन्दुकेन क्रीडन्तीत एवागच्छति । यावदुपसर्प्स्यामि ।

( निष्क्रान्ता । )

॥ इति प्रवेशकः ॥

**યૌગન્ધરાયણ :** તેમ જ થશે. (જતો રહે છે.)
**કાંચુકીય :** હવે અંદર જવાનો સમય થઈ ગયો છે.
**પદ્માવતી :** આર્યા, હું વંદન કરું છું.
**તાપસી :** બેટી, તારે લાયક પતિને મેળવ.
**વાસવદત્તા :** આર્યા, હું પણ આપને વંદન કરું છું.
**તાપસી :** તું પણ બહુ જલદીથી પતિને પ્રાપ્ત કર.
**વાસવદત્તા :** હું આભારી છુ.
**કાંચુકીય :** તો આવો. દેવી, આ બાજુ, આ બાજુ. અત્યારે,

પક્ષીઓ માળામાં જતાં રહ્યાં છે. મુનિઓએ પાણીમાં (સ્નાન માટે) પ્રવેશ કર્યો છે. પ્રદીપ્ત થયેલો અગ્નિ શોભે છે. ધૂમાડો તપોવનમાં ફેલાઈ ગયો છે. ઊંચેથી નીચે સરકી જતો, ઝાંખાં કિરણોવાળો આ સૂર્ય પણ રથ વાળીને ધીમેથી અસ્તાચલના શિખરે પહોંચે છે. ૧૬.

(બધાં જતાં રહે છે.)

**પહેલા અંક સમાપ્ત**



## બીજો અંક

(પછી ચેટી પ્રવેશે છે.)

ચેટી : (આકાશ તરફ જોઈ) કુંજરિકા, હે કુંજરિકા, ક્યાં છે, રાજકુમારી પદ્માવતી ક્યાં છે? (સાંભળ્યાનો અભિનય કરીને) શું કહે છે? 'આ રાજકુમારી માધવીલતાના મંડપની બાજુમાં દડાથી રમે છે' એમ. તો હું રાજકુમારી પાસે જાઉં. (આમતેમ ફરી, જોઈને) અરે, ઊંચા કરાયેલા કર્ણફૂલવાળા, વ્યાયામથી ઉત્પન્ન થયેલાં પરસેવાનાં બિન્દુઓથી ચિત્રવિચિત્ર લાગતા અને થાકના લીધે રમણીય દેખાતા મુખવાળી આ રાજકુમારી દડાથી રમતી આ બાજુ જ આવી રહી છે. તો હું એની પાસે જાઉં.

(જતી રહે છે.)

**પ્રવેશક સમાપ્ત**

(ततः प्रविशति कन्दुकेन क्रीडन्ती पद्मावती सपरिवारा वासवदत्तया सह ।)

वासवदत्ता–हला, एष ते कन्दुकः ।
पद्मावती–आर्ये, भवत्विदानीमेतावत् ।
वासवदत्ता–हला, अतिचिरं कन्दुकेन क्रीडित्वाधिकसंजातरागौ परकीयाविव ते हस्तौ संवृत्तौ ।
चेटी–क्रीडतु क्रीडतु तावत् भर्तृदारिका । निर्वर्त्यतां तावदयं कन्याभावरमणीयः कालः ।
पद्मावती–आर्ये, किमिदानीं मामपहसितुमिव निध्यायसि ।

वासवदत्ता–नहि नहि । हला, अधिकमद्य शोभसे । अभित इव तेऽद्य वरमुखं प्रेक्षे ।
पद्मावती–अपेहि । मेदानीं मामपहस ।
वासवदत्ता–एषास्मि तूष्णीका भविष्यन्महासेनवधु ।
पद्मावती–क एष महासेनो नाम ।
वासवदत्ता–अस्त्युज्जयिनीयो राजा प्रद्योतो नाम । तस्य बलपरिमाणनिर्वृत्तं नामधेयं महासेन इति ।
चेटी–भर्तृदारिका तेन राज्ञा सह सम्बन्धं नेच्छति ।
वासवदत्ता–अथ केन खल्विदानीमभिलषति ।
चेटी–अस्ति वत्सराज उदयनो नाम । तस्य गुणान् भर्तृदारिकाभिलषति ।
वासवदत्ता–(आत्मगतम्) आर्यपुत्रं भर्तारमभिलषति । (प्रकाशम्) केन कारणेन ।

चेटी–सानुक्रोश इति ।
वासवदत्ता–(आत्मगतम्) जानामि जानामि । अयमपि जन एवमुन्मादित ।

चेटी–भर्तृदारिके, यदि स राजा विरूपो भवेत् ।
वासवदत्ता–नहि नहि, दर्शनीय एव ।
पद्मावती–आर्ये, कथं त्वं जानासि ।
वासवदत्ता–(आत्मगतम्) आर्यपुत्रपक्षपातेनातिक्रान्तः समुदाचारः । किमिदानीं करिष्यामि । भवतु, दृष्टम् । (प्रकाशम्) हला, एवमुज्जयिनीयो जनो मन्त्रयते ।

(ત્યારપછી દાથી રમતી, પરિવાર સહિત પદ્માવતી વાસવદત્તા સાથે પ્રવેશ કરે છે )

**વાસવદત્તા** સખી, આ લ્યો તારો દડો

**પદ્માવતી** આર્યા, બસ, હવે આટલું જ

**વાસવદત્તા** સખી, ઘણા વખત સુધી દડા વડે રમવાથી વધારે લાલ થયેલા તમારા હાથ જાણે પારકા થઈ ગયા હોય એમ જણાય છે

**ચેટી** રમો, રમો રાજકુમારી, અત્યારે કન્યાવસ્થાનો આ રમણીય સમય (રમતમાં) પસાર કરો

**પદ્માવતી** આર્યા, અત્યારે તમે મારી મશ્કરી કરતાં હો એમ કેમ તાકી રહ્યા છો ?

**વાસવદત્તા** ના, ના સખી, આજે તું બહુ શોભે છે આજે મને તારું મુખ (તારા વરનું મુખ ) દરેક રીતે સુંદર લાગે છે

**પદ્માવતી** બસ, હવે તું મારી મશ્કરી ના કર

**વાસવદત્તા** મહાસેનની ભાવી વહુ ! આ હું ચુપ થઈ, બસ

**પદ્માવતી** આ મહાસેન વળી કોણ છે ?

**વાસવદત્તા** ઉજ્જયિનીનો પ્રદ્યોત નામે રાજા છે તેનું મોટી સેનાના લીધે પડેલું નામ મહાસેન છે

**ચેટી:** રાજકુમારી તે રાજા સાથે સબંધ બાંધવા ઇચ્છતા નથી

**વાસવદત્તા** તો હવે ખરેખર, તે કોને ચાહે છે ?

**ચેટી** વત્સદેશનો રાજા ઉદયન છે, તેના ગુણો ઉપર રાજકુમારી રીઝ્યા છે

**વાસવદત્તા** (મનમાં) આર્યપુત્રને પતિ તરીકે ઇચ્છે છે ! (મોટેથી) કયા કારણથી ?

**ચેટી:** તે ભાવુક છે માટે

**વાસવદત્તા** (મનમાં) જાણું છું, હું જાણું છું આ વ્યક્તિ (હું) પણ એવી રીતે જ ઘેલી થઈ હતી

**ચેટી** રાજકુમારીજી, જો તે રાજા કદરૂપો હોય તો ?

**વાસવદત્તા** ના, ના તે દેખાવડો જ છે

**પદ્માવતી** આર્યા, તમે કેવી રીતે જાણો ?

**વાસવદત્તા:** (મનમાં) આર્યપુત્ર પ્રત્યેના પ્રેમને લીધે શિષ્ટાચારનું ઉલ્લંઘન થઈ ગયું હવે હું શું કરીશ ? સારું, સમજાયું (મોટેથી) સખી, ઉજ્જયિનીના લોકો આમ કહે છે

पद्मावती-युज्यते । न खल्वेष उज्जयिनीदुर्लभः । सर्वजनमनोभिराम सौभाग्य नाम ।

( तत प्रविशति धात्री । )

धात्री-जयतु भर्तृदारिका । भर्तृदारिके दत्तासि ।

वासवदत्ता-आर्ये कस्मै ।

धात्री-वत्सराजायोदयनाय ।

वासवदत्ता-अथ कुशली स राजा ।

धात्री-कुशली । स इह आगत । तस्य भर्तृदारिका प्रतीष्टा च ।

वासवदत्ता-अत्याहितम् ।

धात्री-किमत्रात्याहितम् ।

वासवदत्ता-न खलु किंचित् । तथा नाम संतप्योदासीनो भवतीति ।

धात्री-आर्ये, आगमप्रधानानि सुलभपर्यवस्थानानि महापुरुषहृदयानि भवन्ति ।

वासवदत्ता-आर्ये, स्वयमेव तेन वरिता ।

धात्री-नहि नहि । अन्यप्रयोजनेनेहागतस्याभिजनविज्ञानवयोरूपं प्रेक्ष्य स्वयमेव महाराजेन दत्ता ।

वासवदत्ता-( आत्मगतम् ) एवम् । अनपराद्ध इदानीमत्रार्यपुत्र ।

( प्रविश्य )

अपरा चेटी-त्वरतां त्वरता तावदार्या । अद्यैव किल शोभनं नक्षत्रम् । अद्यैव कौतुकमङ्गलं कर्तव्यमित्यस्माकं भट्टिनी भणति ।

वासवदत्ता-( आत्मगतम् ) यथा यथा त्वरते, तथा तथान्धीकरोति मे हृदयम् ।

धात्री-एत्वेतु भर्तृदारिका ।

( निष्क्रान्ताः सर्वे । )

॥ इति द्वितीयोऽङ्कः ॥

**પદ્માવતી**: ખરેખર છે એ રાજા ઉજ્જયિનીના લોકોને દુર્લભ નહિ હોય ખરે જ, બધા માણસોના મનને ગમી જાય એવું નામ સૌન્દર્ય

(ત્યારપછી ધાત્રી પ્રવેશ કરે છે)

**ધાત્રી**: રાજકુમારીનો જય થાઓ રાજકુમારી, તમે અપાઈ ગયા

**વાસવદત્તા**: આર્યે, કોને ?

**ધાત્રી**: વત્સદેશના રાજા ઉદયનને

**વાસવદત્તા**: તે રાજા કુશળ તો છે ને ?

**ધાત્રી**: કુશળ છે તે અહીં આવ્યા હતા અને તેમણે રાજકુમારીનો સ્વીકાર કર્યો

**વાસવદત્તા**: ગજબ થઈ ગયો !

**ધાત્રી**: આમા વળી ગજબ કેવો ?

**વાસવદત્તા**: ના, ના કઈ નહિ (પત્ની માટે) તે પ્રમાણે સંતાપ કરી હવે બેપરવા થઈ ગયો તે માટે

**ધાત્રી**: આર્યે, શાસ્ત્રોને આધાર માનનાર મહાપુરુષોના હૃદય સહેલાઈથી આશ્વાસન મેળવી લે છે

**વાસવદત્તા**: આર્યા, શુ તેણે જાતે જ (પદ્માવતીની) પસંદગી કરી ?

**ધાત્રી**: ના ના, બીજા કામથી અહી આવેલા તેમના ખાનદાની, જ્ઞાન, ઉમર અને રૂપ જોઈ મહારાજે જાતે જ આપી

**વાસવદત્તા**: (મનમા) એમ તો હવે આર્યપુત્ર નિરપરાધી છે

(પ્રવેશ કરી)

**બીજી ચેટી**: ઉતાવળ કરો, ઉતાવળ કરો આર્યા આજે જ ખરેખર સારુ નક્ષત્ર છે આજે જ મંગળસૂત્ર બાધવાનુ છે, એમ આપણા ગણીઆ કહે છે

**વાસવદત્તા**: (મનમાં) જેમ જેમ આ ઉતાવળ કરે છે તેમ તેમ મારુ હૃદય મૂઢ બની રહ્યુ છે

**ધાત્રી**: આવો, આવો રાજકુમારી

(બધા જાય છે)

બીજો અંક સમાપ્ત

## तृतीयोऽङ्कः

(ततः प्रविशति विचिन्तयन्ती वासवदत्ता ।)

वासवदत्ता विवाहामोदसंकुले अन्तःपुरचतुःशाले परित्यज्य पद्मावतीमिहागतास्मि प्रमदवनम् । यावदिदानीं भागधेयनिर्वृत्तं दुःखं विनोदयामि । (परिक्रम्य) अहो अत्याहितम् । आर्यपुत्रोऽपि नाम परकीयः संवृत्तः । यावदुपविशामि । (उपविश्य) धन्या खलु चक्रवाकवधूः, यान्योन्यविरहिता न जीवति । न खल्वहं प्राणान् परित्यजामि । आर्यपुत्रं प्रेक्षे इत्यनेन मनोरथेन जीवामि मन्दभागा ।

(ततः प्रविशति पुष्पाणि गृहीत्वा चेटी ।)

चेटी-क्व नु खलु गता आर्यावन्तिका । (परिक्रम्यावलोक्य) अम्मो, इयं चिन्ताशून्यहृदया नीहारप्रतिहतचन्द्रलेखा इव, अमण्डितभद्रकं वेषं धारयन्ती प्रियंगुशिलापट्टके उपविष्टा । यावदुपसर्पामि । (उपसृत्य) आर्ये आवन्तिके कः कालस्त्वामन्विष्यामि ।

वासवदत्ता-किं निमित्तम् ।

चेटी-अस्माकं भट्टिनी भणति 'महाकुलप्रसूता स्निग्धा निपुणा' इति । इमां तावत् कौतुकमालिका गुम्फत्वार्या ।

वासवदत्ता-अथ कस्मै किल गुम्फितव्यम् ।

चेटी-अस्माकं भर्तृदारिकायै ।

वासवदत्ता-(आत्मगतम्) एतदपि मया कर्तव्यमासीत् । अहो अकरुणा खल्वीश्वरा ।

चेटी-आर्ये, मेदानीमन्यच्चिन्तयित्वा । एष जामाता मणिभूम्यां स्नायति । शीघ्रं तावद् गुम्फत्वार्या ।

वासवदत्ता-(आत्मगतम्) न शक्नोम्यन्यं चिन्तयितुम् । (प्रकाशम्) हला, किं दृष्टो जामाता ।

चेटी-आम्, दृष्टो भर्तृदारिकाया स्नेहेनास्माकं कौतूहलेन च ।

वासवदत्ता-कीदृशो जामाता ।

चेटी-आर्ये, भणामि तावद्, नेदृशो दृष्टपूर्वं ।

# તૃતીય અંક

(ત્યારપછી ચિંતાતુર વાસવદત્તા પ્રવેશ કરે છે)

**વાસવદત્તા** ઉત્સવની ખુશાલીથી ભરપૂર અન્તઃપુરના ચોકમાં પદ્માવતીને છોડી હું અહીં પ્રમદવનમાં આવી છું હવે ભાગ્યથી આવી પડેલા દુઃખને શાંત કરું (આમતેમ ફરીને) અરે, ગજબ થઈ ગયો આર્યપુત્ર પણ પરકા બની ગયા ! હવે હું બેસું (બેસીને) ચક્રવાકની માદા ખરેખર, ધન્ય છે પ્રિયતમનો વિયોગ થતા એ જીવતી નથી હું પ્રાણો છોડી દેતી નથી (કોઈ વખત) આર્યપુત્રના દર્શન થશે, આવા મનોરથે આ દુર્ભાગી હું જીવું છું

(ત્યારપછી ફૂલો લઈને ચેટી પ્રવેશે છે)

**ચેટી :** આર્યા આવન્તિકા ક્યાં ગઈ હશે વારુ ? (આમતેમ ફરી, જોઈને) અરે, ચિન્તાને લીધે સૂના હૃદયવાળી, ધુમ્મસના નાધે ઝાંખી થયેલ ચન્દ્રની રેખા જેવી, આડંબર વિનાના છતાં સુંદર વસ્ત્રો પહેરેલી વાસવદત્તા પ્રિયંગુલતા નીચે શિલાની પાટ ઉપર બેઠેલી છે તો હું એની પાસે જાઉં (પાસે જઈને) આર્યા આવન્તિકા, ક્યારના વખતથી તને શોધી રહી છું

**વાસવદત્તા** શા માટે ?

**ચેટી** અમારા રાણીમા કહે છે, તમે મોટા ખાનદાનમાં જન્મેલા સ્નેહાળ અને હોશિયાર છો તમે આ વિવાહમાલા ગૂથી આપો

**વાસવદત્તા** આ કોના માટે ગૂંથવાની છે ?

**ચેટી** અમારી રાજકુમારી માટે

**વાસવદત્તા** (મનમાં) આ પણ મારે કરવાનું ? અરેરે, દેવો ખરેખર નિર્દયી છે

**ચેટી :** આર્યા, હવે બીજો કંઈ વિચાર કરશો નહિ આ જમાઈ મણિજડિત ફરસ ઉપર નાહી રહ્યા છે તો તમે જલદી ગૂથી આપો

**વાસવદત્તા** (મનમાં) હું બીજું કંઈ વિચારી શકતી નથી (મોટેથી) અલી, તે જમાઈને જોયા કે ?

**ચેટી** હા, રાજકુમારીના પ્રેમ અને અમારા કુતૂહલ ને લીધે જોયા

**વાસવદત્તા :** જમાઈ કેવા છે ?

**ચેટી** આર્યા, એટલું કહું છું કે આમના જેવા કોઈને પહેલા કોઈ દિવસ જોયા નથી

वासवदत्ता-हला, भण भण, किं दर्शनीय ।
चेटी-शक्य भणितु शरचापहीन कामदेव इति ।
वासवदत्ता-भवत्वेतावत् ।
चेटी-किंनिमित्त वारयसि ।
वासवदत्ता-अयुक्त परपुरुषसकीर्तन श्रोतुम् ।
चेटी तेन हि गुम्फत्वार्या शीघ्रम् ।
वासवदत्ता इय गुम्फामि । आनय तावत् ।
चेटी-गृह्णात्वार्या ।
वासवदत्ता-( वर्जयित्वा विलोक्य ) इद तावदौषधं किं नाम ।
चेटी अविधवाकरण नाम ।
वासवदत्ता ( आत्मगतम् ) इद बहुशो गुम्फितव्यं मम च पद्मावत्याश्च ।
( प्रकाशम् ) इदं तावदौषध किं नाम ।
चेटी सपत्नीमर्दन नाम ।
वासवदत्ता-इद न गुम्फितव्यम् ।
चेटी-कस्मात् ।
वासवदत्ता-उपरता तस्य भार्या, तन्निष्प्रयोजनमिति ।

(प्रविश्य)

अपरा चेटी त्वरतां त्वरतामार्या। एष जामाता अविधवाभिरभ्यन्तरचतु शालं प्रवेश्यते ।
वासवदत्ता-अयि, वदामि गृहाणैतत् ।
चेटी-शोभनम् । आर्ये, गच्छामि तावदहम् ।

( उभे निष्क्रान्ते। )

वासवदत्ता-गतैषा । अहो अत्याहितम् । आर्यपुत्रोऽपि नाम परकीय संवृत्त । अविदा, शय्याया मम दु खं विनोदयामि यदि निद्रा लभे ।

( निष्क्रान्ता। )

॥ इति तृतीयोऽङ्कः ॥

**વાસવદત્તા** અલી, કહે કહે, શું દેખાવડા છે કે?

**ચેટી** ધનુષબાણ વિનાના કામદેવ છે, એમ કહી શકાય

**વાસવદત્તા** બસ, હવે રહેવા દે

**ચેટી** શા માટે વારો છો?

**વાસવદત્તા** પરપુરુષના વખાણ સાંભળવાનું યોગ્ય નથી

**ચેટી** તો તમે જલદી ગૂંથી આપો

**વાસવદત્તા** આ હું ગૂંથું છું લાવ ત્યારે

**ચેટી** તમે લો

**વાસવદત્તા** (આઘુંપાછું કરી જોઈને) આ ઔષધિનું શું નામ છે?

**ચેટી** 'અવિધવાકરણ' નામ છે

**વાસવદત્તા** (મનમાં) મારે માટે અને પદ્માવતી માટે આને અનેકવાર ગૂંથવું જોઈએ (મોટેથી) આ ઔષધિનું ત્યારે શું નામ છે?

**ચેટી** 'સપત્નીમર્દન' નામ છે

**વાસવદત્તા** આ ગૂંથવાની જરૂર નથી

**ચેટી** કેમ?

**વાસવદત્તા** તેમની પત્ની મરી ગઈ છે તેથી તે નિરર્થક છે

(પ્રવેશ કરીને)

**બીજી ચેટી** આર્યા જલદી કરો સૌભાગ્યવતી સ્ત્રીઓ આ જમાઈને અંદરના ચોકમાં પ્રવેશ કરાવે છે

**વાસવદત્તા :** અરે, કહું છું, આ લે

**ચેટી** સરસ, આર્યા, તો હવે હું જાઉં છું

(બન્ને જાય છે)

**વાસવદત્તા** એ જતી રહી અરે, અનર્થ થઈ ગયો આર્યપુત્ર પણ પારકાના બની ગયા! ઓહ, પથારીમાં પડીને મારું દુઃખ હળવું બનાવું, જો ઊંઘ આવે તો

(જાય છે)

તૃતીય અંક સમાપ્ત

●

## चतुर्थोऽङ्कः

( तत प्रविशति विदूषक । )

विदूषक ( सहर्षम् ) भो दिष्टया तत्रभवतो वत्सराजस्याभिप्रेतविवाहमङ्गलरमणीय कालो दृष्ट । भो को नामैतज्जानाति तादृशे वयमनर्थसलिलावर्ते प्रक्षिप्ता पुनरुन्मङ्क्ष्याम इति। इदानीं प्रासादेषूष्यते अन्त पुरदीर्घिकासु स्नायते, प्रकृतिमधुरसुकुमाराणि मोदकखाद्यानि खाद्यन्त इत्यनप्सरस्संवास उत्तरकुरुवासो मयानुभूयते । एक खलु महान् दोष । ममाहार सुष्ठु न परिणमति । सुप्रच्छदनाया शय्याया निद्रा न लभे यथा वातशोणित मभित इव वर्तत इति प्रेक्षे । भो सुख न आमयपरिभूतमकल्यवर्तं च।

( तत प्रविशति चेटी । )

चेटी-कुत्र नु खलु गत आर्यवसन्तक । ( परिक्रम्यावलोक्य ) अहो एष आर्यवसन्तक । ( उपगम्य ) आर्यवसन्तक, क कालस्त्वामन्विष्यामि ।

विदूषक -( दृष्ट्वा ) किं निमित्त भद्रे, मामन्विष्यसि ।

चेटी-अस्माक भट्टिनी भणति ' अपि स्नातो जामाता ' इति ।

विदूषक-किंनिमित्त भवति पृच्छति ।

चेटी किमन्यत् । सुमनोवर्णकमानयामीति ।

विदूषक-स्नातस्तत्रभवान् । सर्वमानयतु भवती वर्जयित्वा भोजनम् ।

चेटी किं निमित्त वारयसि भोजनम् ।

विदूषक -अधन्यस्य मम कोकिलानामक्षिपरिवर्त इव कुक्षिपरिवर्त सवृत्त ।

चेटी-ईदृश एव भव ।

विदूषक -गच्छतु भवति। यावदहमपि तत्रभवत सकाश गच्छामि ।

( निष्क्रान्तौ । )

॥ प्रवेशक ॥

# ચોથો અંક

( ત્યારપછી વિદૂષક પ્રવેશ કરે છે )

**વિદૂષક** . ( હર્ષ ) અહો, સદ્‌ભાગ્યથી શ્રીમાન વત્સરાજ ઉદયનના મનગમત નયનો માગલિક અને રમણીય અવસર માણ્યો અરે, આની કોને ખબર હતી કે ભયકર મુસ્કેલીઓરૂપી વમળમા ફસાઈ ગયા પછી અમે પાછા બહાર નીકળી જઈશુ અત્યારે મહેલોમા રહીએ છીએ, અન્ત પુરની વાવોમા નાહીએ છીએ, સ્વભાવથ જ મધુર અને સુવાળા લાડુનુ ભોજન લઈએ છીએ આમ, હુ અપ્સરાઓ વિનાના સ્વર્ગનુ સુખ માણુ છુ માત્ર એક જ મોટો દોષ છે, મને ખાવાનુ બરોબર પચતુ નથી સુદર ચાદરવાળી પથારીમા ઊંઘ આવતી નથી સધિવાની ચારે બાજુએ જાણે ઘેરાઈ ગયો છુ એમ લાગે છે રોગથી આક્રાન્ત અને પૂર્ણ આહાર વિનાનુ સુખ એ સુખ નથી

( પછી ચેટી પ્રવેશે છે )

**ચેટી** આર્ય વસન્તક ક્યા ગયા હશે વારુ ? (આમ તેમ ફરી, જોઈને) અરે, આ રહ્યા આર્ય વસન્તક ( પાસે જઈને ) આર્યવસન્તક હુ તમને ક્યારની શોધી રહી છુ

**વિદૂષક** ( જોઈને ) શા માટે તુ મને શોધી રહી હતી, બહેન !

**ચેટી** : અમારા રાણીજી પૂછાવે છે કે, રાજા સ્નાન કરી રહ્યા કે ?

**વિદૂષક** : દેવી શા માટે પૂછે છે ?

**ચેટી** બીજુ વળી શુ ? હુ ફૂલ અને ચદન લાવુ છુ એમ

**વિદૂષક** તે શ્રીમાન સ્નાન કરી ચૂક્યા છે ભોજન સિવાય તમે બીજુ બધુ ભલે લાવો

**ચેટી** શા માટે તમે ભોજનની ના પાડો છો ?

**વિદૂષક** અભાગિયા એવા મારા પેટમા કોયલોની આખમા પરિવર્તન થાય છે તેમ પરિવર્તન થઈ ગયુ છે

**ચેટી** તમે તો એવા જ રહો

**વિદૂષક** : તમે જાઓ અત્યારે હુ પણ શ્રીમાન રાજાજીની પાસે જાઉ છુ.

( બન્ને જાય છે )

**પ્રવેશક સમાપ્ત**

( तत प्रविशति सपरिवारा पद्मावती, आवन्तिकावेषधारिणी वासवदत्ता च । )

चेटी-किंनिमित्तं भर्तृदारिका प्रमदवनमागता ।
पद्मावती-हला, तानि तावच्छेफालिकागुल्मकानि प्रेक्षे कुसुमितानि वा नवेति ।
चेटी-भर्तृदारिके, तानि कुसुमितानि नाम । प्रवालान्तरितैरिव मौक्तिकालम्बकैरा-चितानि कुसुमैः ।
पद्मावती-हला, यद्येव, किमिदानीं विलम्बसे ।
चेटी-तेन हास्मिञ्शिलापट्टके मुहूर्तकमुपविशतु भर्तृदारिका । यावदहमपि कुसुमावचयं करोमि ।
पद्मावता-आर्ये, किमत्रोपविशाव ।
वासवदत्ता-एवं भवतु ।

( उभे उपविशत । )

चेटो-(तथा कृत्वा) प्रेक्षतां प्रेक्षता भर्तृदारिका अर्धमनःशिलापट्टकैरिव शेफालिका-कुसुमैः पूरितं मेऽञ्जलिम् ।
पद्मावती-( दृष्ट्वा ) अहो विचित्रता कुसुमानाम् । प्रेक्षतामार्या ।

वासवदत्ता-अहो दर्शनीयता कुसुमानाम् ।
चेटी-भर्तृदारिके, किं भूयोऽवचेष्यामि ।
पद्मावती-हला, मा मा भूयोऽवचित्य ।
वासवदत्ता-हला, किंनिमित्तं वारयसि ।
पद्मावती-आर्यपुत्र इहागत्येमां कुसुमसमृद्धिं प्रेक्ष्य संमानिता भवेयम् ।

वासवदत्ता-हला, प्रियस्ते भर्ता ।
पद्मावती आर्ये, न जानामि । आर्यपुत्रेण विरहितोत्कण्ठिता भवामि ।

वासवदत्ता-( आत्मगतम् ) दुष्करं खल्वहं करोमि । इयमपि नामैवं मन्त्रयते ।

चेटी-अभिजातं खलु भर्तृदारिकया मन्त्रितं 'प्रियो मे भर्ता' इति ।
पद्मावतो-एक खलु मे संदेह ।
वासवदत्ता-किं किम् ।

(ત્યારપછી પોતાના પરિવાર સાથે પદ્માવતી અને આવન્તિકાનો વેશ ધારણ કરેલી વાસવદત્તા પ્રવેશ કરે છે )

**ચેટી** : રાજકુમારી શા માટે પ્રમદવનમા પધાર્યા છે ?

**પદ્માવતી** અરી, પેલા શેફાલિકાના ઝૂમખા ખીલ્યા કે નહિ તે જોઈએ

**ચેટી** રાજકુમારી, તે ખીલ્યા છે પરવાળા ગૂંથેલા મોતીના હાર જેવાં ફુલોથી લચી પડે છે ને !

**પદ્માવતી** : અલી, જો એમ હોય તો અત્યારે વિલબ શાને કરે છે ?

**ચેટી** : તો આપ થોડીવાર આ પથ્થરની પાટ ઉપર બેસો, એટલીવારમાં હુ ફૂલો ચૂંટી લાવુ

**પદ્માવતી** : આર્યા, શુ આપણે અહી બેસીશુ ?

**વાસવદત્તા** : ભલે

(બને બેસે છે )

**ચેટી** : ( તેમ કરીને ) રાજકુમારી ગેરુઆના અર્ધા અર્ધા ટૂકડાઓ જેવાં શેફાલિકાના પુષ્પોથી ભરેલી મારી અજલીને જુઓ

**પદ્માવતી** ( જોઈને ) આહા, ફૂલો કેવા રગ-બેરગી છે ! જુઓ, તમે પણ જુઓ

**વાસવદત્તા** આહા, ફૂલો કેવા દેખાવડા છે !

**ચેટી** રાજકુમારીજી, બીજા ચૂટી લાવુ કે ?

**પદ્માવતી** અરી ના બીજા ચૂટીશ નહિ

**વાસવદત્તા** સખી, શા માટે રોકે છે ?

**પદ્માવતી** આર્યપુત્ર અહી આવશે ત્યારે પુષ્પોની આ સમૃદ્ધિ જોઈને મારી પ્રશસા કરશે માટે

**વાસવદત્તા** સખી, શુ સ્વામી તને ગમે છે ?

**પદ્માવતી** આર્યા, એ તો હુ જાણતી નથી પણ આર્યપુત્રના વિરહમા ઉત્કંઠિત બની જાઉ છુ

**વાસવદત્તા** ( મનમા ) ખરેખર, હુ મુશ્કેલ કામ કરી રહી છુ આ પણ આવુ જ કહે છે

**ચેટી** 'સ્વામી મને ગમે છે' આ વાત રાજકુમારીએ કેવી શિષ્ટ રીતે કહી !

**પદ્માવતી** મને ખરેખર, એક શકા છે

**વાસવદત્તા** શુ, શુ ?

पद्मावती–यथा ममार्यपुत्रस्तथैवार्याया: वासवदत्ताया इति ।

वासवदत्ता–अतोऽप्यधिकम् ।
पद्मावती–कथं त्वं जानासि ।
वासवदत्ता–( आत्मगतम् ) हम्, आर्यपुत्रपक्षपातेनातिक्रान्त समुदाचारः। एवं तावद् भणिष्यामि। (प्रकाशम्) यद्यल्प स्नेह, सा स्वजनं न परित्यजति।

पद्मावती–भवितव्यम् ।
चेटी–भर्तृदारिके, साधु भर्तार भण, 'अहमपि वीणां शिक्षिष्य' इति।
पद्मावती–उक्तो मयार्यपुत्र ।
वासवदत्ता–तत, किं भणितम् ।
पद्मावती–अभणित्वा किञ्चिद् दीर्घं नि:श्वस्य तूष्णीकः संवृत्त ।
वासवदत्ता–ततस्त्व किमिव तर्कयसि ।
पद्मावती–तर्कयाम्यार्याया वासवदत्ताया गुणान्स्मृत्वा दाक्षिण्यतया ममाग्रतो न रोदितीति ।
वासवदत्ता–( आत्मगतम् ) धन्या खल्वस्मि यद्येव सत्य भवेत्।

(तत प्रविशति राजा विदूषकश्च।)

विदूषकः–ही ही, प्रचितपतितबन्धुजीवकुसुमविरलपातरमणीयं प्रमदवनम्। इतस्तावद् भवान् ।
राजा–वयस्य, वसन्तक, अयमयमागच्छामि ।

कामेनोज्जयिनीं गते मयि तदा कामप्यवस्थां गते
दृष्ट्वा स्वैरमवन्तिराजतनयां पञ्चेषवः पातिताः।
तैरद्यापि सशल्यमेव हृदयं भूयश्च विद्धा वयं
पञ्चेषुर्मदनो यदा कथमयं षष्ठः शरः पातितः ॥१॥

विदूषक–क्व नु खलु गता तत्रभवती पद्मावती। लतामण्डपं गता भवेद्, उताहो असनकुसुमसंचितं व्याघ्रचर्मावगुण्ठितमिव पर्वततिलकं नाम शिलापट्टकं गता भवेद्, अथवा अधिककटुकगन्धसप्तच्छदवनं प्रविष्टा भवेद्, अथवालिखितमृगपक्षिसङ्कुलं दारुपर्वतकं गता भवेत्। (ऊर्ध्वमवलोक्य) ही ही, शरत्कालनिर्मलेऽन्तरिक्षे प्रसारितबलदेवबाहुदर्शनीया सारसपंक्ति यावत् समाहितं गच्छन्ती प्रेक्षतां तावद् भवान् ।

**પદ્માવતી** : જેટલા મને આર્યપુત્ર ગમે છે તેટલા જ આર્યા વાસવદત્તાને પણ ગમતા હતા કે?

**વાસવદત્તા** : એના કરતાં પણ વધારે.

**પદ્માવતી** : તમે કેવી રીતે જાણો છો?

**વાસવદત્તા** : (મનમાં) હં, આર્યપુત્ર તરફના પક્ષપાતને લીધે શિષ્ટાચારનું અતિક્રમણ થઈ ગયું. હવે હું આમ કહું: (મોટેથી) જો તેને ઓછો પ્રેમ હોત તો તે સ્વજનોનો ત્યાગ ન કરત.

**પદ્માવતી** : બનવાજોગ છે.

**ચેટી** : રાજકુમારી, સ્વામીને સરસ રીતે કહો કે 'હું પણ વીણા શીખીશ.'

**પદ્માવતી** : મેં આર્યપુત્રને કહેલું.

**વાસવદત્તા** : પછી એમણે શું કહ્યું?

**પદ્માવતી** : કંઈ પણ બોલ્યા વિના ઊંડો નિસાસો નાખી ચૂપ રહ્યા.

**વાસવદત્તા** : તે ઉપરથી તમે શું અનુમાન કરો છો?

**પદ્માવતી** : આર્યા વાસવદત્તાના ગુણોને યાદ કરે છે પણ દાક્ષિણ્યને લીધે મારી આગળ રડતા નથી, એમ ધારું છું.

**વાસવદત્તા** : (મનમાં) જો આ સાચું હોય તો હું ધન્ય છું.

(ત્યારપછી રાજા અને વિદૂષક પ્રવેશ કરે છે.)

**વિદૂષક** : હી હી, ચૂંટતાં નીચે ખરેલાં બંધુજીવ પુષ્પો છૂટાંછવાયાં વેરાયેલાં પડ્યાં છે, તેથી પ્રમદવન રમણીય લાગે છે. આપ આ બાજુ આવો તો.

**રાજા** : મિત્ર વસન્તક, આ આ હું આવી રહ્યો છું.

જ્યારે હું ઉજ્જયિની ગયો હતો ત્યારે અવન્તીરાજની પુત્રી (વાસવદત્તા)ને સ્વચ્છંદ રીતે જોઈ અવર્ણનીય દશાને પામ્યો હતો. કામદેવે તે વખતે જે પાંચ બાણ (મારા ઉપર) ફેંક્યાં હતાં તેનાથી હજુ પણ મારું હૃદય વીંધાયેલું છે. જો કામદેવ પાસે પાંચ જ બાણ હોય તો તેણે આ છઠ્ઠું બાણ ક્યાંથી નાખ્યું? ૧.

राजा-वयस्य, पश्याम्येनाम् ।

ऋज्वायतां च विरलां च नतोन्नतां च
सप्तर्षिवंशकुटिलां च निवर्तनेषु ।
निर्मुच्यमानभुजगोदरनिर्मलस्य
सीमामिवाम्बरतलस्य विभज्यमानाम् ॥२॥

चेटी-प्रेक्षतां प्रेक्षतां भर्तृदारिका एतां कोकनदमालापाण्डुररमणीयां सारसपंक्तिं यावत् समाहितं गच्छन्तीम् । अहो भर्ता !

पद्मावती-हम् आर्यपुत्रः । आर्ये, तव कारणादार्यपुत्रदर्शनं परिहरामि । तदिमं तावन्माधवीलतामण्डपं प्रविशाम' ।

वासवदत्ता-एवं भवतु ।

(तथा कुर्वन्ति ।)

विदूषकः-तत्रभवती पद्मावतीहागत्य निर्गता भवेत् ।

राजा-कथं भवान् जानाति ।

विदूषकः-इमानपचितकुसुमान् शेफालिकागुच्छकान् प्रेक्षतां तावद् भवान् ।

राजा-अहो विचित्रता कुसुमस्य, वसन्तक ।

वासवदत्ता-(आत्मगतम्) वसन्तकसंकीर्तनेनाहं पुनर्जानामि उज्जयिन्यां वर्ते इति ।

राजा-वसन्तक, अस्मिन्नेवासीनौ शिलातले पद्मावतीं प्रतीक्षिष्यावहे ।

विदूषक-भो , तथा । (उपविश्योत्थाय) ही ही शरत्कालतीक्ष्णो दु सह आतपः । तदिमं तावन्माधवीमण्डपं प्रविशावः ।

राजा-बाढम् । गच्छाग्रतः ।

विदूषक-एवं भवतु ।

(उभौ परिक्रामतः ।)

पद्मावती-सर्वमाकुलं कर्तुकाम आर्यवसन्तकः । किमिदानीं कुर्मः ।

चेटी-भर्तृदारिके, एतां मधुकरपरिनिलीनामवलम्बलतामवधूय वारयिष्यामि ।

पद्मावती-एवं कुरु ।

(चेटी तथा करोति ।)

રાજા : મિત્ર, હું એને જોઉં છું

આ (સારસોની હાર) સીધી અને લાંબી, છુટીજવાઈ અને ભેગીનીગી તેમ જ વળાંક લેતા સપ્તર્ષિમંડળની જેમ વાંકીચૂંકી, જાણે કાચળી વિનાના સાપના પેટ જેવા સ્વચ્છ આકાશને બે ભાગમાં વહેંચતી સીમારેખા જેવી લાગે છે ૧.

ચેટી : જુઓ રાજકુમારી, આ સરસ રીતે ઊડી રહેલી, શ્વેતકમળના હાર જેવી સફેદ અને રમણીય સારસપક્ષીઓની હાર તો જુઓ અરે સ્વામી!

પદ્માવતી : હ, આર્યપુત્ર! આર્યા, તમારા લીધે હું આર્યપુત્રને મળવાનું ટાળી રહી છું તો આપણે અત્યારે માધવીલતાના મંડપમાં જઈએ

વાસવદત્તા ભલે, એમ

(બધી તેમ કરે છે)

વિદૂષક : શ્રીમતી પદ્માવતી અહીં આવીને જતી રહી લાગે છે

રાજા તને કેમ ખબર પડી?

વિદૂષક તમે આ શેફાલિકાના ઝૂમખા જુઓ, એમાંથી (થોડાંક) ફૂલો ચૂંટાયેલાં છે

રાજા અહો, પુષ્પો કેવાં રંગબેરંગી છે, વસન્તક!

વાસવદત્તા (મનમાં) વસન્તકનું નામ બોલાતાં જાણે હું ઉજ્જયિનીમાં હોઉં એવો ભાસ થાય છે

રાજા વસન્તક, આ જ પથ્થરની પાટ ઉપર બેસીને આપણે પદ્માવતીની રાહ જોઈશું

વિદૂષક . હા, સારું (બેઠા પછી તરત ઊભો થઈને) હી હી, શરદઋતુનો તીવ્ર તડકો અસહ્ય લાગે છે, તો આપણે આ માધવીલતાના માંડવામાં જઈએ

રાજા સારું, ચાલ આગળ

વિદૂષક - ભલે એમ

(બન્ને ફરે છે)

પદ્માવતી આર્યવસન્તક બધું બગાડવા ઇચ્છે છે હવે શું કરીશું?

ચેટી રાજકુમારી, આ ભમરાઓથી વ્યાપ્ત ઝૂલતી લતાને હલાવી સ્વામીને રોકી રાખીશ

પદ્માવતી એમ જ કર

(ચેટી તેમ કરે છે)

विदूषक-अविधा अविधा, तिष्ठतु तिष्ठतु तावद् भवान् ।
राजा-किमर्थम् ।
विदूषक-दास्याः पुत्रैर्मधुकरैः पीडितोऽस्मि ।
राजा-मा मा भवानेवम् । मधुकरसन्त्रास परिहार्यः । पश्य ।

मधुमदकला मधुकरा मदनार्ताभिः प्रियाभिरुपगूढाः ।
पादन्यासविषण्णा वयमिव कान्तावियुक्ताः स्युः ॥३॥

तस्मादिहैवासिष्यावहे ।
विदूषक-एवं भवतु ।

(उभावुपविशतः ।)

चेटी-भर्तृदारिके, रुद्धा खलु स्मो वयम् ।
पद्मावती-दिष्ट्योपविष्ट आर्यपुत्रः ।
वासवदत्ता-(आत्मगतम्) दिष्ट्या प्रकृतिस्थशरीर आर्यपुत्र ।
चेटी-भर्तृदारिके, साश्रुपाता खल्वार्याया दृष्टि ।
वासवदत्ता-एषा खलु मधुकराणामविनयात् काशकुसुमरेणुना पतितेन सोदका मे दृष्टिः ।
पद्मावती-युज्यते ।
विदूषक-भो शून्यं खल्विदं प्रमदवनम् । प्रष्टव्य किंचिदस्ति । पृच्छामि भवन्तम् ।
राजा-छन्दत् ।
विदूषक-का भवत प्रिया, तदानीं तत्रभवती वासवदत्ता, इदानीं पद्मावती वा।

राजा-किमिदानीं भवान् महति बहुमानसङ्कटे मा न्यस्यति ।
पद्मावती-हला, यादृशे सङ्कटे निक्षिप्त आर्यपुत्रः ।
वासवदत्ता-(आत्मगतम्) अहं च मन्दभागा ।
विदूषक-स्वैरं स्वैरं भणतु भवान् । एकोपरता, अपराऽसंनिहिता ।

राजा-वयस्य, न खलु न खलु ब्रूयाम् । भवास्तु मुखर ।
पद्मावती-एतावता भणितमार्यपुत्रेण ।
विदूषक-भो , सत्येन शपामि, कस्मा अपि नाख्यास्ये । एषा संदष्टा मे जिह्वा ।

વિદૂષક : બચાવો, બચાવો, રોકાઈ જાઓ, તમે રોકાઈ જાઓ.

રાજા : કેમ ?

વિદૂષક : અધમ ભમરાઓ મને હેરાન કરી રહ્યા છે.

રાજા : ના, એમ ના બોલીશ. ભમરાઓને ત્રાસ ન આપવો જોઈએ. જો,

પુષ્પરસથી મત્ત થઈને મધુર ગુંજન કરતા, કામાતુર પ્રિયાઓ (ભમરીઓ)થી આલિંગિત ભમરાઓ (આપણા) પગ નીચે આવતાં દુ:ખી બની મારી જેમ પ્રિયાથી વિખૂટા પડશે. ૩.

તેથી આપણે અહીં જ બેસીએ.

વિદૂષક : ભલે એમ.

(બંને બેસે છે.)

**ચેટી :** રાજકુમારી, ખરેખર આપણે અટવાઈ ગયાં છીએ.

**પદ્માવતી :** સદ્ભાગ્યે આર્યપુત્ર બેસી ગયા છે.

**વાસવદત્તા :** (મનમાં) સદ્ભાગ્યે આર્યપુત્ર સ્વસ્થ જણાય છે.

**ચેટી :** રાજકુમારી, આર્યાની આંખમાં આંસુ આવ્યાં છે.

**વાસવદત્તા :** આ મારી આંખમાં ખરેખર, ભમરાઓના તોફાનથી પડેલાં કાશપુષ્પનાં રજકણોના લીધે ઝળઝળિયાં આવ્યાં છે.

**પદ્માવતી :** બરોબર છે.

વિદૂષક : અરે, આ પ્રમદવનમાં ખરેખર કોઈ નથી. મારે કંઈક પૂછવાનું છે. તમને પૂછું ?

રાજા : મરજી મુજબ (પૂછ).

વિદૂષક : તમને કોણ (વધુ) ગમે છે, તે વખતનાં શ્રીમતી વાસવદત્તા કે અત્યારે પદ્માવતી ?

રાજા : તું અત્યારે મને મોટા ધર્મસંકટમાં કેમ નાખી રહ્યો છે ?

**પદ્માવતી :** સખી, આર્યપુત્રને કેવી મુશ્કેલીમાં મૂકી દીધા !

**વાસવદત્તા :** (મનમાં) અને અભાગણી હું પણ.

વિદૂષક : નિશ્ચિંત, નિસંકોચ રીતે તમે બોલો. એક (વાસવદત્તા) મરી ગઈ છે, બીજી (પદ્માવતી) અહીં હાજર નથી.

રાજા : મિત્ર, ના, હું ખરેખર, નહિ કહું. તું તો લબાડિયો છે.

પદ્માવતી : આટલાથી આર્યપુત્રે (બધું) કહી દીધું.

વિદૂષક : અરે, હું સત્યના શપથ લઉં છું, કોઈને પણ કહીશ નહિ. આ મેં મારી જીભ કરડી.

राजा–नोत्सहे सखे, वक्तुम् ।
पद्मावती–अहो अस्य पुरोभागिता । एतावता हृदयं न जानाति ।

विदूषक–किं न भणति मम । अनाख्यायास्माच्छिलापट्टकान्न शक्यमेकपदमपि गन्तुम् । एष रुद्धोऽत्रभवान् ।
राजा–किं बलात्कारेण ।
विदूषक–आम्, बलात्कारेण ।
राजा–तेन हि पश्यामस्तावत् ।
विदूषक–प्रसीदतु प्रसीदतु भवान् । वयस्यभावेन शापितोऽसि, यदि सत्यं न भणसि ।
राजा–का गतिः । श्रूयताम् ।

पद्मावती बहुमता मम यद्यपि रूपशीलमाधुर्यैः ।
वासवदत्ताबद्धं न तु तावन्मे मनो हरति ॥४॥

वासवदत्ता–भवतु, भवतु । दत्तं वेतनमस्य परिखेदस्य । अहो अज्ञातवासोऽप्यत्र बहुगुणः सम्पद्यते ।
चेटी–भर्तृदारिके, अदाक्षिण्यः खलु भर्ता ।
पद्मावती–हला, मा मैवम् । सदाक्षिण्य एवार्यपुत्रः य इदानीमप्यार्याया वासवदत्ताया गुणान् स्मरति ।
वासवदत्ता–भद्रे, अभिजनस्य सदृशं मन्त्रितम् ।
राजा–उक्तं मया । भवानिदानीं कथयतु । का भवतः प्रिया, तदा वासवदत्ता, इदानीं पद्मावती वा ।
पद्मावती–आर्यपुत्रोऽपि वसन्तकः संवृत्तः ।
विदूषक–किं मे विप्रलपितेन । उभे अपि तत्रभवत्यौ मे बहुमते ।

राजा–वैधेय, मामेवं बलाच्छ्रुत्वा किमिदानीं नाभिभाषसे ।

विदूषक–किं मामपि बलात्कारेण ।
राजा–अथ किं, बलात्कारेण ।
विदूषक–तेन हि न शक्यं श्रोतुम् ।
राजा–प्रसीदतु, प्रसीदतु महाब्राह्मणः । स्वैरं स्वैरमभिधीयताम् ।

રાજા : મિત્ર, મને કહેવાનો ઉત્સાહ નથી.

પદ્માવતી : અરે, આની મૂર્ખતા તો જુઓ. આટલું થવા છતાં હૃદય (ભાવના)ને સમજતો નથી.

વિદૂષક : શું તમે મને નહિ કહો ? કહ્યા વગર આ શિલાપાટ પરથી એક ડગલું પણ ખસી શકાશે નહિ. આ તમને અહીં રોકવામાં આવે છે.

રાજા : શું બળાત્કારે ?

વિદૂષક : હા, બળાત્કારે.

રાજા : તો હું પણ જોઉં છું ત્યારે.

વિદૂષક : પ્રસન્ન થાઓ. તમે પ્રસન્ન થાઓ. જો તમે સાચું નહિ કહો તો તમને મિત્રતાના સોગન છે.

રાજા : નિરુપાય છું. સાંભળ ત્યારે.

૩૫, શીલ અને માધુર્યને લીધે જો કે પદ્માવતી મારી બહુ માનીતી છે, પણ વાસવદત્તામાં ચોંટેલા મારા મનને તે આકૃષ્ટ કરતી નથી જ. ૪.

વાસવદત્તા : બસ, બસ. આ દુઃખનો બદલો મળી ગયો. અરે ! આ અજ્ઞાતવાસ પણ અત્યારે બહુ રૂડો લાગે છે.

ચેટી : રાજકુમારી, સ્વામી ખરેખર દાક્ષિણ્ય વિનાના જ છે.

પદ્માવતી : અલી, ના, આમ નથી. આર્યપુત્ર દક્ષિણ્યવાળા જ છે, જે હજુ સુધી પણ આર્યા વાસવદત્તાના ગુણોને યાદ કરે છે.

વાસવદત્તા : બહેન, કુલીનતાને યોગ્ય વાત કરી.

રાજા : મેં કહી દીધું. હવે તું કહે, તને કોણ ગમે છે; તે વખતનાં વાસવદત્તા કે અત્યારે પદ્માવતી ?

પદ્માવતી : આર્યપુત્ર પણ વસન્તક બની ગયા !

વિદૂષક : મારા બકબકાટથી શું ? મને તો તે બંને શ્રીમતીઓ પ્રત્યે બહુમાન છે.

રાજા : મૂર્ખ, મારી પાસેથી આમ જબરદસ્તીથી સાંભળીને હવે કેમ બોલતો નથી ?

વિદૂષક : શું મારી પાસે પણ બળાત્કારથી (સાંભળશો) ?

રાજા : હાસ્તો વળી, બળાત્કારથી.

વિદૂષક : તો પછી તમે સાંભળી રહ્યા !

રાજા : પ્રસન્ન થા, મહાબ્રાહ્મણ, તું પ્રસન્ન થા. સ્વેચ્છાથી નિશ્ચિંત થઈ કહે.

विदूषकः-इदानीं शृणोतु भवान्। तत्रभवती वासवदत्ता मे बहुमता। तत्रभवती पद्मावती तरुणा दर्शनीया अकोपना अनहंकारा मधुरवाक् सदाक्षिण्या। अयं चापरो महान् गुणः, स्निग्धेन भोजनेन मां प्रत्युद्गच्छति 'कुत्र नु खलु गत आर्यवसन्तकः' इति।

वासवदत्ता-(आत्मगतम्) भवतु भवतु, वसन्तक, स्मरेदानीमेतत्।

राजा-भवतु भवतु, वसन्तक, सर्वमेतत् कथयिष्ये देव्यै वासवदत्तायै।

विदूषकः-अविधा वासवदत्ता। कुत्र वासवदत्ता। चिरात् खलूपरता वासवदत्ता।

राजा-(सविषादम्) एवम्। उपरता वासवदत्ता।

अनेन परिहासेन व्याक्षिप्तं मे मनस्त्वया।
ततो वाणी तथैवेयं पूर्वाभ्यासेन निस्सृता ॥५॥

पद्मावती-रमणीयः खलु कथायोगो नृशंसेन विसंवादितः।

वासवदत्ता-(आत्मगतम्) भवतु भवतु, विश्वस्तास्मि। अहो, प्रियं नाम ईदृशं वचनमप्रत्यक्षं श्रूयते।

विदूषकः-धारयतु धारयतु भवान्। अनतिक्रमणीयो हि विधिः। ईदृशमिदानीमेतत्।

राजा-वयस्य, न जानाति भवानवस्थाम्। कुतः,

दुःखं त्यक्तुं बद्धमूलोऽनुरागः स्मृत्वा स्मृत्वा याति दुःखं नवत्वम्।
यात्रा त्वेषा यद् विमुच्येह बाष्पं प्राप्तानृण्या याति बुद्धिः प्रसादम् ॥६॥

विदूषकः-अश्रुपातक्लिन्नं खलु तत्रभवतो मुखम्। यावन्मुखोदकमानयामि।

(निष्क्रान्तः।)

पद्मावती-आर्ये, बाष्पाकुलपटान्तरितमार्यपुत्रस्य मुखम्। यावन्निष्क्रामामः।

वासवदत्ता-एवं भवतु। अथवा तिष्ठ त्वम्। उत्कण्ठितं भर्तारमुज्झित्वायुक्तं निर्गमनम्। अहमेव गमिष्यामि।

चेटी-सुष्ठ्वार्या भणति। उपसर्पतु तावद् भर्तृदारिका।

पद्मावती-किं नु खलु प्रविशामि।

**વિદૂષક :** હવે તમે સાભળો શ્રીમતી વાસવદત્તા તરફ મને બહુમાન છે, (પણ) શ્રીમતી પદ્માવતી તરુણી છે, દેખાવડી છે, ક્રોધરહિત છે, અભિમાનરહિત છે, મધુરવાણીવાળી છે, ઉદારતાવાળી છે ઉપરાત, આ વળી બીજો મહાન ગુણ છે કે, 'આર્યવસન્તક ક્યા જતા રહ્યા' એમ કહી મિષ્ટાન્નથી તે મને સત્કારે છે

**વાસવદત્તા** (મનમા) ભલે, વસન્તક, આ તુ યાદ રાખજે

**રાજા** ભલે, ભલે, વસન્તક, આ બધુ દેવી વાસવદત્તાને હુ કહી દઈશ

**વિદૂષક** · અરેરે, વાસવદત્તા! ક્યા છે વાસવદત્તા ? ખરેખર, એને મર્યે ઘણો વખત થઈ ગયો

**રાજા** (ખિન્ન થઈને) એમ ? વાસવદત્તા મરી ગઈ!

આવી ગમ્મતથી તે મારુ મન વિહ્વળ બનાવી દીધુ, તેથી અગાઉની આદત પ્રમાણે આ વાણી તેવી જ રીતે નીકળી પડી ૫

**પદ્માવતી :** મધુર વાતચીતના પ્રસગને ખરે જ, આ દુષ્ટે કડવો બનાવી દીધો

**વાસવદત્તા** (મનમાં) સારુ, સારુ મને આશ્વાસન મળ્યુ અહો, આવી વાત પરોક્ષ રીતે સભળાય તે ગમે છે

**વિદૂષક** ધીરજ રાખો, તમે ધીરજ રાખો દૈવનુ કોઈ દિવસ ઉલ્લઘન થઈ શકતુ નથી હવે આ એવુ જ છે

**રાજા :** મિત્ર, તુ મારી અવસ્થાને સમજતો નથી કેમ કે,

દઢ થઈ ગયેલા પ્રેમને છોડી દેવો તે કષ્ટદાયક છે જેમ જેમ એને યાદ કરીએ તેમ તેમ દુ ખ તાજુ થાય છે એમા એકમાત્ર ઉપાય છે આંસુ સારવાનો આમ થતા ઋણમુક્ત થયેલી બુદ્ધિ સ્વસ્થ થઈ જાય છે ૬

**વિદૂષક** આસુઓના ઉભરાઈ આવવાથી આપ શ્રીમાનનુ મુખ મલીન થઈ ગયુ છે તો હુ મોઢુ ધોવાનુ પાણી લઈ આવુ

(જાય છે)

**પદ્માવતી :** આર્યા, આર્યપુત્રનુ મુખ આસુઓથી વ્યાપેલુ અને વસ્ત્રથી ઢકાયેલુ છે હવે આપણે જતા રહીએ

**વાસવદત્તા** ભલે એમ અથવા, તમે રોકાઓ દુ ખી સ્વામીને છોડીને જતા રહેવુ ઉચિત નથી હુ જ જઈશ

**ચેટી** આર્યા બરોબર કહે છે રાજકુમારી (રાજાની) પાસે જાય

**પદ્માવતી :** તો શુ હુ ખરેખર, જાઉ ?

वासवदत्ता-हला, प्रविश । ( निष्क्रान्ता । )

( प्रविश्य )

विदूषक-( नलिनीपत्रेण जलं गृहीत्वा ) एषा तत्रभवती पद्मावती ।

पद्मावती-आर्य वसन्तक, किमेतत् ।

विदूषक -एतदिदम् । इदमेतत् ।

पद्मावती-भणतु भणत्वार्यो भणतु ।

विदूषक -भवति,वातनीतेन काशकुसुमरेणुनाक्षिनिपतितेन साश्रुपातं खलु तत्रभवतो मुखम् । तद् गृह्णातु भवतीद मुखोदकम् ।

पद्मावती-( आत्मगतम् ) अहो, सदाक्षिण्यस्य जनस्य परिजनोऽपि सदाक्षिण्य एव भवति । ( उपेत्य ) जयत्वार्यपुत्र. । इदं मुखोदकम् ।

राजा-अये पद्मावती । ( अपवार्य ) वसन्तक, किमिदम् ।

विदूषक -( कर्णे ) एवमिव ।

राजा-साधु वसन्तक, साधु । ( आचम्य ) पद्मावती, आस्यताम् ।

पद्मावती-यदार्यपुत्र आज्ञापयति । ( उपविशति । )

राजा-पद्मावती,

शरच्छशाङ्कगौरेण वाताविद्धेन भामिनि ।
काशपुष्पलवेनेदं साश्रुपातं मुखं मम ॥७॥

( आत्मगतम् )

इयं बाला नवोद्वाहा सत्यं श्रुत्वा व्यथां व्रजेद् ।
कामं धीरस्वभावेयं स्त्रीस्वभावस्तु कातरः ॥८॥

विदूषक-उचितं तत्रभवतो मगधराजस्यापराह्णकाले भवन्तमग्रतः कृत्वा सुहृज्जनदर्शनम् । सत्कारो हि नाम सत्कारेण प्रतीष्टः प्रीतिमुत्पादयति । तदुत्तिष्ठतु तावद् भवान् ।

राजा-बाढम् । प्रथमः कल्पः । ( उत्थाय )

गुणानां वा विशालानां सत्काराणां च नित्यशः ।
कर्तारः सुलभा लोके विज्ञातारस्तु दुर्लभाः ॥९॥

( निष्क्रान्ताः सर्वे । )

॥ इति चतुर्थोऽङ्कः ॥

**વાસવદત્તા :** સખી, જા, (જાય છે.)

( પ્રવેશ કરીને )

**વિદૂષક :** (કમલપત્રમાં પાણી લાવીને) આ તો શ્રીમતી પદ્માવતી છે!

**પદ્માવતી :** આર્ય વસન્તક, આ શું ?

**વિદૂષક :** આ તે, તે આ.

**પદ્માવતી .** કહો કહો. આર્ય, કહો.

**વિદૂષક :** દેવી, પવનથી ઊડતી કાશપુષ્પની રજકણ આંખમાં પડી જવાથી શ્રીમાન ઉદયનના મુખ પર આંસુ ઉભરાયાં છે. તો તમે આ મોં ધોવાનું પાણી લઈ જાઓ.

**પદ્માવતી :** (મનમાં) અરે, ચતુર લોકોનાં પરિજન પણ ચતુર જ હોય છે. (પાસે જઈને) આર્યપુત્રનો જય થાઓ. આ મોં ધોવાનું પાણી.

**રાજા :** અરે પદ્માવતી ! (એક બાજુએ) વસન્તક, આ શું ?

**વિદૂષક :** (કાનમાં) આ...મ.

**રાજા :** સારું, વસન્તક, સારું. (મોઢું ધોઈને) પદ્માવતી, બેસો.

**પદ્માવતી :** જેવી આર્યપુત્રની આજ્ઞા. (બેસે છે.)

**રાજા :** પદ્માવતી,

હે સુંદરી, હવામાં ઊડતા, શરદઋતુના ચંદ્ર જેવા સફેદ કાશપુષ્પના રજકણને લીધે મારું આ મુખ આંસુભીનું બન્યું છે. ૭.

**(મનમાં)**

હમણાં જ પરણેલી આ યુવતી સાચી વાત સાંભળીને દુઃખી થશે. આ ગંભીર સ્વભાવની છે એ ખરું; પણ સ્ત્રીઓની પ્રકૃતિ કોમળ હોય છે. ૮.

**વિદૂષક :** મધ્યાહ્ન વખતે, શ્રીમાન મગધરાજ તમને આગળ કરી મિત્રોની મુલાકાત લે એ ઉચિત છે. સત્કારથી સ્વીકારાયેલો સત્કાર પ્રીતિ ઉપજાવે છે. તો આપ હવે ઊભા થાઓ.

**રાજા :** સારું. આ મહત્ત્વની વાત છે. (ઊઠીને)

ઉદાર ગુણોનો સત્કાર કરનાર આ દુનિયામાં હંમેશાં સુલભ હોય છે પરંતુ તેના જાણકાર દુર્લભ હોય છે. ૯.

(બધાં જાય છે.)

**ચતુર્થ અંક સમાપ્ત**

●

## पञ्चमोऽङ्कः

(तत प्रविशति पद्मिनिका ।)

पद्मिनिका-मधुकरिके, मधुकरिके, आगच्छ तावच्छीघ्रम् ।

(प्रविश्य)

मधुकरिका-हला, इयमस्मि किं क्रियताम् ।

पद्मिनिका-हला, किं न जानासि त्वं भर्तृदारिका पद्मावती शीर्षवेदनया दुःखितेति ।

मधुकरिका-हा धिक् ।

पद्मिनिका-हला, गच्छ शीघ्रम्, आर्यामावन्तिका शब्दापय । केवल भर्तृदारिकाया शीर्षवेदनामेव निवेदय । तत स्वयमेवागमिष्यति ।

मधुकरिका-हला किं सा करिष्यति ।

पद्मिनिका-सा खल्विदानीं मधुराभि कथाभिर्भर्तृदारिकाया शीर्षवेदना विनोदयति ।

मधुकरिका-युज्यते । कुत्र शयनीय रचित भर्तृदारिकाया ।

पद्मिनिका-समुद्रगृहके किल शय्यास्तीर्णा । गच्छेदानीं त्वम् । अहमपि भर्त्रे निवेदनार्थमार्यवसन्तकमन्विष्यामि ।

मधुकरिका-एव भवतु ।

(निष्क्रान्ता ।)

पद्मिनिका-कुत्रेदानीमार्यवसन्तक प्रेक्षे ।

(तत प्रविशति विदूषक ।)

विदूषकः-अत्र खलु देवीवियोगविधुरहृदयस्य तत्रभवतो वत्सराजस्य पद्मावती-पाणिग्रहणसमीरितस्यात्यन्तसुखावहे मङ्गलोत्सवे मदनाग्निदाहोऽधिकतरं वर्धते । (पद्मिनिका विलोक्य) आर्ये पद्मिनिके, किमिह वर्तते ।

पद्मिनिका-आर्य वसन्तक, किं न जानासि त्वं भर्तृदारिका पद्मावती शीर्षवेदनया दुःखितेति ।

विदूषक-भवति, सत्य न जानामि ।

पद्मिनिका-तेन हि भर्त्रे निवेदयैनाम् । यावदहमपि शीर्षानुलेपन त्वरयामि ।

विदूषक-कुत्र शयनीयं रचित पद्मावत्या ।

# પાંચમો અંક

(ત્યારપછી પદ્મિનિકા પ્રવેશ કરે છે)

**પદ્મિનિકા :** મધુકરિકા, મધુકરિકા, જલદી આવ તો

(પ્રવેશ કરીને)

**મધુકરિકા :** અલી, આ રહી, શુ કામ છે ?

**પદ્મિનિકા .** સખી, રાજકુમારી પદ્માવતી માથાના દુખાવાથી પીડાય છે તે તું નથી જાણતી ?

**મધુકરિકા :** અરર, અફસોસ !

**પદ્મિનિકા** અલી, જલદી જા આર્યા આવન્તિકાને બોલાવ રાજકુમારીનુ માથું દુખે છે, આટલુ જ કહે જે, એટલે જાતે જ આવશે

**મધુકરિકા** સખી, તે શુ કરશે ?

**પદ્મિનિકા** મધુર વાર્તાઓથી તે અત્યારે રાજકુમારીના માથાની પીડાને ખરેખર, હળવી કરશે

**મધુકરિકા** બરોબર છે રાજકુમારીની પથારી ક્યા પાથરેલી છે ?

**પદ્મિનિકા :** સમુદ્રગૃહમા તેની પથારી પાથરવામા આવી છે. તુ અત્યારે જા હું પણ સ્વામીને જણાવવા આર્યવસન્તકને શોધી કાઢુ

**મધુકરિકા** ભલે એમ (જાય છે)

**પદ્મિનિકા** અત્યારે આર્યવસન્તક મને ક્યા મળશે ?

(ત્યારપછી વિદૂષક પ્રવેશે છે)

**વિદૂષક** આજે ખરેખર, દેવી વાસવદત્તાના વિયોગે અત્યંત ચિંતાતુર શ્રીમાન વત્સરાજ ઉદયનનો, પદ્માવતી સાથેના લગ્નથી પ્રદીપ્ત થયેલ કામરૂપી અગ્નિનો દાહ, અત્યન્ત સુખદાયક માંગલિક ઉત્સવમાં ઓછો થઈ ગયો છે. (પદ્મિનિકાને જોઈ) અરે પદ્મિનિકા ! પદ્મિનિકા, અહીં શું છે ?

**પદ્મિનિકા** આર્ય વસન્તક, રાજકુમારી પદ્માવતી માથાના દુખાવાથી પીડાય છે એ તમે શુ નથી જાણતા ?

**વિદૂષક :** દેવી, સાચે જ નથી જાણતો.

**પદ્મિનિકા :** તો આ વાત તમે સ્વામીને જણાવો. એટલીવારમાં હું પણ જઈને માથાનો લેપ તૈયાર કરું.

**વિદૂષક** પદ્માવતીની પથારી ક્યાં પાથરી છે ?

पद्मिनिका-समुद्रगृहके किल शय्यास्तीर्णा ।
विदूषक-गच्छतु भवती । यावदहमपि तत्रभवते निवेदयिष्यामि ।

(निष्क्रान्तौ ।)

॥ इति प्रवेशक ॥

(तत प्रविशति राजा ।)

राजा-

श्लाघ्यामवन्तिनृपतेः सदृशीं तनूजां कालक्रमेण पुनरागतदारभारः ।
लावाणके हुतवहेन हृताङ्गयष्टिं तां पद्मिनीं हिमहतामिव चिन्तयामि ॥१॥

(प्रविश्य)

विदूषक-त्वरता त्वरता तावद् भवान् ।
राजा-किमर्थम् ।
विदूषक-तत्रभवती पद्मावती शीर्षवेदनया दु खिता ।
राजा-केनमाह ।
विदूषक-पद्मिनिकया कथितम् ।
राजा-भो., कष्टम् ।

रूपश्रिया समुदितां गुणतश्च युक्तां लब्ध्वा प्रियां मम तु मन्द इवाद्य शोकः ।
पूर्वाभिघातसरुजोऽप्यनुभूतदुःखः पद्मावतीमपि तथैव समर्थयामि ॥२॥

अथ कस्मिन् प्रदेशे वर्तते पद्मावती ।
विदूषक-समुद्रगृहके किल शय्यास्तीर्णा ।
राजा-तेन हि तस्य मार्गमादेशय ।
विदूषक-एत्वेतु भवान् । (उभौ परिक्रामत ।)
विदूषक-इदं समुद्रगृहकम् । प्रविशतु भवान् ।
राजा-पूर्वं प्रविश ।
विदूषक-भो तथा । (प्रविश्य) अविधा, तिष्ठतु तावद् भवान् ।

राजा-किमर्थम् ।
विदूषक-एष खलु दीपप्रभावसूचितरूपो वसुधातले परिवर्तमानोऽयं काकोदरः ।

પદ્મિનિકા : સમુદ્રગૃહમાં ખરેખર, પથારી પાથરવામાં આવી છે
વિદૂષક : તમે જાઓ, એટલી વારમાં હું પણ શ્રીમાન્ ઉદયનને જણાવું.
(બન્ને જાય છે)
પ્રવેશક સમાપ્ત
(ત્યારપછી રાજા પ્રવેશ કરે છે)

રાજા : કાળક્રમ અનુસાર ફરીથી પત્નીની જવાબદારી આવી પડતા, જેનું કોમળ શરીર લાવાણક ગામમાં અગ્નિથી નષ્ટ થઈ ગયું છે તે, અવન્તીરાજની સુયોગ્ય, પ્રશંસનીય પુત્રી વાસવદત્તાને, હિમથી નષ્ટ થયેલી કમલિનીની જેમ, હું યાદ કરું છું ૧

(પ્રવેશ કરીને)

વિદૂષક અત્યારે તમે ઉતાવળ કરો
રાજા શા માટે ?
વિદૂષક શ્રીમતી પદ્માવતી માથાના દુખાવાથી પીડાય છે
રાજા : કોણે આમ કહ્યું ?
વિદૂષક પદ્મિનિકાએ કહ્યું છે
રાજા અરેરે, મુશ્કેલી છે

સૌંદર્યની શોભાથી યુક્ત અને ગુણવાન પ્રિયતમાને મેળવી હમણાં મારું દુઃખ જાણે હળવું થઈ ગયું હતું પણ, પ્રથમ લાગેલા આઘાતથી પીડિત, હું ખરો અનુભવ કરી ચૂકેલો છું, પદ્માવતીનું પણ (કદાચ) એમ જ થશે, એ કલ્પના કરું છું ૨

તો, હવે પદ્માવતી ક્યાં છે ?
વિદૂષક ખરેખર, એમની પથારી સમુદ્રગૃહમાં પાથરેલી છે
રાજા તો તું એનો રસ્તો બતાવ
વિદૂષક આવો, આવો (બન્ને ફરે છે)
વિદૂષક આ રહ્યું સમુદ્રગૃહ તમે પ્રવેશ કરો
રાજા તું પહેલા પ્રવેશ કર
વિદૂષક ઓહ, સારું (પ્રવેશ કરીને) બચાવો, રોકાઈ જાઓ તો, તમે રોકાઈ જાઓ
રાજા કેમ ?
વિદૂષક આ દીવાના પ્રકાશથી પ્રગટ થયેલા સ્વરૂપવાળો, જમીન ઉપર આળોટતો ખરે જ, સાપ છે

राजा-(प्रविश्यावलोक्य सस्मितम्) अहो सर्वव्यक्तिर्वैधेयस्य ।

ऋज्वायतां हि मुखतोरणलोलमालां
भ्रष्टां क्षितौ त्वमवगच्छसि मूर्ख सर्पम् ।
मन्दानिलेन निशि या परिवर्तमाना
किंचित् करोति भुजगस्य विचेष्टितानि ॥३॥

विदूषकः-(निरूप्य) सुष्ठु भवान् भणति । न खल्वयं काकोदरः । (प्रविश्यावलोक्य) तत्रभवती पद्मावतीहागत्य निर्गता भवेत् ।

राजा-वयस्य, अनागतया भवितव्यम् ।

विदूषकः-कथं भवान् जानाति ।

राजा-किमत्र ज्ञेयम् । पश्य ।

शय्या नावनता तथास्तृतसमा न व्याकुलप्रच्छदा
न क्लिष्टं हि शिरोपधानममलं शीर्षाभिघातौषधैः ।
रोगे दृष्टिविलोभनं जनयितुं शोभा न काचित् कृता
प्राणी प्राप्य रुजा पुनर्न शयनं शीघ्रं स्वयं मुञ्चति ॥४॥

विदूषकः-तेन ह्यस्यां शय्यायां मुहूर्तकमुपविश्य तत्रभवतीं प्रतिपालयतु भवान् ।

राजा-बाढम् । (उपविश्य) वयस्य, निद्रा मां बाधते । कथ्यतां काचित् कथा ।

विदूषकः-अहं कथयिष्यामि । हों इति करोत्वत्रभवान् ।

राजा-बाढम् ।

विदूषकः-अस्ति नगर्युज्जयिनी नाम । तत्राधिकरमणीयान्युदकस्नानानि वर्तन्ते किल ।

राजा-कथमुज्जयिनी नाम ।

विदूषकः-यद्यनभिप्रेतैषा कथा, अन्या कथयिष्यामि ।

राजा-वयस्य, न खलु नाभिप्रेतैषा कथा । किंतु,

स्मराम्यवन्त्याधिपतेः सुतायाः प्रस्थानकाले स्वजनं स्मरन्त्याः ।
बाष्पं प्रवृत्तं नयनान्तलग्नं स्नेहान्ममैवोरसि पातयन्त्याः ॥५॥

अपि च,

રાજા : (પ્રવેશ કરી, જોઈને સ્મિત સાથે) અરે, મૂર્ખને સાપ દેખાય છે!

હે મૂર્ખ, સીધી અને લાંબી, જમીન ઉપર પડેલી દરવાજાના તોરણની ચંચળ માળાને તું સાપ માને છે. રાત્રે, મંદ પવનથી હલનચલન કરતી જે (માળા) કંઈક સાપનું અનુકરણ કરી રહી છે. ૩.

વિદૂષક : (ધારીને જોઈ) તમે ખરું કહો છો. આ ખરે જ, સાપ નથી. (પ્રવેશ કરી, જોઈને) શ્રીમતી પદ્માવતી અહીં આવીને જતાં રહ્યાં લાગે છે.

રાજા : મિત્ર, તે આવી જ નહિ હોય.

વિદૂષક : તમે એ કેવી રીતે જાણ્યું?

રાજા : આમાં જાણવાનું શું છે? જો,

પથારી દબાયેલી નથી; તેમ પાથરી ત્યારથી સરખી છે. એની ચાદર કરચલી-વાળી નથી. સ્વચ્છ ઓશીકું માથે લગાડેલી દવાઓથી ગંદું થયું નથી. રોગમાં દૃષ્ટિને પ્રસન્ન કરવા માટે કંઈ પણ સુશોભન કર્યું નથી તેમજ રોગમાં સપડાયેલ પ્રાણી જાતે તરત પથારી છોડતું નથી. ૪.

વિદૂષક : તો તમે આ પથારીમાં થોડીવાર બેસી શ્રીમતી પદ્માવતીની રાહ જુઓ.

રાજા : બરોબર છે. (બેસીને) મિત્ર, મને ઊંઘ આવે છે. તું કોઈ વાત કહે.

વિદૂષક : હું કહું છું. આપ શ્રીમાન હોંકારો ભરજો.

રાજા : સારું.

વિદૂષક : ઉજ્જયિની નામે એક નગરી હતી. ત્યાં સ્નાન માટે અત્યંત રમણીય જળાશયો હતાં.

રાજા : શું ઉજ્જયિની કે?

વિદૂષક : જો આ વાર્તા તમને ન ગમતી હોય તો બીજી કહું.

રાજા : મિત્ર, આ વાર્તા નથી ગમતી એવું ખરેખર નથી. પરંતુ,

અમારી રવાનગી વખતે સ્વજનોને યાદ કરતી, આંખોના ખૂણાઓમાં ઊભ-રાયેલાં આંસુઓને પ્રેમવશ થઈ મારી છાતી ઉપર જ વહાવતી અવન્તિરાજની રાજકુમારી (વાસવદત્તા)ને હું યાદ કરું છું. ૫.

વળી,

बहुशोऽप्युपदेशेषु यया मामीक्षमाणया ।
हस्तेन स्रस्तकोणेन कृतमाकाशवादितम् ॥६॥

विदूषक-भवतु, अन्यां कथयिष्यामि । अस्ति नगरं ब्रह्मदत्तं नाम । तत्र किल राजा काम्पिल्यो नाम ।

राजा-किमिति किमिति ।

विदूषक-(पुनस्तदेव पठति ।)

राजा-मूर्ख, राजा ब्रह्मदत्त, नगरं काम्पिल्यमित्यभिधीयताम् ।

विदूषक-किं राजा ब्रह्मदत्त, नगरं काम्पिल्यम् ।

राजा-एवमेतत् ।

विदूषक-तेन हि मुहूर्तकं प्रतिपालयतु भवान्, यावदोष्ठगतं करिष्यामि । राजा ब्रह्मदत्तः, नगरं काम्पिल्यम् । (बहुशस्तदेव पठित्वा) इदानीं शृणोतु भवान् । अयि सुप्तोऽत्रभवान् । अतिशीतलेयं वेला । आत्मन प्रावारकं गृहीत्वागमिष्यामि ।

(निष्क्रान्त ।)

(ततः प्रविशति वासवदत्ता आवन्तिकावेषेण चेटी च ।)

चेटी-एत्वेत्वार्या । दृढ खलु भर्तृदारिका शीर्षवेदनया दु खिता ।

वासवदत्ता-हा धिक्, कुत्र शयनीयं रचितं पद्मावत्याः ।

चेटी-समुद्रगृहके किल शय्यास्तीर्णा ।

वासवदत्ता-तेन ह्यग्रतो याहि । (उभे परिक्रामतः ।)

चेटी-इदं समुद्रगृहकम् । प्रविशत्वार्या । यावदहमपि शीर्षानुलेपनं त्वरयामि ।

(निष्क्रान्ता ।)

वासवदत्ता-अहो, अकरुणाः खल्वीश्वरा मे । विरहपर्युत्सुकस्यार्यपुत्रस्य विश्रामस्थानभूतेयमपि नाम पद्मावत्यस्वस्था जाता । यावत्प्रविशामि । (प्रविश्यावलोक्य) अहो परिजनस्य प्रमाद । अस्वस्थां पद्मावतीं केवल दीपसहायां कृत्वा परित्यजति । इयं पद्मावत्यवसुप्ता । यावदुपविशामि । (उपविश्य) अथवान्यासनपरिग्रहेणाल्प इव स्नेह प्रतिभाति । तदस्यां शय्यायामुपविशामि । किं नु खल्वेतया सहोपविशन्त्या अद्य प्रह्लादितमिव मे हृदयम् । दिष्ट्याऽविच्छिन्नसुखनिःश्वासा । निवृत्तरोगया भवितव्यम् ।

શીખવાડતી વખતે મારી સામે જોઈ રહેતી એ વાસવદત્તાએ અનેક વાર હાથમાંથી ગજ સરી પડતાં અવકાશમાં જ વીણાવાદન કરેલું છે

વિદૂષક : ભલે બીજી વાર્તા કહું બ્રહ્મદત્ત નામે એક નગર હતું ત્યાં કાંપિલ્ય નામે રાજા હતો

રાજા : શું ? શું ?

વિદૂષક : (ફરીથી તે જ બોલે છે)

રાજા : મૂર્ખ, 'રાજા બ્રહ્મદત્ત અને નગર કાંપિલ્ય' એમ કહે

વિદૂષક : 'શું રાજા બ્રહ્મદત્ત અને નગર કાંપિલ્ય' એમ ?

રાજા : હા, એમ જ

વિદૂષક : તો તમે થોડીવાર થોભો એટલામાં હું મોઢે કરી લઉં રાજા બ્રહ્મદત્ત, નગર કાંપિલ્ય (અનેકવાર તે જ બોલીને) હવે તમે સાંભળો અરે, શ્રીમાન તો સૂઈ ગયા ! અત્યારે ઘણું ઠંડી છે મારું ઓઢવાનું લઈને આવું.

(જાય છે)

(ત્યારપછી અવન્તી દેશની સ્ત્રીના વેશમાં વાસવદત્તા અને ચેટી પ્રવેશે છે)

ચેટી : આવો, આવો, આર્યા રાજકુમારી શિરોવેદનાને લીધે ભારે દુખી છે

વાસવદત્તા : અરર, અફસોસ, પદ્માવતીની પથારી ક્યાં પાથરવામાં આવી છે ?

ચેટી : સમુદ્રગૃહમાં ખરેખર, પથારી પાથરી છે

વાસવદત્તા : તો તું આગળ ચાલ (બંને ફરે છે)

ચેટી : આ સમુદ્રગૃહ છે આપ અંદર પ્રવેશો એટલામાં હું પણ માથાના લેપ માટે ઉતાવળ કરું

(જાય છે)

વાસવદત્તા : અરેરે, દેવો મારા માટે ખરેખર ક્રૂર બની ગયા છે (મારા) વિરહથી ઉત્કંઠિત આર્યપુત્રનું વિશ્રામસ્થાન બનેલી આ પદ્માવતી પણ અસ્વસ્થ બની ગઈ હવે હું જાઉં ત્યારે (જઈને જુએ છે) અરે, નોકરચાકરો કેવા બેદરકાર છે ! બીમાર પદ્માવતીને માત્ર એક દીવાને ભરોસે (એકલી) મૂકીને જતા રહ્યા છે આ પદ્માવતી સૂતેલી છે હવે હું બેસું (બેસીને) અથવા, જુદી બેઠક બેસવાથી મારો પ્રેમ ઓછો છે એમ લાગશે તો આ પથારી ઉપર બેસું આની પાસે બેસતાં મારું હૃદય આજે ખરેખર પ્રસન્ન કેમ થઈ ગયું છે ? ભાગ્યવશ આ એકધારા સુખી શ્વાસોચ્છ્વાસ લઈ રહી છે એનો રોગ જતો રહ્યો લાગે છે

अथवैकदेशसविभागतया शयनीयस्य सूचयति मामल्लिङ्गेति । यावच्छयिष्ये।

(शयनं नाटयति।)

राजा-(स्वप्नायते) हा, वासवदत्ते ।
वासवदत्ता-(सहसोत्थाय) हम्, आर्यपुत्र. न खलु पद्मावती। किं नु खलु दृष्टास्मि। महान् खल्वार्ययौगन्धरायणस्य प्रतिज्ञाभारो मम दर्शनेन निष्फल सवृत्त.।
राजा-हा अवन्तिराजपुत्रि।
वासवदत्ता-दिष्ट्या स्वप्नायते खल्वार्यपुत्र । नात्र कश्चिज्जन । यावन्मुहूर्तक स्थित्वा दृष्टि हृदय च तोषयामि।
राजा-हा प्रिये, हा प्रियशिष्ये, देहि मे प्रतिवचनम् ।
वासवदत्ता-आलपामि भर्त, आलपामि ।
राजा-किं कुपितासि ।
वासवदत्ता-न हि नहि, दु खितास्मि ।
राजा-यद्यकुपिता, किमर्थं नालंकृतासि ।
वासवदत्ता-इत पर किम्।
राजा-किं विरचिका स्मरसि ।
वासवदत्ता-(सरोषम्) आ अपेहि, इहापि विरचिका ।
राजा-तेन हि विरचिकार्थं भवतीं प्रसादयामि । (हस्तौ प्रसारयति।)
वासवदत्ता-चिर स्थितास्मि । कोऽपि मा प्रेक्षेत । तद् गमिष्यामि । अथवा, शय्यावलम्बितमार्यपुत्रस्य हस्तं शयनीय आरोप्य गमिष्यामि।
(तथा कृत्वा निष्क्रान्ता।)
राजा-(सहसोत्थाय) वासवदत्ते, तिष्ठ तिष्ठ। हा धिक् ।

निष्क्रामन् संभ्रमेणाहं द्वारपक्षेण ताडितः ।
ततो व्यक्तं न जानामि भूतार्थोऽयं मनोरथ. ॥७॥

विदूषक -(प्रविश्य) अयि, प्रतिबुद्धोऽत्रभवान् ।
राजा-वयस्य, प्रियमावेदये । धरते खलु वासवदत्ता ।
विदूषक.-अविधा वासवदत्ता। कुत्र वासवदत्ता। चिरात् खलूपरता वासवदत्ता।

અથવા, આ પથારીમાં એક બાજુ સૂતી છે. આથી જાણે મને આલિંગન આપવા સૂચવે છે. તો હું (એની પાસે) સૂઈ જાઉં.

(સૂવાનો અભિનય કરે છે.)

**રાજા :** (ઊંઘમાં) હા વાસવદત્તા !

**વાસવદત્તા :** (એકદમ ઊઠીને) હં, આર્યપુત્ર છે. ખરેખર પદ્માવતી નથી. શું મને જોઈ લીધી હશે ? મને જોવાથી તો આર્ય યૌગન્ધરાયણની પ્રતિજ્ઞાના પાલનની મોટી જવાબદારી નિષ્ફળ ગઈ.

**રાજા :** હા અવન્તિરાજની પુત્રી !

**વાસવદત્તા :** સદ્‌ભાગ્યે આર્યપુત્ર ઊંઘમાં બોલી રહ્યા છે. અહીં કોઈ માણસ નથી; તો થોડીવાર રોકાઈને દૃષ્ટિને તથા હૃદયને સંતુષ્ટ કરું.

**રાજા :** હે પ્રિયા, હે પ્રિયશિષ્યા, મને તું જવાબ આપ.

**વાસવદત્તા :** હું બોલું છું સ્વામી, બોલું છું.

**રાજા :** શું ગુસ્સે થઈ છે ?

**વાસવદત્તા :** ના ના, હું (તમારા વિરહથી) દુઃખી છું.

**રાજા :** જો ગુસ્સામાં ન હોય તો શા માટે શણગારેલી નથી ?

**વાસવદત્તા :** (હું દુઃખી છું) એ સિવાય બીજું શું (કારણ) હોય ?

**રાજા :** શું વિરચિકા યાદ આવે છે ?

**વાસવદત્તા :** (ગુસ્સે થઈને) જ્હ. ખસો. અહીં પણ વિરચિકા ?

**રાજા :** તો વિરચિકા માટે તને મનાવું છું. (બે હાથ ફેલાવે છે.)

**વાસવદત્તા :** ઘણા વખતથી અહીં છું. કોઈ મને જોઈ લેશે. તો હું જાઉં. અથવા, આર્યપુત્રના પલંગની નીચે લટકતા હાથને પથારીમાં ગોઠવીને જાઉં. (તેમ કરીને જાય છે.)

**રાજા :** (એકદમ ઊઠીને) વાસવદત્તા, ઊભી રહે, ઊભી રહે. અરે રે, અફસોસ !

ઉતાવળમાં બહાર ધસી જતાં હું બારસાખ સાથે અથડાયો તેથી, આ વાસ્તવિક ઘટના છે કે મનની કલ્પના છે, તે હું સ્પષ્ટ રીતે જાણતો નથી. ૭.

(પ્રવેશ કરીને)

**વિદૂષક :** અરે, શ્રીમાન જાગી ગયા છે !

**રાજા :** મિત્ર, મનગમતી વાત કહું છું. વાસવદત્તા ખરેખર, જીવતી છે.

**વિદૂષક :** અરેરે, વાસવદત્તા ? ક્યાં છે વાસવદત્તા ? વાસવદત્તાને મરી ગયે તો ઘણો સમય વીતી ગયો.

राजा–वयस्य, मा मेवम्,

शय्यायामवसुप्तं मा बोधयित्वा सखे गता ।
दग्धेति ब्रुवता पूर्वं वञ्चितोऽस्मि रुमण्वता ॥८॥

विदूषक–अविधा, असम्भावनीयमेतत् । न । आ । उदकस्नानसंकीर्तनेन तत्रभवतीं चिन्तयता सा स्वप्ने दृष्टा भवेत् ।

राजा–एवं, मया स्वप्नो दृष्टः ।

यदि तावदयं स्वप्नो धन्यमप्रतिबोधनम् ।
अथायं विभ्रमो वा स्याद् विभ्रमो ह्यस्तु मे चिरम् ॥९॥

विदूषक–भो वयस्य एतस्मिन् नगरेऽवन्तिसुन्दरी नाम यक्षिणी प्रतिवसति । सा त्वया दृष्टा भवेत् ।

राजा–न, न ।

स्वप्नस्यान्ते विबुद्धेन नेत्रविप्रोषिताञ्जनम् ।
चारित्रमपि रक्षन्त्या दृष्टं दीर्घालकं मुखम् ॥१०॥

अपि च वयस्य, पश्य पश्य ।

योऽयं संत्रस्तया देव्या तया बाहुर्निपीडितः ।
स्वप्नेऽप्युत्पन्नसंस्पर्शो रोमहर्षं न मुञ्चति ॥११॥

विदूषक–मेदानीं भवाननर्थं चिन्तयित्वा । एत्वेतु भवान् । चतुःशालं प्रविशाव ।

(प्रविश्य)

काञ्चुकीय–जयत्वार्यपुत्रः । अस्माकं महाराजो दर्शको भवन्तमाह–एष खलु भवतोऽमात्यो रुमण्वान् महता बलसमुदयेनोपयातः खल्वारुणिमभियातुम् तथा हस्त्यश्वरथपदातीनि मामकानि विजयाङ्गानि सन्नद्धानि । तदुत्तिष्ठतु भवान् । अपि च,

भिन्नास्ते रिपवो भवद्गुणरताः पौराः समाश्वासिताः
पार्ष्णिं यापि भवत्प्रयाणसमये तस्या विधानं कृतम् ।
यद् यत् साध्यमरिप्रमाथजननं तत् तन्मयानुष्ठितं
तीर्णा चापि बलैर्नदी त्रिपथगा वत्साश्च हस्ते तव ॥१२॥

राजा–(उत्थाय) बाढम् । अयमिदानीम्,

રાજા : મિત્ર, ના એવું નથી.

પથારીમાં સૂતેલા મને જગાડીને હે મિત્ર, તે જતી રહી. તે બળી ગઈ છે, એમ કહીને રુમણ્વાને મને અગાઉ છેતર્યો છે. ૮.

વિદૂષક : અરે રે, આ અસંભવ છે. નહિ, હં. સ્નાનાગારોનો ઉલ્લેખ કરવાથી શ્રીમતી વાસવદત્તાનું ચિન્તન થતાં તે સ્વપ્નમાં દેખાઈ હશે.

રાજા : એમ, મેં સ્વપ્ન જોયું છે!

જો આ સ્વપ્ન હોય તો તેમાંથી ન જાગવું જ સારું. પણ જો આ ભ્રમણા હોય તો હું આવી ભ્રમણામાં ભલે ઘણીવાર સુધી રહું. ૯.

વિદૂષક : હે મિત્ર, આ નગરમાં અવંતીસુંદરી નામે એક યક્ષિણી રહે છે. તે તમને (સ્વપ્નમાં) દેખાઈ હશે.

રાજા : ના, ના.

સ્વપ્નના અંતે મેં જાગીને, ચારિત્ર્યનું રક્ષણ કરતી વાસવદત્તાનું અંજન-વિહોણાં નેત્રવાળું અને લટકતા વાળવાળું મુખ જોયું હતું. ૧૦.

વળી મિત્ર, જો, જો,

ભયભીત થયેલી તે દેવી વાસવદત્તાએ આ મારો જે હાથ દબાવ્યો હતો તે સ્વપ્નાવસ્થામાં સ્પર્શાયેલો છતાં હજુ સુધી રોમાંચથી મુક્ત થતો નથી. ૧૧.

વિદૂષક : અત્યારે તમે આવી નકામી વાતો ન વિચારશો. આવો, આવો. આપણે ચોક તરફ જઈએ.

(પ્રવેશ કરીને)

કંચુકીય : આર્યપુત્રનો જય થાઓ. અમારા રાજા દર્શક આપને જણાવે છે : આ આપનો મંત્રી રુમણ્વાન આરુણિ ઉપર ચઢાઈ કરવા માટે ભારે સૈન્ય સાથે આવી પહોંચ્યો છે. તેમજ, મારાં હસ્તી, અશ્વ, રથ અને પાયદળવાળાં વિજયસૈન્યો પણ તૈયાર છે. તો આપ ઊભા થાઓ. વળી,

તમારા શત્રુઓને છૂટા પાડી દીધા છે. તમારા ગુણોમાં શ્રદ્ધાવાળા નગરજનોને આશ્વાસન આપ્યું છે. ચઢાઈ કરતી વખતે તમારા સૈન્યના પીઠબળ માટે યોગ્ય વ્યવસ્થા કરી છે. શત્રુના વિનાશ માટે જે જે ઉચિત હતું તે તે કર્યું છે. આપણાં સૈન્યોએ ગંગાનદી પાર કરી દીધી છે અને હવે વત્સદેશ તમારા હાથમાં જ છે. ૧૨.

રાજા : (ઊઠીને) બરોબર છે. આ હવે,

उपेत्य नागेन्द्रतुरंगतीर्णे तमारुणिं दारुणकर्मदक्षम् ।
विकीर्णबाणोग्रतरङ्गभङ्गे महार्णवाभे युधि नाशयामि ॥१३॥

(निष्क्रान्ताः सर्वे ।)

॥ इति पञ्चमोऽङ्कः ॥

●

## षष्ठोऽङ्कः

(ततः प्रविशति काञ्चुकीयः ।)

काञ्चुकीयः—क इह भोः काञ्चनतोरणद्वारमशून्यं कुरुते ।

(प्रविश्य)

प्रतीहारी—आर्य, अहं विजया, किं क्रियताम् ।

काञ्चुकीयः—भवति, निवेद्यतां निवेद्यतां वत्सराज्यलाभप्रवृद्धोदयायोदयनाय 'एष खलु महासेनस्य सकाशाद् रैभ्यसगोत्रः काञ्चुकीयः प्राप्तः, तत्रभवत्या चाङ्गारवत्या प्रेषितार्या वसुन्धरा नाम वासवदत्ताधात्री, प्रतिहारमुपस्थितौ ।' इति ।

प्रतीहारी—आर्य, अदेशकालः प्रतीहारस्य ।

काञ्चुकीयः—कथमदेशकालो नाम ।

प्रतीहारी—शृणोत्वार्यः । अद्य भर्तुः सुयामुनप्रासादगतेन केनापि वीणा वादिता । तां च श्रुत्वा भर्त्रा भणितं 'घोषवत्याः शब्द इव श्रूयते' इति ।

काञ्चुकीयः—ततस्ततः ।

प्रतीहारी—ततस्तत्र गत्वा पृष्टः 'कुतोऽस्या वीणाया आगमः' इति । तेन भणितम् 'अस्माभिर्नर्मदातीरे कूर्चगुल्मलग्ना दृष्टा । यदि प्रयोजनमनया उपनीयतां भर्त्रे' इति । तां चोपनीतामङ्के कृत्वा मोहं गतो भर्ता । ततो मोहप्रत्यागतेन बाष्पपर्याकुलेन मुखेन भर्त्रा भणितम् 'दृष्टासि घोषवती, सा खलु न दृश्यते' इति । आर्य, ईदृशोऽनवसरः । कथं निवेदयामि ।

ભયંકર કાર્યો કરવામાં ચતુર એવા તે આરુણિ ઉપર ચઢાઈ કરીશ, હાથીઓ અને અશ્વોથી તરવા યોગ્ય, ફેલાયેલા બાણોરૂપી ભયંકર મોજાંઓવાળા, મોટા સમુદ્ર સમાન યુદ્ધમાં હું તેનો નાશ કરીશ ૧૩

(બધા જાય છે)

પાંચમો અંક સમાપ્ત

●

## છઠ્ઠો અંક

(ત્યારપછી કાંચુકીય પ્રવેશ કરે છે)

**કાંચુકીય** અરે, અહીં કાંચનતોરણવાળા દરવાજે કોણ હાજર છે?

(પ્રવેશ કરીને)

**પ્રતીહારી** આર્ય, હું વિજયા છું શું કામ છે?

**કાંચુકીય** બહેન વત્સરાજનું રાજ્ય (પાછું) મળતાં વધેલી ઉન્નતિવાળા ઉદયન રાજાને નિવેદન કરો, નિવેદન કરો કે આ મહાસેન પાસેથી આવેલો રૈભ્ય નામનો કાંચુકીય અને શ્રીમતી અંગારવતીએ મોકલેલી આર્યા વસુન્ધરા નામે વાસવદત્તાની ધાત્રી દરવાજે ઊભાં છે

**પ્રતીહારી** આર્ય, સંદેશો પહોંચાડવા માટે આ દેશકાળ ઉચિત નથી

**કાંચુકીય** કેમ દેશકાળ ઉચિત નથી?

**પ્રતીહારી** આપ સાંભળો આજે જ્યારે સ્વામી ઉદયન સૂર્યામુખ પ્રાસાદમાં હતા ત્યારે કોઈએ વીણા વગાડી અને તે સાંભળીને સ્વામીએ કહ્યું, 'ઘોષવતી વીણાનો અવાજ સંભળાતો હોય એમ લાગે છે'

**કાંચુકીય** પછી, પછી

**પ્રતીહારી** પછી ત્યાં જઈને પૂછવામાં આવ્યું, 'આ વીણા તમને ક્યાંથી મળી?' તેણે કહ્યું, 'અમે એને નર્મદા નદીના કાંઠે દર્ભની ઝાડીમાં ભરાએલી જોઈ હતી જો આની જરૂર હોય તો રાજાજીને આપી દઈએ' અને તેને (રાજા પાસે) લઈ જવામાં આવી ત્યારે તેને ખોળામાં રાખી સ્વામી મૂર્છિત થઈ ગયા પછી ભાનમાં આવતાં આંસુ છવાએલા મુખે સ્વામીએ કહ્યું 'ઘોષવતી, તું જડી ગઈ છે પણ તે વાસવદત્તા ક્યાંયે દેખાતી નથી' આર્ય, આમ અત્યારે (સમાચાર મોકલવાનો) અવસર નથી હું કેવી રીતે નિવેદન કરું?

काञ्चुकीय-भवति निवेद्यताम् । इदमपि तदाश्रयमेव ।
प्रतीहारी-आर्य इयं निवेदयिष्यामि । एष भर्ता सुयामुनप्रासादादवतरति ।
तदिहैव निवेदयिष्यामि ।
काञ्चुकीय-भवति, तथा । (उभौ निष्क्रान्तौ ।)

॥ इति मिश्रविष्कंभक ॥
( ततः प्रविशति राजा विदूपकश्च ।)

राजा-

श्रुतिसुखनिनदे कथं नु देव्या स्तनयुगले जघनस्थले च सुप्ता ।
विहगगणरजोविकीर्णदण्डा प्रतिभयमध्युषितास्यरण्यवासम् ॥१॥

अपि च, अस्निग्धासि घोषवति, या तपस्विन्या न स्मरसि ।
श्रोणीसमुद्वहनपार्श्वनिपीडितानि खेदस्तनान्तरसुखान्युपगूहितानि ।
उद्दिश्य मां च विरहे परिदेवितानि वाद्यान्तरेषु कथितानि च सस्मितानि ॥२॥

विदूपकः-अलमिदानीं भवानतिमात्रं संतप्य ।
राजा-वयस्य मा मेवम् ।

चिरप्रसुप्तः कामो मे वीणया प्रतिबोधितः।
तां तु देवीं न पश्यामि यस्या घोषवती प्रिया ॥ ३ ॥

वसन्तक, शिल्पीजनसकाशान्नवयोगां घोषवतीं कृत्वा शीघ्रमानय ।
विदूपक-यद् भवानाज्ञापयति । (वीणां गृहित्वा निष्क्रान्त ।)
( प्रविश्य )
प्रतीहारी-जयतु भर्ता । एष खलु महासेनस्य सकाशाद् रैम्यसगोत्र काञ्चुकीय देव्याङ्गारवत्या प्रेपितार्या वसुन्धरा नाम वासवदत्ताधात्री च प्रतिहारमुपस्थितौ।

राजा-तेन हि पद्मावती तावदाहूयताम् ।
प्रतीहारी-यद् भर्ताज्ञापयति । (निष्क्रान्ता ।)
राजा-किं नु खलु शीघ्रमीदानीमयं वृत्तान्तो महासेनेन विदित ।
(तत प्रविशति पद्मावती प्रतीहारी च ।)
प्रतीहारी-एत्वेतु भर्तृदारिका ।
पद्मावती-जयतु आर्यपुत्र ।

**કાંચુકીય** બહેન, તું નિવેદન કર આ પણ તેનાથી જ સંબધિત છે

**પ્રતીહારી** આર્ય, આ હુ નિવેદન કરુ છુ આ સ્વામી સુયામુન પ્રાસાદમાથી નિતરી ગયા છે, તો અહી જ કહીશ

**કાંચુકીય** સરુ, બહેન

(બને જાય છે)

મિશ્ર વિષ્કભક સમાપ્ત

(ત્યારપછી રાજા અને વિદૂષક પ્રવેશે છે,)

રાજા : હે કર્ણમધુર અવા ત્યાગી વીણા દેવી વાસવદત્તાના સ્તનયુગન ઉપર તથા જાઘ ઉપર સૂઈ રહેનારી તે પક્ષીઓના ટોળાએ ઉડાવેલી રજથી વ્યાપ્ત બ્રાાણી અની ભયકર વનવાસનો કેમ આશરો લીધો ? ૧

વળી હે ઘોષવતી, તુ સ્નેહાળ નથી કારણ તુ એ બિચારીના—

ખોળામા તને ઊચકવુ અને પડખાથી દબાવવુ, થાકમા તને બે સ્તનો વચ્ચે સુખ આલિગન આપવુ, વિરહમા મને ઉદ્દેશીને કરેલા વિલાપો અને વગાડતા વગાડતા સ્મિતપૂર્વક કહેલા વચનો—યાદ કરતી નથી ૨

**વિદૂષક :** હવે તમે વધારે પડતો સતાપ ન કરો

રાજા મિત્ર, ના એમ નથી

ઘણા વખતથી શાન્ત થયેલી મારી અભિલાષા આ વીણાએ જગાડી છે પરતુ જે દેવી વાસવદત્તાને આ ઘોષવતી પ્રિય હતી એને હુ જોઈ શકતો નથી ૩

વસન્તક કળાકાર પાસેથી ઘોષવતીને સુધરાવી જલદી પાછી લાવ

**વિદૂષક** જેવી આપની આજ્ઞા (વીણા લઈને જાય છે)

(પ્રવેશ કરીને)

**પ્રતીહારી** સ્વામીનો જય થાઓ આ મહાસેનને ત્યાથી આવેલ રૈભ્ય નામે કાચુકીય અને દેવી અગારવતીએ મોકલેલ આર્યા વસુન્ધરા નામે વાસવદત્તાની ધાત્રી ખરેખર, દરવાજે ઊભા છે

રાજા તો અત્યારે પદ્માવતીને બોલાવો

**પ્રતીહારી** જેવી સ્વામીની આજ્ઞા (જાય છે)

રાજા શુ અત્યારે મહાસેન આ સમાચાર બહુ જલદી જાણી ગયા ?

(ત્યારપછી પદ્માવતી અને પ્રતીહારી પ્રવેશે છે)

**પ્રતીહારી** આવો, રાજકુમારીજી, આવો

**પદ્માવતી :** આર્યપુત્રનો જય થાઓ

राजा–पद्मावति, किं श्रुतं महासेनस्य सकाशाद् रैभ्यसगोत्र काञ्चुकीय' प्राप्त, तत्र भवत्या चाङ्गारवत्या प्रेषितार्या वसुन्धरा नाम वासवदत्ताधात्री प्रतिहारमुपस्थिताविति।

पद्मावती–आर्यपुत्र, प्रियं मे ज्ञातिकुलस्य कुशलवृत्तान्तं श्रोतुम्।

राजा–अनुरूपमेतद् भवत्याभिहितं 'वासवदत्तास्वजनो मे स्वजन' इति। पद्मावति, आस्यताम्। किमिदानीं नास्यते।

पद्मावती–आर्यपुत्र, किं मया सहोपविष्ट एत जनं प्रेक्षिष्यते।

राजा–कोऽत्र दोषः।

पद्मावती–आर्यपुत्रस्यापर परिग्रह इत्युदासीनमिव भवति।

राजा–कलत्रदर्शनार्हं जनं कलत्रदर्शनात् परिहरतीति बहुदोषमुत्पादयति। तस्मादास्यताम्।

पद्मावती–यदार्यपुत्र आज्ञापयति। (उपविश्य) आर्यपुत्र, तातो वाम्बा वा किं नु खलु भणिष्यतीत्याविग्नेव संवृत्ता।

राजा–पद्मावति, एवमेतत्।

किं वक्ष्यतीति हृदयं परिशङ्कितं मे कन्या मयाप्यपहृता न च रक्षिता सा।
भाग्यैश्चलैर्महदवाप्तगुणोपघातः पुत्रः पितुर्जनितरोष इवास्मि भीतः ॥४॥

पद्मावती–न किमपि शक्यं रक्षितु प्राप्तकाले।

प्रतीहारी–एष काञ्चुकीयो धात्री च प्रतिहारमुपस्थितौ।

राजा–शीघ्रं प्रवेश्यताम्।

प्रतीहारी–यद् भर्ताज्ञापयति। (निष्क्रान्ता।)

(ततः प्रविशति काञ्चुकीयो धात्री प्रतीहारी च।)

काञ्चुकीय–भो,

सम्बन्धिराज्यमिदमेत्य महान् प्रहर्षः
स्मृत्वा पुनर्नृपसुतानिधनं विषादः।
किं नाम दैव भवता न कृतं यदि स्याद्
राज्यं परैरपहृतं कुशलं च देव्याः ॥ ५ ॥

प्रतीहारी–एष भर्ता, उपसर्पत्वार्य।

**રાજા** પદ્માવતી, મહાસેનને ત્યાંથી આવેલ રૈભ્ય નામનો કાંચુકીય અને શ્રીમતી અંગારવતીએ મોકલેલી આર્યા વસુન્ધરા નામની વાસવદત્તાની ધાત્રી દરવાજે આવ્યા છે, તે સાભળ્યું ?

**પદ્માવતી** આર્યપુત્ર, સગાસબંધીઓના કુશળ સમાચાર સાંભળવાનું મને ગમશે

**રાજા** 'વાસવદત્તાના દુઃખીઓ મારા દુઃખી છે' એ તો યોગ્ય જ કહ્યું છે પદ્માવતી, બેસ, હવે કેમ બેસતી નથી ?

**પદ્માવતી** આર્યપુત્ર, શું મારી સાથે બેસીને તમે આ લોકોને મળશો ?

**રાજા** એમાં શો વાંધો છે ?

**પદ્માવતી** ' આપ બીજીવાર પરણ્યા છો એથી કદાચ એમને અણગમો થશે

**રાજા** 'પત્નીને જોવાને લાયક લોકોને પત્ની બતાવવાનું ટાળે છે' એમ મોટો દોષ ઊભો થશે માટે બેસો

**પદ્માવતી** જેવી સ્વામીની આજ્ઞા (બેસીને) આર્યપુત્ર, પિતા મહાસેન અને માતા અંગારવતી ખરે જ, શું કહેશે એ વિચારે જાણે વ્યાકુળ થઈ ગઈ છું

**રાજા** પદ્માવતી, આ એમ જ છે

શું કહેશે, એ વિચારે મારું હૃદય શંકાશીલ બન્યું છે મેં તેમની કન્યાનું અપહરણ કર્યું પણ તેનું રક્ષણ કરી શક્યો નહિ ચંચળભાગ્યને લીધે વડીલોની આગળ સદાચારનો ભંગ કરનાર છું પિતાને ગુસ્સે કરનાર કોઈ પુત્રની જેમ ભયભીત છું ૪

**પદ્માવતી** આપત્તિકાળે કોઈપણ વસ્તુને બચાવવાનું શક્ય નથી

**પ્રતીહારી** આ કાંચુકીય અને ધાત્રી દરવાજે હાજર છે

**રાજા** જલદી લઈ આવો

**પ્રતીહારી** ' જેવી સ્વામીની આજ્ઞા (જાય છે)

(ત્યારબાદ કાંચુકીય, ધાત્રી અને પ્રતીહારી આવે છે)

**કાંચુકીય :** અરે,

આ સબંધીઓના રાજ્યમાં આવીને બહુ પ્રસન્નતા થાય છે પણ રાજકુમારી વાસવદત્તાના મૃત્યુની યાદે શોક થાય છે હે વિધિ, શત્રુઓ પાસેથી પાછું લીધેલું રાજ્ય હોત અને દેવી વાસવદત્તા કુશળ હોત તો તો બાકી શું રહેત ? ૫

**પ્રતીહારી** આ રહ્યા સ્વામી, આપ પધારો

काञ्चुकीय -( उपेत्य ) जयत्वार्यपुत्र ।

धात्री-जयतु भर्ता ।

राजा-( सबहुमानम् ) आर्य,

पृथिव्या राजवंश्यानामुदयास्तमयप्रभुः ।
अपि राजा स कुशली मया काङ्क्षितबान्धवः ॥ ६ ॥

काञ्चुकीय -अथ किम् । कुशली महासेन । इहापि सर्वगत कुशल पृच्छति ।

राजा-( आसनादुत्थाय ) किमाज्ञापयति महासेन ।

काञ्चुकीय -सदृशमेतद् वैदेहीपुत्रस्य । नन्वासनस्थेनैव भवता श्रोतव्यो महासेनस्य सदेश ।

राजा-यदाज्ञापयति महासेन । ( उपविशति । )

काञ्चुकीय दिष्ट्या परैरपहृत राज्य पुन प्रत्यानीतमिति । कुत ,

कातरा येऽप्यशक्ता वा नोत्साहस्तेषु जायते ।
प्रायेण हि नरेन्द्रश्री सोत्साहैरेव भुज्यते ॥ ७ ॥

राजा-आर्य सर्वमेतन्महासेनस्य प्रभाव । कुत ,

अहमवजितः पूर्वं तावत् सुतैः सह लालितो
दृढमपहृता कन्या भूयो मया न च रक्षिता ।
निधनमपि च श्रुत्वा तस्यास्तथैव मयि स्वता
ननु यदुचितान् वत्सान् प्राप्तु नृपोऽत्र हि कारणम् ॥८॥

काञ्चुकीय एष महासेनस्य सदेश । देव्या सदेशमिहात्रभवती कथयिष्यति ।

राजा-हा अम्ब,

षोडशान्त पुरज्येष्ठा पुण्या नगरदेवता ।
मम प्रवासदु खार्ता माता कुशलिनी ननु ॥ ९ ॥

धात्री-अरोगा भट्टिनी भर्तार सर्वगत कुशल पृच्छति ।

राजा-सर्वगत कुशलमिति । अम्ब, ईदृश कुशलम् ।

धात्री-मेदानीं भर्तातिमात्र सतप्तुम् ।

काञ्चुकीय-धारयत्वार्यपुत्र । उपरताप्यनुपरता महासेनपुत्री एवमनुकम्प्य मानार्यपुत्रेण । अथवा—

**કાંચુકીય** : (જઈ ને) આર્યપુત્રનો જય થાઓ.

**ધાત્રી** : સ્વામીનો જય થાઓ.

**રાજા** : (બહુમાનપૂર્વક) આર્ય,

પૃથ્વી ઉપરના રાજવંશીઓની ઉન્નતિ કે અવનતિ કરવાને સમર્થ અને જેણે મારી સાથેનો સંબંધ ઇચ્છ્યો હતો તે રાજા મહાસેન કુશળ તો છે ને? ૬.

**કાંચુકીય** : હા, મહાસેન કુશળ છે અને અહીંનાં બધાંનું કુશળ પૂછે છે.

**રાજા** : (આસન પરથી ઊઠીને) મહાસેન શું આજ્ઞા કરે છે?

**કાંચુકીય** : વૈદેહીના પુત્રને આ ઉચિત છે. પણ આપ આસન ઉપર બેઠા-બેઠા જ મહાસેનનો સંદેશો સાંભળો.

**રાજા** : જેવી મહાસેનની આજ્ઞા. (બેસે છે.)

**કાંચુકીય** : સદ્ભાગ્યે શત્રુઓએ છૂંચવેલું રાજ્ય પાછું મેળવ્યું છે. કારણ, જેઓ અધીર અથવા નિર્બલ હોય છે તેઓમાં ઉત્સાહ ઉત્પન્ન થતો નથી. ખરે જ, રાજ્યલક્ષ્મી ઘણું કરીને ઉત્સાહી લોકોથી જ ભોગવાય છે. ૭.

**રાજા** : આર્ય, આ બધો મહાસેનનો જ પ્રભાવ છે; કારણ કે,

પ્રથમ મને છતી લીધો અને પછી પોતાના પુત્રો સાથે મને ઉછેર્યો. એમની કન્યાનું મેં અપહરણ કર્યું પણ એનું રક્ષણ કર્યું નહિ. તેનું મરણ સાંભળીને પણ મારા ઉપર એટલી જ આત્મીયતા છે. ખરે જ, મેં મારું વત્સદેશનું રાજ્ય પ્રાપ્ત કર્યું એમાં રાજા મહાસેન જ કારણભૂત છે. ૮.

**કાંચુકીય** : આ મહાસેનનો સંદેશો છે. રાણીજીનો સંદેશો અહીં આ શ્રીમતી કહેશે.

**રાજા** : હે માતા!

મોટા રાણીઓમાં સૌથી મોટાં, નગરની પવિત્ર દેવતા, મારા પ્રવાસે જતાં દુઃખથી પીડાતાં માતા કુશળ તો છે ને? ૯.

**ધાત્રી** : રાણીજી નીરોગી છે અને આપનું દરેક પ્રકારે કુશળ પૂછે છે.

**રાજા** : 'દરેક પ્રકારે કુશળ' એમ? માતા, આવું કુશળ છે!

**ધાત્રી** : હવે આપ બહુ સંતાપ ન કરશો.

**કાંચુકીય** : આપ ધીરજ ધરો. આપની આવી કૃપાને લીધે મહાસેનપુત્રી વાસવદત્તા મરી ગયેલી હોવા છતાં જીવતી છે. અથવા,

कः कं शक्तो रक्षितुं मृत्युकाले रज्जुच्छेदे के घटं धारयन्ति ।
एवं लोकस्तुल्यधर्मो वनानां काले काले छिद्यते रुह्यते च ॥ १० ॥

राजा–आर्य, मा मैवम्,

महासेनस्य दुहिता शिष्या देवी च मे प्रिया ।
कथं सा न मया शक्या स्मर्तुं देहान्तरेष्वपि ॥ ११ ॥

धात्री–आह भट्टिनी 'उपरता वासवदत्ता । मम वा महासेनस्य वा यादृशौ गोपालकपालकौ तादृश एव त्वं प्रथममेवाभिप्रेतो जामातेति । एतन्निमित्तमुज्जयिनीमानीत । अनग्निसाक्षिकं वीणाव्यपदेशेन दत्ता । आत्मन श्चपलतयानिर्वृत्तविवाहमङ्गल एव गत । अथ चावाभ्यां तव च वासवदत्तायाश्च प्रतिकृतिं चित्रफलकायामालिख्य विवाहो निर्वृत्त । एषा चित्रफलका तव सकाशं प्रेषिता । एतां प्रेक्ष्य निर्वृतो भव ।'

राजा–अहो अतिस्निग्धमनुरूपं चाभिहितं तत्रभवत्या ।

वाक्यमेतत् प्रियतरं राज्यलाभशतादपि ।
अपराद्धेष्वपि स्नेहो यदस्मासु न विस्मृतः ॥ १२ ॥

पद्मावती–आर्यपुत्र, चित्रगतं गुरुजनं प्रेक्ष्य अभिवादयितुमिच्छामि ।

धात्री–प्रेक्षतां प्रेक्षतां भर्तृदारिका ।

(चित्रफलकां दर्शयति ।)

पद्मावती–(दृष्ट्वा आत्मगतम्) हम्, अतिसदृशी खल्वियमार्याया आवन्तिकायाः । (प्रकाशम्) आर्यपुत्र, सदृशी खल्वियमार्याया ।

राजा–न सदृशी । सैवेति मन्ये । भो कष्टम् ।

अस्य स्निग्धस्य वर्णस्य विपत्तिर्दारुणा कथम् ।
इदं च मुखमाधुर्यं कथं दूषितमग्निना ॥ १३ ॥

पद्मावती–आर्यपुत्रस्य प्रतिकृतिं प्रेक्ष्य जानामीयमार्याया सदृशो न वेति ।

धात्री–प्रेक्षतां प्रेक्षतां भर्तृदारिका ।

पद्मावती–(दृष्ट्वा) आर्यपुत्रस्य प्रतिकृत्या सदृशतया जानामीयमार्याया सदृशीति ।

મૃત્યુનો વખત આવતાં કોણ કોને બચાવી શકે છે? દોરડું તૂટી પડતાં ઘડાને કોણ પકડી રાખે છે? આમ, દુનિયા વનોના સમાન ધર્મવાળી છે; જેઓ વખતોવખત નષ્ટ થાય છે અને ફરી ઊગે છે. ૧૦.

રાજા : આર્યે. ના, એમ નહિ,

મહાસેનની જે પુત્રી દેવી વાસવદત્તા મારી શિષ્યા અને પ્રિયા હતી, તેને હું જન્મ-જન્માન્તરોમાં પણ કેમ યાદ ન કરું? ૧૧.

**ધાત્રી** : રાણીજીએ કહ્યું છે, 'વાસવદત્તા મૃત્યુ પામી છે. મારે અથવા મહાસેનને જેવા ગોપાલક અને પાલક છે તેવા જ તમે પહેલેથી જ માનીતા જમાઈ હતા. એટલા માટે તમને ઉજ્જયિનીમાં લાવવામાં આવ્યા હતા. અગ્નિની સાક્ષી વિના વીણા (શીખવવા)ના બહાને તમને (વાસવદત્તા) સોંપી હતી. પોતાની અધીરતાને લીધે વિવાહનો મંગલવિધિ પૂરો કર્યા વિના જ તમે જતા રહ્યા. એટલે અમે તમારા અને વાસવદત્તાના ચિત્રને ચિત્રફલક ઉપર દોરીને વિવાહવિધિ પૂર્ણ કર્યો. આ ચિત્રફલક તમારી પાસે મોકલ્યું છે. એને જોઈ સ્વસ્થ થાઓ.

રાજા : આહ, આદરણીય રાણીજીએ અત્યંત સ્નેહાળ અને યોગ્ય કર્યું.

આ વાત સો રાજ્યોની પ્રાપ્તિ કરતાં વધુ પ્રિય છે; કારણ કે, અમ જેવા અપરાધીઓ તરફનો પ્રેમ હજુ ભુલાયો નથી. ૧૨.

**પદ્માવતી** : આર્યપુત્ર, ચિત્રમાં દોરેલાં વડીલને જોઈ પ્રણામ કરવા ઇચ્છું છું.

**ધાત્રી** : રાજકુમારી, જુઓ, જુઓ. (ચિત્રફલક બતાવે છે.)

**પદ્માવતી** : (જોઈને મનમાં) હં, આ ખરેખર આર્યા આવન્તિકા સાથે એકદમ મળતી આવે છે. (મોટેથી) આર્યપુત્ર, આ (ચિત્ર) ખરેખર, આર્યા વાસવદત્તાના જેવું છે?

રાજા : વાસવદત્તા જેવું નહિ, તે જ છે એમ માનું છું. અરેરે, અફસોસ!

આ કોમળ રૂપ પર ભયંકર આફત કેમ ઊતરી! એના મુખની મધુરતાને અગ્નિએ કેમ દૂષિત કરી હશે? ૧૩.

**પદ્માવતી** : આર્યપુત્રના ચિત્રને જોઈને, આર્યા વાસવદત્તાનું ચિત્ર બરોબર એના જેવું જ છે કે નહિ તેની ખબર પડશે.

**ધાત્રી** : રાજકુમારી જુઓ, જુઓ.

**પદ્માવતી** : (જોઈને) આર્યપુત્રનું ચિત્ર આબેહૂબ હોવાથી મને લાગે છે કે આર્યા વાસવદત્તાનું ચિત્ર પણ આબેહૂબ છે.

राजा–देवि, चित्रदर्शनात् प्रभृति प्रहृष्टोद्विग्नामिव त्वां पश्यामि। किमिदम्।

पद्मावती–आर्यपुत्र, अस्या प्रतिकृत्या सदृशीहैव प्रतिवसति।

राजा–किं वासवदत्ताया।

पद्मावती–आम्।

राजा–तेन हि शीघ्रमानीयताम्।

पद्मावती–आर्यपुत्र, मम कन्याभावे केनापि ब्राह्मणेन मम भगिनिकेति न्यासो निक्षिप्तः। प्रोषितभर्तृका परपुरुषदर्शनं परिहरति। तदार्या मया सहागतां प्रेक्ष्य जानात्वार्यपुत्र।

राजा–यदि विप्रस्य भगिनी व्यक्तमन्या भविष्यति।
परस्परगता लोके दृश्यते रूपतुल्यता ॥ १४ ॥

(प्रविश्य)

प्रतीहारी–जयतु भर्ता। एष उज्जयिनीयो ब्राह्मणः, भट्टिन्या हस्ते मम भगिनिकेति न्यासो निक्षिप्तः, तं प्रतिग्रहीतुं प्रतिहारमुपस्थितः।

राजा–पद्मावति, किं नु स ब्राह्मणः।

पद्मावती–भवितव्यम्।

राजा–शीघ्रं प्रवेश्यतामभ्यन्तरसमुदाचारेण स ब्राह्मणः।

प्रतीहारी–यद् भर्ताज्ञापयति। (निष्क्रान्ता।)

राजा–पद्मावति, त्वमपि तामानय।

पद्मावती–यदार्यपुत्र आज्ञापयति। (निष्क्रान्ता।)

(ततः प्रविशति यौगन्धरायणः प्रतीहारी च।)

यौगन्धरायणः–(आत्मगतम्) भो,

प्रच्छाद्य राजमहिषीं नृपतेर्हितार्थं
कामं मया कृतमिदं हितमित्यवेक्ष्य।
सिद्धेऽपि नाम मम कर्मणि पार्थिवोऽसौ
किं वक्ष्यतीति हृदयं परिशङ्कितं मे ॥ १५ ॥

**રાજા** દેવી, ચિત્રોને જોઈ રહ્યા છો ત્યારથી તમે મને પ્રસન્ન અને ઉદ્વિગ્ન જણાઓ છો. આ શું?

**પદ્માવતી** આર્યપુત્ર, આ ચિત્રના જેવી (એક સ્ત્રી) અહીં જ છે.

**રાજા** શું વાસવદત્તા જેવી?

**પદ્માવતી** હા.

**રાજા** તો એને જલદી લઈ આવો.

**પદ્માવતી** આર્યપુત્ર, હું જ્યારે કુમારિકા હતી ત્યારે કોઈ બ્રાહ્મણે 'મારી બહેન છે' એમ કહી (એને) થાપણ તરીકે (મને) સોંપેલી. પ્રોષિતભર્તૃકા તે પરપુરુષને જોવાનું ટાળે છે. તો મારી સાથે આવે ત્યારે આપ એને જોઈ લેજો.

**રાજા** જો એ (કોઈ) બ્રાહ્મણની બહેન છે તો નક્કી બીજી કોઈ હશે. સમાગમમાં એકબીજાને મળતી રૂપની સમાનતા જોવા મળે છે. ૧૪

(પ્રવેશ કરીને)

**પ્રતીહારી** સ્વામીનો જય થાઓ. આ ઉજ્જયિનીવાસી બ્રાહ્મણ રાણીજીની પાસે 'મારી બહેન છે' એમ કહી જેને થાપણ તરીકે રાખી હતી, તેને પાછી લેવા દરવાજે આવીને ઊભા છે.

**રાજા** પદ્માવતી, શું તે જ બ્રાહ્મણ છે?

**પદ્માવતી** તે જ હો.

**રાજા** ઘરમાં આવવાને યોગ્ય સત્કાર સાથે તે બ્રાહ્મણને જલદી લઈ આવો.

**પ્રતીહારી** જેવી સ્વામીની આજ્ઞા. (જાય છે.)

**રાજા** પદ્માવતી, તું પણ તેણીને લઈ આવ.

**પદ્માવતી** જેવી આર્યપુત્રની આજ્ઞા. (જાય છે.)

(ત્યારપછી યૌગન્ધરાયણ અને પ્રતીહારી પ્રવેશે છે.)

**યૌગન્ધરાયણ** (મનમાં) અરે,

રાજાના કલ્યાણ માટે રાજરાણી વાસવદત્તાને છુપાવીને, 'આ હિતકારક છે' એમ જાણી મેં આ બધું કર્યું છે એ ખરું, પણ મારું કાર્ય સફળ થઈ ગયું છે છતાં આ રાજા શું કહેશે, એ વિચારે મારું મન શંકાશીલ બન્યું છે. ૧૫

प्रतीहारी-एष भर्ता । उपसर्पत्वार्य. ।
यौगन्धरायण.-( उपसृत्य ) जयतु भवान् जयतु ।
राजा-श्रुतपूर्व इव स्वरः । भो ब्राह्मण, किं भवतः स्वसा पद्मावत्या हस्ते न्यास इति निक्षिप्ता ।
यौगन्धरायणः-अथ किम् ।
राजा-तेन हि त्वर्यतां त्वर्यतामस्य भगिनिका ।
प्रतीहारी-यद् भर्ताज्ञापयति । ( निष्क्रान्ता । )

पद्मावती-एत्वेत्वार्या । प्रियं ते निवेदयामि ।
आवन्तिका-किं किम् ।
पद्मावती-भ्राता ते आगत. ।
आवन्तिका-दिष्ट्येदानीमपि स्मरति ।
पद्मावती-( उपसृत्य ) जयत्वार्यपुत्र । एष न्यास. ।
राजा-निर्यातय पद्मावति । अथवा साक्षिमन्न्यासो निर्यातयितव्य । इहात्रभवान् रैभ्य, अत्रभवती चाधिकरणं भविष्यतः ।
पद्मावती-आर्य, नीयतामिदानीमार्या ।
धात्री-( आवन्तिकां निर्वर्ण्य ) अम्मो, भर्तृदारिका वासवदत्ता ।
राजा-कथं महासेनपुत्री । देवि, प्रविश त्वमभ्यन्तरं पद्मावत्या सह ।
यौगन्धरायण -न खलु न खलु प्रवेष्टव्यम् । मम भगिनी खल्वेषा ।
राजा-किं भवानाह । महासेनपुत्री खल्वेषा ।
यौगन्धरायण -भो राजन्,

भरतानां कुले जातो विनीतो ज्ञानवाञ्छुचिः ।
तन्नार्हसि बलाद्धर्तुं राजधर्मस्य देशिकः ॥ १६ ॥

राजा-भवतु, पश्यामस्तावद् रूपसादृश्यम् । संक्षिप्यतां यवनिका ।
यौगन्धरायणः-जयतु स्वामी ।
वासवदत्ता-जयत्वार्यपुत्रः ।
राजा-अये, असौ *यौगन्धरायण*, इयं *महासेनपुत्री* ।

किं नु सत्यमिदं स्वप्नः सा भूयो दृश्यते मया ।
अनयाप्येवमेवाहं दृष्टया वञ्चितस्तदा ॥ १७ ॥

**પ્રતીહારી** આ રહ્યા સ્વામી આપ પધારો

**યૌગન્ધરાયણ** : (જઈને) જય થાઓ, આપનો જય થાઓ

**રાજા** : આ અવાજ અગાઉ સાંભળેલો હોય એમ લાગે છે! હે બ્રાહ્મણ, શું તમારી બહેનને પદ્માવતીની પાસે થાપણ તરીકે રાખી હતી?

**યૌગન્ધરાયણ** સાચે શું

**રાજા** તો એમની બહેનને જલદી લાવો, જલદી લાવો

**પ્રતીહારી** : જેવી આપની આજ્ઞા (જાય છે)

(ત્યારપછી પદ્માવતી, આવન્તિકા અને પ્રતીહારી આવે છે)

**પદ્માવતી** : આવો, આર્યા, આવો તમને મનગમતી વાત કહું

**આવન્તિકા** શું? શું?

**પદ્માવતી** તમારા ભાઈ આવી ગયા છે

**આવન્તિકા** સદ્ભાગ્યે તે હજુ પણ યાદ કરે છે!

**પદ્માવતી** (પાસે જઈને) આર્યપુત્રનો જય થાઓ આ રહી થાપણ

**રાજા** પાછી આપ, પદ્માવતી! અથવા, થાપણ સાક્ષીની સાક્ષીએ પાછી આપવી જોઈએ આ શ્રીમાન્ રૈભ્ય અને માન્યા વસુન્ધરા સાક્ષી બનશે

**પદ્માવતી** આર્ય, હવે એમને લઈ જાઓ

**ધાત્રી** (અવન્તિકાને નીરખીને) અરે, રાજકુમારી વાસવદત્તા!

**રાજા** શું મહાસેનપુત્રી? દેવી, તું પદ્માવતી સાથે અંદર જા

**યૌગન્ધરાયણ** ના, અંદર ન મોકલશો આ ખરેખર, મારી બહેન છે

**રાજા** તમે શું કહો છો? આ ખરેખર મહાસેનપુત્રી છે

**યૌગન્ધરાયણ** હે રાજા,

તમે ભરતકુળના રાજાઓના વંશજ છો, વિનયી છો, જ્ઞાની છો, પવિત્ર છો, રાજ્યના કર્તવ્યોના ઉપદેશક છો તેથી તમે બળાત્કારે આને હરી જાઓ તે ઉચિત નથી ૧૬

**રાજા** સારું, અત્યારે હું રૂપની સમાનતા જોઈશ ઘૂંઘટ દૂર કરો

**યૌગન્ધરાયણ** સ્વામીનો જય થાઓ

**વાસવદત્તા** આર્યપુત્રનો જય થાઓ

**રાજા** , અરે, આ યૌગન્ધરાયણ! આ મહાસેનની પુત્રી!

શું આ સત્ય છે કે સ્વપ્ન છે? હું એને ફરી જોઈ રહ્યો છું! આ દૃષ્ટિથી જ અગાઉ હું એની જ રીતે છેતરાઈ ગયો હતો ૧૭

यौगन्धरायण-स्वामिन्, देव्यपनयेन कृतापराध. खल्वहम् । तत् क्षन्तुमर्हति स्वामी । (पादयोः पतति ।)

राजा-(उत्थाप्य) यौगन्धरायणो भवान् ननु ।

मिथ्योन्मादैश्च युद्धैश्च शास्त्रदृष्टैश्च मन्त्रितैः ।
भवद्यत्नैः खलु वय मज्जमानाः समुद्धृताः ॥ १८ ॥

यौगन्धरायणः-स्वामिभाग्यानामनुगन्तारो वयम् ।

पद्मावती-अहो, आर्या खल्वियम् । आर्ये, सखीजनसमुदाचारेणाजानन्त्यतिक्रान्त. समुदाचार', तच्छीर्षेण प्रसादयामि ।

वासवदत्ता-(पद्मावतीमुत्थाप्य) उत्तिष्ठोत्तिष्ठाविधवे, उत्तिष्ठ। अर्थिस्त्वं नाम शरीरमपराध्यति ।

पद्मावती-अनुगृहीतास्मि ।

राजा-वयस्य यौगन्धरायण, देव्यपनयने का कृता ते बुद्धि. ।

यौगन्धरायण -कौशाम्बीमात्रं परिपालयामीति ।

राजा-अथ पद्मावत्या हस्ते किं न्यासकारणम् ।

यौगन्धरायण.-पुष्पकभद्रादिरादेशिकैरादिष्टा स्वामिनो देवी भविष्यतीति ।

राजा-इदमपि रुमण्वता ज्ञातम् ।

यौगन्धरायणः-स्वामिन्, सर्वै'रेव ज्ञातम् ।

राजा-अहो, शठ खलु रुमण्वान् ।

यौगन्धरायण:-स्वामिन्, देव्याः कुशलनिवेदनार्थमद्यैव प्रतिनिवर्ततामत्रभवान् रैभ्योऽत्रभवती च ।

राजा-न, न । सर्व एव वयं यास्यामो देव्या पद्मावत्या सह ।

यौगन्धरायणः-यदाज्ञापयतिस्वामी ।

(भरतवाक्यम्)

इमां सागरपर्यन्तां हिमवद्विन्ध्यकुण्डलाम् ।
महीमेकातपत्राङ्कां राजसिंहः प्रशास्तु नः ॥ १९ ॥

(निष्क्रान्ता. सर्वे ।)

॥ इति षष्ठोऽङ्कः ॥

॥ इति स्वप्नवासवदत्तमवसितम् ॥

**યૌગન્ધરાયણ :** સ્વામી, દેવીને ખસેડી લઈ (છુપાવી)ને મેં ખરેખર અપરાધ કર્યો છે. તો આપ ક્ષમા કરો. (પગે પડે છે.)

**રાજા :** ( ઉઠાડીને ) તમે યૌગન્ધરાયણ ખરા.

બનાવટી ઉન્માદ, યુદ્ધો અને શાસ્ત્રીય દૃષ્ટિવાળી મન્ત્રણાઓ-આવા તમારા પ્રયત્નોથી ડૂબતા એવા અમારો, ખરે જ, ઉદ્ધાર થયો છે. ૧૮.

**યૌગન્ધરાયણ** અમે સ્વામીના ભાગ્યને અનુસરનારા છીએ

**પદ્માવતી :** અરે, આ ખરેખર આર્યા વાસવદત્તા છે! આર્યે, અજાણતા સખીઓને યોગ્ય વ્યવહારથી મે શિષ્ટાચારનુ ઉલ્લઘન કર્યું છે. તો મસ્તકથી (મસ્તક નમાવીને) તમને પ્રસન્ન કરું છુ,

**વાસવદત્તા .** (પદ્માવતીને ઊભી કરીને) ઊભી થા. ઊભી થા, સૌભાગ્યવતી, ઊઠ. યાચકના ધનસ્વરૂપ આ શરીરનો (ભાગે) જ ખરેખર, અપરાધ છે.

**પદ્માવતી :** આભારી થઈ છુ.

**રાજા :** મિત્ર યૌગન્ધરાયણ, દેવી વાસદત્તાને છુપાવવામા તમારો શો આશય હતો ?

**યૌગન્ધરાયણ :** સપૂર્ણ કૌશાંબીના રાજ્યનુ રક્ષણ કરી શકુ, એમ.

**રાજા :** અને પદ્માવતી પાસે થાપણ મૂકવાનુ શુ કારણ હતુ ?

**યૌગન્ધરાયણ :** પુષ્પક-ભદ્ર વગેરે ભવિષ્યવેત્તાઓએ ભાખેલુ કે તે આપના રાણી બનશે, એટલા માટે.

**રાજા :** આ વાત પણ રુમણ્વાન જાણતો હતો ?

**યૌગન્ધરાયણ :** હે સ્વામી, બધા જ જાણતા હતા.

**રાજા :** અરે, રુમણ્વાન ખરેખર લુચ્ચો છે,

**યૌગન્ધરાયણ :** સ્વામી, દેવી વાસવદત્તાના કુશળ સમાચાર જણાવવા આજે જ શ્રીમાન્ રૈભ્ય અને દેવી વાસવદત્તાને પાછા મોકલો.

**રાજા :** ના, ના દેવી પદ્માવતી સાથે આપણે બધા જ જઈશુ

**યૌગન્ધરાયણ :** જેવી સ્વામીની આજ્ઞા.

( ભરતવાક્ય )

આપણા સિંહ જેવા રાજા (રાજસિંહ) સમુદ્ર સુધી ફેલાયેલી, હિમાલય અને વિન્ધ્યાચળરૂપી કુંડળોવાળી અને એકછત્રથી ચિહ્નિત આ પૃથ્વીનુ શાસન કરો. ૧૯.

( બધા જાય છે. )

**છઠ્ઠો અંક સમાપ્ત**

આ પ્રમાણે સ્વપ્નવાસવદત્ત નાટક સમાપ્ત થયુ.

●

## અભ્યાસ નોંધ

### પહેલો અંક

પ્રસ્તાવના : સામાન્યરીતે બધાં જ સંસ્કૃત નાટકોના આરંભમાં પ્રસ્તાવના હોય છે. આ પ્રસ્તાવનાનું સ્વરૂપ લગભગ બધાં નાટકોમાં સમાન છે : (૧) એમાં સર્વપ્રથમ મંગલાચરણનો શ્લોક હોય છે, (૨) એમાં નાટકના નામનો ઉલ્લેખ તથા નાટકકારનો સંક્ષિપ્ત પરિચય હોય છે, (૩) છેલ્લે એક શ્લોક દ્વારા નાટકના પ્રથમ દશ્યનો સંકેત કરવામાં આવે છે. પરંતુ ભાસનાં નાટકોમાં આ પરંપરાગત પ્રણાલિકાનું અનુસરણ કરવામાં આવ્યું નથી. સ્વપ્નવાસવદત્ત નાટકની પ્રસ્તાવનામાં નીચેની વસ્તુઓ નોંધપાત્ર છે :

(૧) નાન્દી પછી સૂત્રધારનો પ્રવેશ થાય છે અને તે મંગલશ્લોક બોલે છે. બીજાં સંસ્કૃતનાટકોમાં મંગલશ્લોક બોલાઈ ગયા પછી સૂત્રધાર આવે છે અને તરત પ્રસ્તાવનાનો આરંભ થાય છે.

(૨) પ્રસ્તાવનામાં નાટકના નામનો નિર્દેશ નથી તેમ નાટકકાર વિષે જરા જેટલી પણ માહિતી આપવામાં આવી નથી.

(૩) પ્રસ્તાવના અત્યંત સંક્ષિપ્ત છે. સૂત્રધાર નિવેદન કરવાની શરૂઆત કરે છે ત્યાં એને કંઈક અવાજ સંભળાય છે એટલે એ કંઈપણ નિવેદન કરતો જ નથી. આ પદ્ધતિ ભાસનાં લગભગ બધાં જ નાટકોમાં સમાન છે.

(૪) પ્રસ્તાવનાને બદલે 'સ્થાપના' શબ્દ વાપરવામાં આવ્યો છે.

(૫) બીજાં સંસ્કૃત નાટકોની જેમ પ્રસ્તાવનામાં સૂત્રધાર સાથે નટી કે પારિપાર્શ્વિક જેવું બીજું કોઈ પાત્ર નથી.

(૬) આ નાટકની જેમ ભાસે લગભગ બધાં જ નાટકોમાં મુદ્રાલંકાર દ્વારા મંગલશ્લોકમાં નાટકનાં મુખ્ય પાત્રોનો ઉલ્લેખ કર્યો છે.

નાન્દી–'નાન્દી' શબ્દ સંસ્કૃત નાટ્યશાસ્ત્રનો પારિભાષિક શબ્દ છે. એની વ્યાખ્યા આ પ્રમાણે આપવામાં આવી છે : *आशीर्वचनसंयुक्ता स्तुतिर्यस्मात्प्रयुज्यते । देवद्विजनृपादीनां तस्मान्नान्दीति संज्ञिता ॥* અર્થાત્ નાન્દી દ્વારા દેવ, બ્રાહ્મણ યા રાજા વગેરેની સ્તુતિ કરવામાં આવે છે. કેટલીકવાર પ્રેક્ષકો માટે આશીર્વચન પ્રયોજવામાં આવે છે. વ્યુત્પત્તિની દષ્ટિએ નાન્દી શબ્દને આ રીતે સમજાવી શકાય : (૧) नन्दति देवता यस्याम् । नन्दन्ति देवताः

अस्याम् । नन्दयति देवता देवता वा । (२) नन्दन्ति सामाजिका अस्याम् । नन्दयति सामाजिकान् । नन्दि आनन्द सामाजिकानाम्, तस्या इव नान्दी । नन्द एव नान्द (प्रज्ञादिभ्योऽण्) । नान्दी (टिड्ढाणञिति ङीप्)।

પહેલાંના વખતમા નાટકની શરૂઆત થતા પહેલાં પૂર્વરંગ નામનો ધાર્મિક વિધિ કરવામાં આવતો નાન્દી એ પૂર્વરંગનો જ એક ભાગ છે. નાન્દીનુ મુખ્ય કાર્ય આ છે (૧) નાટકકાર દ્વારા પોતાના ઇષ્ટદેવનું સ્મરણ (૨) પ્રેક્ષકો માટે શુભેચ્છા પ્રગટ કરવી અને (૩) નાટકના કથાવસ્તુનો સકેત કરવો જુઓ आशीर्नमस्क्रियारूप श्लोक काव्यार्थसूचक । नान्दीति कथ्यते । आदिभरत. । નાન્દીમાં એક, બે કે ત્રણ શ્લોકો આઠ કે બાર પદ, કેટલાક માગલિક પદાર્થોનો ઉલેખ દેવતા, બ્રાહ્મણ આદિની સ્તુતિ, આશીર્વચન વગેરે હોય છે ખરી રીતે નાટ્યશાસ્ત્રમાં જે નાન્દીનો ઉલ્લેખ છે એ નાન્દી આના કરતાં ભિન્ન હોવી જોઈએ ભરત, ધનજય અને સાહિત્યદર્પણકારે જણાવ્યુ છે કે, પૂર્વરંગ પૂરો થાય કે સૂત્રધાર પોતાના સાથીઓ સાથે જતો રહે અને સ્થાપક આવી પ્રસ્તાવના કરી કથાવસ્તુનો સૂત્રપાત કરે પરતુ સસ્કૃત નાટકોમા સ્થાપક નામનુ પાત્ર આવતુ જ નથી અને સૂત્રધાર જ પ્રસ્તાવનાથી સબધિત બધો વિધિ કરે છે નાટકમાંની નાન્દી તો લેખકનુ મગલાચરણ માત્ર છે એમાં નાટકકાર પોતાના ઇષ્ટદેવતાનું સ્મરણ કરે છે ભાસે શ્લેષનો પ્રયોગ કરી એમા નાટકનાં મુખ્ય પાત્રોનો સંકેત પણ કરી દીધો છે

મગલાચરણ કર્યા પછી જ પોતાના ગ્રથનો આરભ કરવાની સસ્કૃત લેખકોની પ્રાચીન પરિપાટી છે મગલાચરણ કરવાથી ગ્રથ નિર્વિઘ્ન સમાપ્ત થાય છે, એવી એ વખતની માન્યતા હતી પાતજલ મહાભાષ્યમાં લખ્યુ છે :
मङ्गलादीनि हि शास्त्राणि प्रथन्ते वीरपुरुषकाणि भवन्ति आयुष्मत्पुरुषकाणि च अध्येतारश्च वृद्धियुक्ता यथास्युरिति ।

નાન્દીનો એક અર્થ ઢોલ અથવા નગારુ પણ થાય છે दुन्दुभिस्त्वानको भेरी भमा नासूश्च नान्द्यपि । वैजयन्ती । એમ જણાય છે કે દક્ષિણ ભારતનાં પ્રેક્ષાગૃહોમાં નાટક શરૂ થતા પહેલાં ઢોલ અથવા નગારું વગાડવાનો રિવાજ હતો નાટક જોવા માટે પ્રેક્ષાગૃહમા અનેક લોકો એકત્ર થાય એટલે સ્વાભાવિક રીતે જ મોટો ઘોંઘાટ થાય આ ઘોંઘાટની વચ્ચે નાટક શરૂ કરવાનો શો અર્થ ? એટલે, નાટક શરૂ કરવાની સૂચના નગારાંના અવાજ દ્વારા આપવામાં આવતી, જેથી પ્રેક્ષકો નાટક જોવા માટે સ્વસ્થ

અને શાન્ત થઈ ને બેસે. 'નાન્દી' નો આવો અર્થ કરવાથી ભાસના નાટકમાંનું नान्द्यन्ते ततः प्रविशति सूत्रधारः આ નાટ્યસૂચન સાર્થક બને છે અને બે નાન્દીની કલ્પના કરવાની જરૂર પડતી નથી.

सूत्रधारः—सूत्रं धारयति इति । જે સૂત્રને ધારણ કરે છે તે સૂત્રધાર. 'સૂત્ર' એટલે નાટકની મુખ્ય જવાબદારી. સૂત્રધાર એટલે નાટકનો મેનેજર. સૂત્રનો સામાન્ય અર્થ 'દોરી' થાય છે. 'સૂત્રધાર' શબ્દની વ્યુત્પત્તિના આધારે પિશેલે સંસ્કૃત નાટકોનું મૂળ કઠપુતળીઓના ખેલ હોવા જોઈએ, એવો મત સ્થાપ્યો છે. દોરી પકડી પડદાની પાછળ બેસીને પુતળીઓને નચાવતો હોવાથી તેને સૂત્રધાર કહેતા હશે. પાછળથી કઠપુતળીઓના ખેલની જગ્યા ખરેખરાં પાત્રોવાળાં નાટકોએ લીધી ત્યારે નાટકોના મુખ્ય વ્યવસ્થાપકને જ 'સૂત્રધાર' કહેવાની પ્રણાલી શરૂ થઈ હશે.

શ્લોક : ૧ (અન્વય) उदयनवेन्दुसवर्णौ, आसवदत्ताबलौ, पद्मावतीर्णपूर्णौ, वसन्तकम्रौ बलस्य भुजौ त्वाम् पाताम् ।

મુખ્ય વાક્ય છે : बलस्य भुजौ त्वां पाताम् । બલરામના બે હાથ તમારું રક્ષણ કરો. બાકીના ચાર શબ્દો 'હાથ' નાં વિશેષણો છે :

(૧) उदयनवेन्दुसवर्णौ—उदये यः नवः इन्दुः, तेन सवर्णौ (समानः वर्णः ययोः तौ) ઉદયકાલીન તાજા ચન્દ્રમાના જેવા વર્ણવાળા (બે હાથ). ચન્દ્રમા ઉદય વખતે માત્ર શ્વેત જ નથી હોતો, એમાં સહેજ રતાશ પણ હોય છે. બલરામના હાથ ગૌરવર્ણના છે, સાથેસાથે એમાં થોડી રતાશ પણ છે.

(૨) आसवदत्ताबलौ—आसवेन दत्तं आ समन्तात् बलं सामर्थ्यं याभ्या तौ– મદિરાથી જેમને પૂર્ણ બલ અથવા સામર્થ્ય પ્રાપ્ત થયું છે તેવા (બે હાથ). મદિરામાં એક પ્રકારનો નશો હોય છે જે પીનારમાં સ્ફૂર્તિ પ્રગટાવે છે. બલરામને મદિરા બહુ ગમે છે, એવા ઘણા ઉલ્લેખો મળી આવે છે. મેઘદૂતમાં કાલિદાસે બલરામના મદિરાપ્રેમનો ઉલ્લેખ કર્યો છે : हित्वा हालामभिमतरसां रेवतीलोचनाङ्काम् । (પૂ. મે. શ્લોક ૪૯).

આ શબ્દનો બીજી રીતે પણ અર્થ કરવામાં આવે છે : आसवेन दत्तम् अबलम् याभ्यां तौ–મદિરાનું પાન કરવાથી જે હાથ શિથિલ થઈ ગયા છે. મદિરા પીનારનાં અંગો શિથિલ થઈ જાય છે; એમનામાં આલસ્ય ભરાઈ જાય છે એ તો સર્વવિદિત છે. પરંતુ આ શ્લોકમાં "બલરામના હાથ તમારું રક્ષણ કરો" એવી ઇચ્છા વ્યક્ત કરવામાં આવી

છે. જે હાથ મદિરાપાનથી શિથિલ બનેલા છે તે રક્ષણ કેમ કરી શકશે ?' એટલે આ અર્થ ગ્રહણ કરવા લાયક નથી.

ત્રીજી રીતે આવો અર્થ થાય છે : दत्तः आसवः यस्यै सा आसवदत्ता । (जातिकालसुखादिभ्यः परा निष्ठा वाच्या આ વાર્તિકથી दत्त શબ્દનું સ્થાન બદલાઈ જાય છે.) आसवदत्ता अबला याभ्यां तौ-જે હાથો વડે બલરામે પોતાની પ્રિયાને મદિરા આપી છે તે હાથ. આ અર્થ પણ સ્વીકાર્ય નથી; કારણ કે, બલરામનું મદિરાસેવન પ્રસિદ્ધ છે પરંતુ તેઓ પોતાના હાથે પત્ની રેવતીને મદિરાપાન કરાવે છે એ જાણીતી ઘટના નથી.

(૩) पद्मावतीर्णपूर्णौ-पद्मायाः अवतीर्णेन पूर्णौ-સૌન્દર્યના સમાવેશથી પરિપૂર્ણ અર્થાત્ બલરામના હાથ બહુ સુન્દર છે. पद्मा એટલે શ્રીઃ, શોભા, સુન્દરતાની દેવી.

(૪) वसन्तकम्रौ-वसन्त इव कम्रौ-વસન્તઋતુની જેમ કમનીય, મનોહર (બે હાથ). વસન્તઋતુ એની પુષ્પસમૃદ્ધિને લીધે કમનીય હોય છે, મનોહર હોય છે.

बलस्य-बलरामस्य । શ્રી કૃષ્ણના મોટાભાઈ. બલદેવ અથવા બલભદ્ર તરીકે પણ જાણીતા છે. વાસુદેવ અને દેવકીના સાતમા પુત્ર. તેઓ શેષના અંશાવતાર ગણાય છે. એમણે સૂર્યવંશી રેવતરાજાની કન્યા રેવતી સાથે લગ્ન કર્યું હતું. એ વખતે સંપૂર્ણ ભરતખંડમાં ગદાયુદ્ધમાં એમના જેવું નિપુણ કોઈપણ નહોતું. ભીમ અને દુર્યોધન એમના શિષ્યો હતા. બલરામ સ્વરૂપે સુંદર અને ગૌર કાન્તિવાળા હતા. એમને કાળા વસ્ત્ર પહેરવાં ગમતાં હતાં. વારુણી મદિરા એમને ઘણી પ્રિય હતી. હળ અને મૂશળ એમનાં હથિયાર હતા.

આ શ્લોકમાં નાન્દીનાં બધાં લક્ષણો ઉપસ્થિત છે : (૧) એમા આશીર્વાદ છે ( आशीः ), (૨) બલરામની સ્તુતિ છે ( स्तुतिः ), (૩) ચંદ્રનો ઉલ્લેખ છે ( માંગલિક પદાર્થ ), (૪) એમાં આઠ પદો છે (अष्टपदा) અને (૫) આ શ્લોક દ્વારા નાટકના કથાવસ્તુનો સંકેત કરવામાં આવ્યો છે. ઉદયન, વાસવદત્તા, પદ્માવતી અને વસન્તક-આ ચાર મુખ્ય પાત્રોના નામનો નિર્દેશ એમાં છે (काव्यार्थसूचकः).

આ શ્લોકમાંથી નાટકના કથાનકનો સંકેત મળે છે, એ બતાવવા એનો નીચે મુજબનો અર્થ પણ કરવામાં આવે છે :

(૧) उदयनं वाति गच्छति इति उदयनवा । इन्दुना सवर्णा (सदृशी) इति

इन्दुसवर्णा । उदयनश्चासौ इन्दुसवर्णश्च उदयनेन्दुसवर्णौ । (विशेषणोभयपद कर्मधारयः) उदयनेन्दुसवर्णा चासौ वासवदत्ता च । उदयनेन्दुसवर्णावासवदत्ता बले ययोः । (२) पद्मावाः (पद्मावत्याः) अवतीर्णेन (आगमनेन) अथवा पद्मावत्याः ईर्णेन (आगमनेन) पूर्णौ । (३) वसन्तेन (वसन्तकेन, वसन्तकनाम्ना विदूषकेन) कम्रौ (कमनीयौ) । (४) बलमस्ति अस्य असौ बलः (उदयनः) । तस्य भुजौ त्वा पाताम् ।

પરંતુ આ અર્થ દુરાન્વયી અને અસંગત છે. ભાસને આ અર્થ અભિપ્રેત હશે કે કેમ એ સવાલ છે.

આ શ્લોક મુદ્રાલંકારનું સરસ ઉદાહરણ છે. મુદ્રાલંકારનું લક્ષણ આ પ્રમાણે છે : सूच्यार्थसूचनं मुद्रा प्रकृतार्थपरैः पदैः । कुवलयानन्दः ।

સામાન્ય રીતે સંસ્કૃત કવિઓ મહાદેવ, શ્રીવિષ્ણુભગવાન વગેરેની સ્તુતિ કરે છે. અહીં ભાસે બલરામનું સ્મરણ કેમ કર્યું હશે, એ પ્રશ્નની ચર્ચા કરતાં શ્રી કાલે લખે છે :

It is some what strange that the poet should address the invocation here to Balaram, instead of the usual dieties Sive, Vishnu or the like. He does it probably to suggest that the arms of Udayan should grant protection to his subjects after regaining his kingdom and thus being powerful (बलमस्यास्तीति बलः बलवान् तस्य) by the acquisition of Padmavati.

नेपथ्ये–પડદા પાછળ. नेपथ्य શબ્દના ત્રણ અર્થ થાય છે : (૧) પડદો, (૨) રંગમંચ અને (૩) મેકઅપ. (नेपथ्यं स्याज्जवनिका रङ्गभूमिः प्रसाधनम् ।) સંસ્કૃત નાટકોમાં કેટલીક વાર પાત્રો પડદા પાછળથી બોલે છે. આનાથી બે હેતુઓ પાર પડે છે : (૧) રંગમંચ ઉપર આવતાં પહેલાં પડદા પાછળથી કોઈ પાત્ર બોલે છે ત્યારે પ્રેક્ષકોને એના આવવાની સૂચના મળી જાય છે. (૨) કોઈ પાત્ર દૂર છે એમ બતાવવું હોય ત્યારે પ્રથમ પડદા પાછળથી એનો અવાજ સંભળાય છે અને રંગમંચ ઉપર રહેલાં પાત્રોને એની જાણ થાય છે. કેટલીકવાર કોઈ પાત્રને રંગમંચ ઉપર લાવવાની જરૂર ન હોય ત્યારે એ પડદા પાછળથી બોલે છે. અહીં उस्सरत...વગેરે શબ્દો બે સિપાહીઓ બોલે છે. પ્રથમ એ બે જણ બહુ દૂર હોવાથી નેપથ્યમાંથી એમનો જે અવાજ સંભળાય છે તે અસ્પષ્ટ છે; તેથી શબ્દ

એમ કહેવામાં આવ્યું છે. તેઓ નજીક આવે છે તેમ શબ્દો સ્પષ્ટ સંભળાવા માંડે છે. સાથે સાથે સૂત્રધારને, તેઓ કોણ છે અને શું કહેવા માગે છે એની ખબર પડે છે.

શ્લોક : ૨ (અન્વય) मगधराजस्य स्निग्धैः कन्यानुगामिभिः भृत्यैः सर्वः तपोवनगतः जनः धृष्टम् उत्सार्यते ।

આ શ્લોકમાં નાટકના પ્રથમ દૃશ્યની રૂપરેખા આપવામાં આવી છે. શ્લોક ઉપરથી હમણાં જ આવનારા પ્રથમદૃશ્ય સંબંધી આ હકીકતો પ્રાપ્ત થાય છે : (૧) તપોવનના દૃશ્યથી નાટકનો આરંભ થાય છે. (૨) મગધરાજ દર્શકની બ્હેન પદ્માવતી અત્યારે તપોવનમાં છે. (૩) ત્યાં બહુ ભીડ છે. રાજાના સિપાહીઓ ધૃષ્ટતાપૂર્વક લોકોને ખસેડી રહ્યા છે.

मगधराजस्य—मगधानां राजा मगधराजः । तस्य । તત્પુરુષ સમાસને છેડે આવેલા राजन् શબ્દનું राज થઈ જાય છે. (જુઓ : राजाहःसखिभ्यष्टच् ૫. ૪. ૯૧. एतदन्तात् तत्पुरुषाट्टच् स्यात् । परमराजः । अतिराजौ । कृष्णसखः । સિદ્ધાન્તકૌમુદી).

મગધદેશ અત્યારના બિહાર રાજ્યનો દક્ષિણનો ભાગ હતો. રાજગૃહ એની રાજધાની હતી. રાજા બિમ્બસારે આ નગરી વસાવી હતી. એ પહેલાં મગધદેશની રાજધાની ગિરિવ્રજ હતી. બિંબસારનો પુત્ર અજાતશત્રુ થયો. એણે અવન્તીના પ્રદ્યોત રાજાની ચડાઈનો ભય ટાળવા રાજગૃહની ચોમેર કોટ બાંધ્યો હતો. દર્શક અજાતશત્રુનો પુત્ર હતો. એમ કહેવાય છે કે દર્શકના પુત્રે પાટલીપુત્ર નામે નવી રાજધાનીનું નિર્માણ કર્યું હતું-પાટલીપુત્ર એ જ હાલનુ પટના શહેર.

શ્લોકમાં कन्या શબ્દથી જેનો નિર્દેશ થયો છે તે દર્શક રાજાની બહેન પદ્માવતી છે; જે તપોવનમાં વાનપ્રસ્થનું પાલન કરતાં રાજમાતાને મળવા આવી છે.

निष्क्रान्तः—સૂત્રધાર બીજો શ્લોક બોલીને જતો રહે છે. શ્લોકમાં सर्वः શબ્દ આવે છે. સિપાહીઓ બધાને ખસેડી રહ્યા છે. એટલે સૂત્રધારને ગયા વિના છૂટકો જ નથી, એવું સૂચન શ્લોક દ્વારા એણે પોતે જ કર્યું છે ને !

स्थापना—પ્રસ્તાવનાનું પ્રાચીન નામ. તે ભાસની પ્રાચીનતા સૂચવે છે. નાટ્યશાસ્ત્ર, દશરૂપક વગેરે ગ્રંથોના ઉલ્લેખો પરથી જણાય છે તેમ નાન્દીપાઠ કરી સૂત્રધાર જતો રહે પછી 'સ્થાપક' નામક પાત્ર આવે અને

આવશ્યક પ્રાસ્તાવિક વાત કરી નાટકના મુખ્ય દૃશ્યનો સંકેત કરે, એવી પ્રાચીન પદ્ધતિ હતી. આ ઉપરથી પ્રસ્તાવનાને 'સ્થાપના' કહેવાની પરિપાટી પડી હશે. ભાસનાં નાટકોમાં 'પ્રસ્તાવના' માટે મોટા ભાગે 'સ્થાપના' શબ્દ વાપરવામાં આવ્યો છે. પ્રસ્તાવનાને કેટલીક વાર 'આમુખ' પણ કહે છે. આમ પ્રસ્તાવના, સ્થાપના અને આમુખ સમાનાર્થી શબ્દો છે.

આ નાટકની પ્રસ્તાવના 'પ્રયોગાતિશય' પ્રકારની છે. જ્યારે સૂત્રધાર 'આ અમુક છે' વગેરે શબ્દોથી પાત્રોનો ઉલ્લેખ કરે છે અને પછી એ પાત્રોનો પ્રવેશ બતાવવામાં આવે છે, એ પ્રસ્તાવનાનો 'પ્રયોગાતિશય' નામનો પ્રકાર છે. જુઓ : एषोऽयमित्युपक्षेपात् सूत्रधारप्रयोगतः । पात्रप्रवेशो यत्रैष प्रयोगातिशयो मतः ॥ (દશરૂપક).

'આ સિપાહીઓ તપોવનમાં એકઠા થયેલા લોકોને ખસેડે છે' એમ કહીને સૂત્રધાર જેમનો નિર્દેશ કરે છે તે પાત્રો નાટકના પહેલા દૃશ્યમાં ઉપસ્થિત થાય છે. પ્રસ્તાવનાના પાંચ પ્રકારો આ પ્રમાણે છે : उद्घात्यकः कथोद्घातः प्रयोगातिशयस्तथा । प्रवर्तकावगलिते पञ्च प्रस्तावनाभिदः ॥ (સા. દ.)

યૌગન્ધરાયણ : તે વત્સદેશના રાજા ઉદયનનો મંત્રી હતો. એના પિતાનું નામ યુગન્ધર હતું. તે ઉદયનના પિતા સહસ્રાનીકનો મંત્રી હતો. युगन्धरस्यापत्यं पुमान् यौगन्धरायणः । યૌગન્ધરાયણ પરિવ્રાજકના વેશમાં છે. અને વાસવદત્તા અવન્તીદેશની સાધારણ સ્ત્રીના વેશમાં છે. अवन्तिदेशे अवन्त्याम् अवन्तिराजधान्यां वा जाता आवन्ती आवन्तिका वा । आवन्तिकायाः वेषं धारयति असौ आवन्तिकावेषधारिणी ।

અવન્તિદેશ હાલના માલવાનો એક ભાગ હતો. ઉજ્જયિની એની રાજધાની હતી. ઉજ્જયિનીનું 'વિશાળા' નામ પણ મળી આવે છે. તે સિપ્રા નદીના કાંઠા ઉપર આવેલી હતી. વાસવદત્તા અવન્તીના રાજા, મહાસેન અથવા ચંડમહાસેન તરીકે પ્રસિદ્ધ પ્રદ્યોતરાજાની કન્યા હતી. એની માતાનું નામ અંગારવતી હતું. તે અંગારક નામના દૈત્યની પુત્રી હતી. મહાસેનને ગોપાલક અને પાલક નામના બે પુત્રો પણ હતા. એમ કહેવાય છે કે પોતાના પુત્રોના જન્મની ખુશાલીમાં રાજાએ ઇન્દ્રપૂજાનો મોટો ઉત્સવ કર્યો હતો. આથી ખુશ થઈ ઇન્દ્રે રાજાને વરદાન આપ્યું. વાસવદત્તા આ વરદાનથી જન્મી હતી, તેથી એનું નામ 'વાસવદત્તા' (વાસવ-ઇન્દ્ર) પાડવામાં આવ્યું હતું (કથાસરિત્સાગર ૨-૩).

વાસવદત્તા આ નાટકની નાયિકા છે. નાટકની શરૂઆતમા વેશપલટો કરીને તે રગમચ ઉપર આવે છે નાટકનુ પ્રથમ દશ્ય મગધદેશમા કોઈ તપોવનમાં ભજવાય છે તેથી વાસવદત્તાએ પહેરેલો અવન્તીદેશની સ્રીનો વેશ તરત જ જણાઈ આવે છે ઉદયનને શત્રુના હાથમા ગયેનુ રાજ્ય પુન પ્રાપ્ત થાય તે સારુ યૌગધરાયણે જે યોજના કરી છે તેને સફળ બનાવવા આ વેશપરિર્તન કરવામા આવ્યુ છે જ્યારે કાર્યની સિદ્ધિ થાય છે ત્યારે આ બને પાત્રો પોતાના મૂળ સ્વરૂપમા પ્રગટ થાય છે (અક ૬)

શ્લોક ૩ (અન્વય) धीरस्य, आश्रमसंश्रितस्य वसत, वन्यै फलै तुष्टस्य, मानार्हस्य, वल्कलवत जनस्य त्रास समुत्पाद्यते । क अयम् उत्सिक्त चलै भाग्यै विस्मित, विनयाद् अपेतपुरुष इद निभृत तपोवनम् आज्ञया ग्रामीकरोति ।

શ્લોકના પૂર્વાર્ધના વિશેષણો તપોવનમાં રહેનારા લોકોની વિશેષતા બતાવવા માટે પ્રયોજ્યા છે. શહેરમા વસતા લોકો કરતા તેઓ ચોક્કસ જુદા પડે છે ધીરગભીર, શાત અને સાત્વિક લોકો આ જુલમને લાયક નથી તેઓ તો સન્માનને પાત્ર (मानार्ह) છે તપસ્વી લોકો જગલી ફળો ખાઈને સતુષ્ટ રહે છે (वन्यै फलै तुष्टस्य), ઝાડની છાલ પહેરે છે (वल्कलवत), પછી એમને ત્રાસ કેમ આપવામાં આવે છે ? समुत्पाद्यते–सम्+उत्+पद् નુ પ્રેરક समुत्पादयति, તેનુ કર્મણિ વર્તમાનકાળ ત્રી પુ એ વ નુ રૂપ उत्सिक्त ઉદ્ધત (insolent) અથવા અભિમાની (arrogant) विनयाद् अपेतपुरुष –अपेत च असौ पुरुष (સાપેક્ષ સમાસ, જેનો અર્થ કરવા માટે બીજા કોઇ શબ્દને સાથે લેવાની જરૂર પડે તેવો સમાસ અહી अपेतपुरुष. નો અર્થ કરવા માટે विनयाद् શબ્દ સાથે લેવાની જરૂર રહે છે ) વિનયથી રહિત પુરુષ જે માણસ તપોવનમાં આવુ અવિચારી વર્તન કરે છે તે વિવેકરહિત હોવો જોઈએ બીજી રીતે પણ આનો અર્થ કરી શકાય : विनयाद् अपेता पुरुषा भृत्या यस्य स –જેના સેવકો વિનયરહિત છે એવો સ્વામી, જેણે તપોવનનુ વાતાવરણ ડહોળ્યુ છે, એને ગામડા જેવુ બનાવી દીધુ છે चलै भाग्यै –ભાગ્ય અથવા લક્ષ્મી ચચળ છે, છતા તેને લીધે જેને અભિમાન આવ્યુ છે (विस्मित), આવો કોણ માણસ છે જેણે પોતાના સેવકોને આજ્ઞા આપી છે લોકોને ઉદ્ધતાઈથી ખસેડવાની, એ યૌગધરાયણ જાણવા માગે છે ग्रामीकरोति–न ग्राम अग्राम । अग्राम (तपोवन) ग्राम करोति इति ग्रामीकरोति । વ્યાકરણમાં આવા રૂપને 'च्वि રૂપ' કહે છે (જુઓ :

कृभ्वस्तियोगे संपद्यकर्तरि च्विः । પાણિનિ સૂત્ર ૫. ૪. ૫૦ અને અભૂતતદ્ભાવ इति वक्तव्यम् એ વાર્તિક). જે નથી તે છે—એવો અર્થ બતાવવા માટે ચ્વિનો ઉપયોગ થાય છે. તપોવન એ ગામડું નથી; છતાં આ સિપાહીઓ એને ગામડું બનાવી રહ્યા છે. એ કોણ છે, જે આ પ્રમાણે આજ્ઞા આપી (आज्ञया) શાન્ત (निभृतं) તપોવનને ગામડા જેવું બનાવી રહ્યો છે ?

શ્લોક : ૪ (અન્વય) पूर्वम् एवं गत त्वया अपि अभिमतम् आसीत् । भर्तुः विजयेन (त्व) पुनः श्लाघ्यं गमिष्यसि । कालक्रमेण परिवर्तमाना जगतः भाग्यपंक्तिः चक्रारपंक्तिः इव गच्छति ।

पूर्वम्–પહેલાં અર્થાત્ જ્યારે વત્સરાજ ઉદયનની જાહોજલાલી હતી તે વખતે. एवम्–આ પ્રમાણે. જે પ્રમાણે અત્યારે આ સિપાહીઓ લોકોને ખસેડી કોઈ સાદી કુટુંબની વ્યક્તિ માટે (પદ્માવતી માટે) જગ્યા કરી રહ્યા છે, તેવી રીતે તમે પણ જ્યારે જ્યારે બહાર નીકળતાં ત્યારે આવી જ વ્યવસ્થા રહેતી; આવો જ દબદબો રહેતો. આવી રીતે તમારી સવારી (गतम्) નીકળતી તે તમને ગમતું (अभिमतम्). હવે દિવસો ફરી ગયા અને વત્સરાજ ઉદયનનું રાજ્ય જતું રહ્યું. ગયેલી સમૃદ્ધિ પાછી આણવા આપણે પ્રયત્ન કરી રહ્યા છીએ અને આપણને સફળતા મળશે જ. भर्तुः–સ્વામી ઉદયનના. *श्लाघ्यं गमिष्यति*–પ્રશંસનીય રીતે તમે આવજા કરી શકશો. દરેકના બધા દિવસો એકસરખા હોતા નથી. કોઈ દિવસ સુખ તો કોઈ દિવસ દુ:ખ, એમ ચાલ્યા જ કરે છે. कालक्रमेण–વખત પસાર થાય છે તેમ, વખતની સાથેસાથે परिवर्तमाना–પરિવર્તિત થતી, ફરતી चक्रारपंक्तिः–પૈડાના આરાઓની હારની જેમ. જેમ પૈડાના આરા ફરતા રહે છે, રથ કે ગાડું ચાલે છે તેમ ઘડીકમાં ઉપર તો ઘડીકમાં નીચે આવજા કરતા રહે છે તેમ દુનિયાનું ભાગ્ય ફરતું જ રહે છે. કોઈ દિવસ ઉપર તો કોઈ દિવસ નીચે. સરખાવો : कस्यात्यन्तं सुखमुपनतं दुःखमेकान्ततो वा । नीचैर्गच्छत्युपरि च दशा चक्रनेमिक्रमेण ॥ (ઉ. મે. ૪૯)

काञ्चुकीयः–કંચુકીય અથવા કંચુકી. રાજાનો સેવક. અન્તઃપુરનો અધિકારી. કંચુક એટલે ડગલો. રાજા તરફથી એને એક લાંબો ડગલો પહેરવા માટે મળે છે. પોતાની ફરજ ઉપર હોય ત્યાં સુધી એને આ ડગલો પહેરી રાખવો પડે છે. સામાન્ય રીતે તે વયોવૃદ્ધ હોય છે. એના હાથમાં લાકડી હોય છે. એનું વર્ણન આ પ્રમાણે કરવામાં આવ્યું છે : अन्तःपुरचरो वृद्धो विप्रो गुणगणान्वितः । सर्वकार्यार्थकुशलः कञ्चुकीत्यभिधीयते ॥ (નાટ્યશાસ્ત્ર).

કંચુકી જ્યારે રંગમંચ ઉપર આવે છે ત્યારે એ પોતાની વૃદ્ધાવસ્થાની નિંદા કરતો હોય છે. પણ ભાસનાં નાટકોમાં કંચુકીની એવી વિશેષતા દર્શાવવામાં આવી નથી. આ ઉપરથી તેમજ કંચુકીને બદલે કાંચુકીય શબ્દ વાપરવામાં આવ્યો છે તેથી શ્રી ગજેન્દ્રગડકરનું માનવુ છે કે, આ બાબતો ભાસની પ્રાચીનતા સૂચવે છે : The absence of this characteristic as well as the use of the form काञ्चुकीय rather than कञ्चुकी which is more common, are indications of the antiquity of Bhasa's plays.

શ્લોક ૫ : (અન્વય) भवान् नृपापवादं परिहरतु । आश्रमवासिषु परुषं न प्रयोज्यम् । एते मनस्विनः नगरपरिभवान् विमोक्तुं वनम् अभिगम्य वसन्ति ।

नृपापवादम्–રાજાની નિંદા. સિપાહીઓ અનુચિત કામ કરે તો રાજાની જ નિંદા થાય. રાજા જેવી આજ્ઞા કરે તેમ સિપાહીઓ વર્તે છે, એવું લોકો માને છે. સેવકના સારા વ્યવહારથી માલિકની પ્રશંસા થાય છે અને એના ખરાબ વ્યવહારથી માલિકની નિંદા થાય છે, એવું જોવા મળે છે. 'સંભષક' એ સિપાહીઓમાંથી એક જણનું નામ છે. તેને ઉદ્દેશીને કાંચુકીય આ ઉપદેશ આપે છે. परुषम्–કઠોર વ્યવહાર न प्रयोज्यम्–પ્રયોજવો નહિ. આશ્રમવાસીઓ તરફ આવો અનુચિત, અસભ્ય વ્યવહાર કરવો નહિ. मनस्विनः–प्रशस्तं मनः अस्ति अस्य इति मनस्विनः–પ્રશંસાને પાત્ર મનવાળા, ઉદાર ચિત્તવાળા અથવા શાંત અને ગંભીર હૃદયવાળા માણસને 'મનસ્વી' કહે છે. અહીં તપોવનમાં રહેનારા લોકોને 'મનસ્વી' તરીકે ઓળખાવવામાં આવ્યા છે. નગરની બીકમા એમને રુચ્યું નહિ એટલે તો તેઓએ અહીં તપોવનવાસ સ્વીકાર્યો છે. શહેરમાં અનેકવાર અપમાન, ભર્ત્સના, અવગણના સહેવી પડે છે જંગલમાં આ બધી બાબતોનો ભય નથી. એટલે શાંતચિત્તવાળા તપસ્વીઓ અહીં આવીને વસ્યા છે. અહીં પણ એમણે આવો તિરસ્કાર જ અનુભવવાનો હોય તો એમની શી ગતિ થાય ?

महाराज दर्शक–એનો પરિચય આપતાં શ્રી. ગજેન્દ્રગડકર લખે છે : 'King Darsaka belonged to the Sisunaga dynesty and was the son and successor of Ajatsatru. He ruled in Rajagriha as King of Magadha from 475B.C. to 450 B.C. કથાસરિત્સાગર પ્રમાણે પદ્માવતી મગધના રાજા પ્રદ્યોતની

પુત્રી હતી; પણ કાલિદાસના મેઘદૂતમાં વાસવદત્તા પ્રદ્યોતની પુત્રી હતી, એમ જણાવ્યું છે. (જુઓ : प्रद्योतस्य प्रियदुहितरं वत्सराजोऽत्र जह्रे । પૂ. મે. શ્લોક ૩૪) महाराजमातरम्–મહારાજ દર્શકની માતા, એટલે પદ્માવતીની પણ માતા જ. રાજમાતા અત્યારે તપોવનમાં છે અને પદ્માવતી એમને મળવા આવી છે. આ ઉપરથી જણાય છે કે પ્રાચીનકાળમાં પતિના મૃત્યુ પછી વિધવા સ્ત્રીઓ વાનપ્રસ્થ અપનાવી તપોવનમાં જઈને રહેતી હશે. સામાન્યરીતે પતિ–પત્નીએ વૃદ્ધાવસ્થામાં સાથે જ વાનપ્રસ્થ સ્વીકારવાનો હોય છે, પરંતુ અપવાદ તરીકે કેટલીક સ્ત્રીઓ પતિનો સ્વર્ગવાસ થતાં સંસાર છોડી સ્વેચ્છાએ વનવાસ સ્વીકારતી. अभिप्रेतः–ઇષ્ટ છે. અર્થાત્ પદ્માવતીને આજે અહીં જ તપોવનમાં રહેવાનું થયું છે. राजगृहम्–રાજમહેલ. એ વખતે રાજગૃહ એ મગધની રાજધાની પણ હતી, એટલે રાજધાનીનો અહીં ઉલ્લેખ હોય એ બનવાજોગ છે.

શ્લોક ૬ : (અન્વય) भवन्तः तीर्थोदकानि, समिधः, कुसुमानि, दर्भान् (इति) तपोधनानि वनात् स्वैरम् उपनयन्तु । धर्मप्रिया नृपसुता तपस्विषु धर्मपीडां न हि इच्छेत् । एतत् अस्याः कुलव्रतम् (अस्ति) ।

तीर्थोदकानि–પવિત્ર જળાશયોનાં પાણી. समिधः– યજ્ઞમાં હોમવાની સમિધો. વડ, પીપળો, ઊમરો, ખાખરો વગેરે વૃક્ષોની ડાળીઓની આ સમિધો બને છે. तपोधनानि–तपसो धनानि तपोऽनुकूलानि धनानि वा । આ બધી વસ્તુઓ તપસ્વીઓ માટે સંપત્તિ સમાન હોઈ એમની ‘તપોધન’ કહેવાય. અથવા, તપસ્યા માટે આવશ્યક વસ્તુઓ. स्वैरम्–સ્વચ્છંદ રીતે, કોઈ પણ જાતની રોકટોક વિના. स्वेन स्वातन्त्र्येण स्वच्छन्देन ईर्ते गच्छति यस्मिन् कर्मणि यथा तथा । स्व+ईरम्નું स्वैरम् ને બદલે स्वैरम् રૂપ स्वादीरेरिणोः એ વાર્તિક પ્રમાણે થાય છે. જેમને જે વસ્તુઓ વનમાં જઈને લાવવાની હોય તે સુખેથી લાવો, એમાં અમારા તરફથી કોઈ પણ જાતનો વિક્ષેપ થશે નહિ, એવી બાંહેધરી કંચુકી તપસ્વીઓને આપે છે. સાથેસાથે તે એ પણ જણાવી દે છે કે અમારાં રાજકુમારી ધાર્મિક વૃત્તિવાળાં છે. તપસ્વીઓને કોઈપણ જાતની હેરાનગતિ થાય એ એમને ગમતું નથી આ એમના ખાનદાનની પરંપરા છે (कुलव्रतम्). શ્લોકના ઉત્તરાર્ધ દ્વારા હવે પછી રંગમંચ ઉપર ઉપસ્થિત થનારી પદ્માવતીનો સરસ રીતે ઉલ્લેખ થયો છે. ભાસ આરંભથી જ પાત્રની આકૃતિને વિશિષ્ટરીતે ઉપસાવવાનો પ્રયત્ન કરે છે તેનું આ ઉદાહરણ છે. વાસવદત્તાની જગ્યાએ કોઈ સ્ત્રીને મૂકવી-

હોય તો તે માટે પદ્માવતી જ યોગ્ય છે, એમ કવિ પ્રેક્ષકોના મનમાં ઠસાવવા માગે છે,

पुष्पकभद्रादिभिः– પુષ્પકભદ્ર વગેરે જ્યોતિષી છે; જેમણે ભવિષ્ય ભાખેલું કે મગધના રાજકુમારી પદ્માવતી ઉદયનની રાણી થશે. પુષ્પકભદ્ર અથવા પુષ્પક અને ભદ્ર, આમ બંને રીતે અર્થ કરવામાં આવ્યો છે. પુષ્પકભદ્ર વગેરે ઉદયનના રાજજ્યોતિષીઓ હશે. એમણે જે ભવિષ્યવાણી કરી છે, એના ઉપર રાજનીતિજ્ઞ યૌગન્ધરાયણને પણ પૂરેપૂરો વિશ્વાસ છે. યૌગન્ધરાયણની બધી યોજના આ ભવિષ્યવાણી સાચી પડે એના ઉપર આધાર રાખે છે. પ્રાચીન ભારતવર્ષમાં જ્યોતિષશાસ્ત્રનું કેટલું સન્માન હતું, એ આ ઉપરથી જણાય છે. આજે પણ કેટલાક રાજપુરુષો જ્યોતિષને માને છે જ. आदेशिकैः–આ+દિશ્ એટલે ભવિષ્યકથન કરવું. आदिश्यते असौ आदेशः–ભવિષ્યવાણી. आदेशेन जीवति असौ आदेशिकः–ભવિષ્યકથન ઉપર ગુજરાન ચલાવનાર જ્યોતિષી; ભવિષ્યવેત્તા (वेतनादिभ्यो जीवति એ સૂત્રથી અહીં ઇક્ પ્રત્યય થયો છે.)

स्वामिनः देवी–સ્વામી ઉદયનની રાણી બનશે. વાસવદત્તા સાથે લગ્ન થયા પછી ઉદયને પોતાના રાજ્યની સંપૂર્ણ જવાબદારી યૌગંધરાયણ અને રુમણ્વાન વગેરે પ્રધાનો ઉપર નાખી દીધી હતી. સુરા અને સુંદરીમાં તન્મય બનેલા ઉદયનનું રાજ્ય આરુણિ નામના શત્રુ રાજાએ ઝૂંટવી લીધું. તેને રાજધાની છોડી લાવાણક નામના એક નાનકડા ગામડામાં જઈને રહેવું પડ્યું. પોતાના રાજાનું ગુમાવેલું રાજ્ય પાછું મેળવવા યૌગન્ધરાયણ ભારે પ્રયત્નશીલ હતો. જ્યારે મગધની રાજકુમારી ઉદયનની રાણી થશે, એમ રાજજ્યોતિષીઓએ ભવિષ્ય ભાખ્યું ત્યારે તેને ઉપાય જડી ગયો જો મગધરાજની સાથે આ પ્રમાણે સંબંધ બંધાય તો દર્શક જેવા બળવાન રાજાની ઉદયનને મદદ મળી શકે. પરંતુ જ્યાં સુધી વાસવદત્તા જીવિત છે ત્યાં સુધી દર્શકરાજા જાણી જોઈને પોતાની બહેનને ઉદયન સાથે પરણાવે નહિ. વળી, ઉદયન પણ વાસવદત્તાને એટલું બધું ચાહતો હતો કે તે કોઈ પણ બીજી સ્ત્રીને અપનાવવા તૈયાર થાય નહિ. આનો એક જ રસ્તો હતોઃ વાસવદત્તાને માર્ગમાંથી ખસેડવાનો. આ માટે યૌગન્ધરાયણે એક યોજના તૈયાર કરી. રુમણ્વાન્ તથા વાસવદત્તાનો એને પૂર્ણ સહયોગ મળ્યો. આ યોજના મુજબ લાવાણક ગામમાં આગ લગાડવામાં આવી અને વાસવદત્તા એમાં બળી ગઈ છે તથા એને બચાવવા જતાં યૌગન્ધરાયણ

પણ બળી ગઈ ગયો છે, એવી જાહેરાત કરવામાં આવી. વેશપરિવર્તન કરી યૌગન્ધરાયણ વાસવદત્તા સાથે મગધના રાજ્યમાં દાખલ થયો. ત્યાં એક તપોવનમાં પહોંચ્યો ત્યારે સદ્ભાગ્યે દર્શકરાજાની બહેન પદ્માવતી પણ ત્યાં પોતાની માતાને મળવા આવેલી હતી. આમ, યૌગન્ધરાયણને બધી અનુકૂળતા મળી રહે છે. પદ્માવતીનું નામ સાંભળતાં જ એના મનમાં આત્મીયતાનો ભાવ ઉત્પન્ન થાય છે.

શ્લોક : ૭ (અન્વય) प्रद्वेषः बहुमानः वा संकल्पाद् उपजायते । भर्तृदाराभिलाषित्वाद् अस्यां मे महती स्वता (वर्तते) ।

બીજા લોકો માટે આપણા હૃદયમાં પ્રેમભાવ અથવા તિરસ્કાર કેમ ઉત્પન્ન થાય છે, એ આ શ્લોકમાં બતાવ્યું છે. કોઈપણ માણસ માટે આપણે મનમાં કેવો વિચાર કરીએ છીએ; એના માટે આપણા હૃદયમાં કેવો ભાવ છે, એ ઉપરથી એ વ્યક્તિ તરફ આપણને ઘૃણા કે સન્માન ઉત્પન્ન થાય છે. संकल्पाद्–સંકલ્પોથી, કલ્પનાઓથી, વિચારણાથી. भर्तृदाराभिलाषित्वाद्– भर्तुः दाराः भर्तृदाराः । भर्तृदाराः एव भर्तृदारात्वम् । भर्तृदारात्वेन (पद्मावती मे भर्तुः उदयनस्य दाराः भूयात् इति) यः अभिलाषः । सः अस्ति अस्य सः– भर्तृदाराभिलाषी । तस्य भावः । तस्मात् । વાસ્તવમાં પદ્માવતી સાથે અત્યારે યૌગંધરાયણને કોઈ સંબંધ નથી. છતાં ભવિષ્યવેત્તાઓના જણાવ્યા પ્રમાણે તે પોતાના રાજાની રાણી બનવાની છે અને રાજાને એનું ખોયેલું રાજ્ય પાછું મળે એટલે યૌગંધરાયણને પણ એવી જ અભિલાષા છે કે પદ્માવતી ઉદયન સાથે પરણે. આથી જ એને પદ્માવતી માટે આત્મીય ભાવ (स्वता) ઉત્પન્ન થયો છે. स्वता–स्वस्य भावः, Personal regard or interest or ownness.

तपोवनानि नाम–પદ્માવતી અને એના રસાલાનું સ્વાગત કરતાં તાપસી કહે છે કે આ તપોવન છે, એમાં તમે નિઃશંક થઈ પ્રવેશ કરો. અહીં જે અતિથિઓ–અભ્યાગતો આવે છે તેમને માટે આ તપોવન કંઈ અજાણી જગ્યા નથી. અમે તે આવે, આ તપોવન આગન્તુક અતિથિઓનું પોતાનું જ ઘર છે (स्वगेहम्). એ વખતે અતિથિઓ તરફ કેટલો સન્માનનો ભાવ બતાવવામાં આવતો હતો એ આ ઉપરથી સમજાય છે.

શ્લોક : ૮ (અન્વય) कस्य कलशेन अर्थः । कः वासः मृगयते । यथा निश्चितं दीक्षां पारितवान् कः पुनः गुरोः यद् देयं तद् इच्छति । धर्माभिरामप्रिया

नृपजा इह आत्मानुग्रहम् इच्छति । यद् यस्य समीप्सितम् अस्ति तत् वदतु । अद्य कस्य किं दीयताम् ।

'જેને જે વસ્તુ જોઈતી હોય તેને તે વસ્તુ પદ્માવતી આપવા તૈયાર છે' એવી ઘોષણા કર્યા પછી કંચુકી આ શ્લોકમાં, વનવાસી તપસ્વીઓને સામાન્ય રીતે કઈ કઈ વસ્તુઓની જરૂર પડે છે તે ગણાવે છે, જેથી કોઈને આમાંની કોઈ વસ્તુ જોઈતી હોય તો તે માગી શકે. કલશ અથવા વસ્ત્ર જેવી વસ્તુઓની કોઈને જરૂર હોય તો તે મળી શકશે. ઉપરાંત પોતે નક્કી કર્યા મુજબનો (यथानिश्चितम्) અભ્યાસ (દીક્ષા) જેણે પૂરો કર્યો હોય (पारितवान्) એવો કોણ વિદ્યાર્થી ગુરુને આપવાની ગુરુદક્ષિણા (गुरोः देयं) ઇચ્છે છે? રઘુવંશના પાંચમા સર્ગમાં એવા જ એક વિદ્યાર્થી કૌત્સની વાર્તા આવે છે. તે વરતન્તુનો શિષ્ય હતો અને અભ્યાસ સંપૂર્ણ કર્યા પછી પોતાના ગુરુને ગુરુદક્ષિણા આપવા ઇચ્છતો હતો. પોતે અકિંચન હોઈ તે રઘુરાજાના દરબારમાં ગુરુદક્ષિણા માટેનું દ્રવ્ય મેળવવા ગયો હતો. (જુઓ : उपात्तविद्यो गुरुदक्षिणार्थी कौत्सः प्रपेदे वरतन्तुशिष्यः । રઘુ. ૫-૧) धर्माभिरामप्रिया-પદ્માવતીનું વિશેષણ.શ્રીગજેન્દ્રગડકરે ત્રણ રીતે એની સમજૂતી આપી છે : (૧) धर्म. अभिरामः प्रीतिजनकः प्रियश्च यस्याः सा । ધર્મ જેને પ્રસન્ન કરનાર અને પ્રિય છે તેવી. (૨) धर्मे अभिरामः प्रेम रतिर्वा येषां ते धर्माभिरामाः, तेषां प्रिया । જેમને ધર્મમાં પ્રેમ છે તેવા ધાર્મિક લોકોની માનીતી. (૩) धर्मे अभिरामः येषां ते धर्माभिरामाः । धर्माभिरामाः प्रियाः यस्याः सा । ધાર્મિક વૃત્તિના લોકો જેને ગમે છે તેવી. આમાંથી પ્રથમ અર્થ સ્વીકાર્ય જણાય છે. आत्मानुग्रहम् इच्छति- પોતાના ઉપર ઉપકાર થાય એમ ઇચ્છે છે. દાન આપનાર યાચકો ઉપર ઉપકાર કરે છે, એવી ભાવના અહીં કોઈ દિવસ માન્ય થઈ નથી. દાનમાં આપવાની વસ્તુ દાનીની પાસે થાપણના રૂપમાં પડેલી હોય છે. આ થાપણ તે યાચકોને પાછી વાળે છે એમાં વળી ઉપકાર શો? જો કંઈ ઉપકાર હોય તો તે યાચકોનો છે, જે દાન સ્વીકારી દાનીને ઋણમુક્ત કરે છે. તપસ્વીઓ દાન લઈને પોતાને આભારી બનાવે, એવો ઉદાત્ત વિચાર અહીં પ્રગટ થયો છે. समीप्सितम्-ઇચ્છિત, જોઈતી વસ્તુ. कस्य किं दीयताम्–કોને શું આપવામાં આવે? कस्मै જોઈએ. વ્યાકરણની ભૂલ ભાસની પ્રાચીનતાનો પુરાવો છે.

દર્પ મેં સ્વસા–યૌગન્ધરાયણ વાસવદત્તાને પોતાની બહેન તરીકે ઓળખાવે છે. એનો પતિ મહારગામ ગયો છે તેથી એ પાછો ન ફરે ત્યાં સુધી તમે

એને આપવો, એવી યૌગંધરાયણની માંગણી છે. કથાસરિત્સાગર પ્રમાણે યૌગંધરાયણ વાસવદત્તાને પોતાની પુત્રી તરીકે ઓળખાવે છે. એનો પતિ વ્યસની છે અને એનો ત્યાગ કરીને જતો રહ્યો છે, એમ કહેવામાં આવે છે. (જુઓ : इयमावन्तिका नाम राजपुत्रि सुता मम । अस्याश्च भर्ता व्यसनी त्यक्त्वैमां कुत्रचिद् गतः ।)

प्रोषितभर्तृका–प्रोषितः परदेशं गतः भर्ता यस्याः सा । જુઓ : नानाकार्यवशाद् यस्या दूरदेशं गतः पतिः । सा मनोभवदुःखार्ता भवेत् प्रोषितभर्तृका ।। (સા. દ. ૩–૮૪) જેનો પતિ વિદેશમાં હોય તેને પ્રોષિતભર્તૃકા કહે છે. પ્રોષિતભર્તૃકા એ સાહિત્યશાસ્ત્રનો પારિભાષિક શબ્દ છે.

શ્લોક : ૯ (અન્વય) (मे) अर्थैः कार्यं नैव (अस्ति) । भोगैः अपि न । वस्त्रैः न । अहं वृत्तिहेतोः काषायं न प्रपन्नः अस्मि । दृष्टधर्मप्रचारा, धीरा इयं कन्या मे भगिन्याः चारित्रं रक्षितुं समर्था अस्ति ।

આ શ્લોકમાં યૌગંધરાયણ જણાવે છે કે દ્રવ્ય, ભોગવિલાસનાં સાધનો કે સુંદર વસ્ત્રોની તેને જરૂર નથી. આજીવિકા માટે (वृत्तिहेतोः) એણે આ ભગવાં કપડાં (काषायं) પહેર્યાં નથી (न प्रपन्नः). પદ્માવતી ધાર્મિક દૃષ્ટિકોણવાળી અને ગંભીર સ્વભાવની જણાય છે, એટલે એ મારી આ બહેનનું ચારિત્ર્ય રક્ષવા સમર્થ છે. काषायम्–कषाय+अण् (तेन रक्तं रागात् । પાણિનીય સૂત્ર ૪.૨.૧), काषायेण रक्तं वस्त्रं काषायम् । ભગવા રંગમાં રંગેલું કપડું, જેને બ્રાહ્મણ સંન્યાસીઓ પહેરે છે. આવા ઉલ્લેખ ઉપરથી જણાય છે કે એ જમાનામાં પણ બે જાતના સંન્યાસીઓ હતા : એક તો ખરેખરો વૈરાગ્ય ધારણ કરનારા અને બીજા આજીવિકાનું અન્ય કોઈ સાધન ન મળતાં ઉદરનિર્વાહ માટે ભગવાં વસ્ત્ર ધારણ કરીને સંન્યાસી બનનારા. અત્યારે મોટેભાગે આવા જ સંન્યાસીઓ જોવા મળે છે: अशक्तिमान् भवेत्साधुः જેવા. धीरा–ગંભીર, ડાહી. (धीर શબ્દના અર્થ માટે જુઓ : धीरो मनीषी ज्ञः प्राज्ञः संख्यावान् पण्डितः कविः । અમરકોષ). दृष्टधर्मप्रचारा–दृष्टः धर्मस्य प्रचारः आचरणं यस्याः सा । જેનું ધાર્મિક આચરણ જોવા મળ્યું છે. અત્યાર સુધીના વ્યવહાર ઉપરથી પદ્માવતી ધાર્મિક વૃત્તિની છે એમ યૌગંધરાયણને લાગ્યું છે. આમ, અત્યાર સુધી પદ્માવતીની જે વિશેષતાઓ પ્રગટ થઈ છે એમાં એકનો ઉમેરો થાય છે. તે સુન્દરી છે, મધુરભાષિણી છે અને ધાર્મિક વૃત્તિની છે. कन्या શબ્દ અહીં પદ્માવતી માટે વાપરવામાં આવ્યો છે. કન્યા શબ્દની વ્યુત્પત્તિ યાસ્કાચાર્યે निरुक्तમાં

આ પ્રમાણે આપી છે कन्या कमनीया भवति । क्वेय नेतव्येति वा । कमनेन आनीयते इति वा । कनतेर्वा स्यात् कान्तिकर्मण ।

શ્લોક ઃ ૧૦ (અન્વય) अर्थं सुखं दातुम् भवेत् । प्राणा सुखम् । तप सुखम् । सर्वम् अन्यत् सुख भवेत् । (किन्तु) न्यासस्य रक्षण दु ख वर्तते ।

કંચુકી પદ્માવતીને સમજાવે છે કે ધન, પ્રાણ કે તપ વગેરેનુ દાન કરવાનુ સહેલુ છે પણ न्यासस्य-થાપણને रक्षणम्-સાચવવી એ दु खम् दु खकारकम्-કષ્ટદાયક છે કોઈની થાપણ સાચવવી એ આમે ય દુ ખદાયક છે, જ્યારે આ તો એક સ્ત્રીને સાચવવાની છે આ માગણી સ્વીકારવાનુ બહુ જ કઠિન છે એ જમાનામા કોઈની થાપણને બહુ જ પ્રામાણિકતાથી સાચવવાની પ્રણાલિકા હશે કોઈની વસ્તુને પોતાના જીવની જેમ સાચવવી એને લોકો ધર્મ સમજતા હતા અત્યારના જમાનાની ભાવનાની એની સાથે કશી જ તુલના ન થઈ શકે

अर्धमवसितम् भारस्य-અર્ધો ભાર ઉતરી ગયો યૌગન્ધરાયણે ઉદયનનુ રાજ્ય પાછુ મેળવવાના ઉપાય તરીકે પદ્માવતીનુ ઉદયન સાથે લગ્ન કરાવવાનુ માથે લીધુ છે એ ભાર આ જવાબદારીમાથી અર્ધી જવાબદારી ઓછી થઈ ગઈ અર્થાત્ વાસવદત્તાની ચિંતા તો મટી, હવે પદ્માવતીનુ ઉદયન સાથે લગ્ન કેમ થાય, એ જ ચિંતા રહી यथा मन्त्रिभि — રુમણ્વાન વગેરે મ ત્રીઓ સાથે જે પ્રમાણે નિશ્ચય કર્યો હતો (समर्थितम्) તે પ્રમાણે જ બધુ બની રહ્યુ છે (परिणमति) કથાસરિત્સાગર પ્રમાણે વાસવદત્તાને પદ્માવતી પાસે રાખવાનુ યૌગન્ધરાયણની યોજનામાં શામેલ હતુ (વાંચો देवी च स्थाप्यते नीत्वा युक्त्या पद्मावतीगृहे । छन्नस्थिताया येनास्या सैव स्याच्छीलसाक्षिणी ॥ કથાસરિત્સાગર ૩ ૧ ૧૨૧)

શ્લોક ૧૧ (અન્વય) यै (आदेशिकै) विपत्ति प्रथम दृष्टा (तै) अथ पद्मावती नरपते महिषी भवित्री (इति प्रदिष्टम्) । तत्प्रत्ययात् इदं (मया) कृतम् । विधि सुपरीक्षितानि सिद्धवाक्यानि उत्क्रम्य न हि गच्छति ।

विपत्ति -આફત વત્સદેશનુ રાજ્ય શત્રુઓના હાથમાં જશે, એ આવનારી મુસીબતની જાણ જેમણે અગાઉથી (प्रथमम्) કરી હતી, તેઓએ જ પદ્માવતી રાજા ઉદયનની રાણી થશે (भवित्री) એમ ભવિષ્યવાણી કરી હતી એટલે એમની વાત ઉપર વિશ્વાસ મૂકવામા આ યો હતો, એમ યૌગન્ધરાયણ કહેવા માંગે છે પ્રથમવાર આ ભવિષ્યવેત્તાઓએ જે ભવિષ્ય કથન કરેલુ તે અક્ષ રા સાચુ પડયુ એટલે એમના પ ાાવની સ મ ધી

કરેલી ભવિષ્યવાણી પણ સાચી જ પડશે, એમ માનવાનું મન થાય એ સ્વાભાવિક છે. तदत्ययात्–તેઓ ઉપરના વિશ્વાસને લીધે. કારણ કે સિદ્ધો, ભવિષ્યવેત્તાઓ જે કંઈ કહે છે તે બરોબર સમજી, વિચારી, પરીક્ષા કરીને કહે છે. પછી વિધિની પણ એવી શક્તિ નથી કે આ સિદ્ધ પુરુષોનાં સારી રીતે પરીક્ષા કરીને ઉચ્ચારાયેલાં વાક્યો (सुपरीक्षितानि सिद्धवाक्यानि)નું ઉલ્લંઘન કરે (उत्क्रम्य न गच्छति). અર્થાત્ વિધિ પણ એને ઓળંગી શક્યું નથી. (સરખાવો : लौकिकानां हि साधूनामर्थं वागनुवर्तते । ऋषीणां पुनराद्यानां वाचमर्थोऽनुवर्तते ॥ ઉત્તરરામચરિત ૧.૧૦)

ब्रह्मचारी–ब्रह्म चरितुम् शीलमस्य सः । બ્રહ્મન્ એટલે વેદ (જુઓ : वेदस्तत्त्वं तपो ब्रह्म ब्रह्मा विप्रः प्रजापतिः । અમરકોષ). વેદનો અભ્યાસ કરવા માટે જે વ્રત, નિયમ, તપ વગેરેનું આચરણ કરવું પડે છે, તે પણ 'બ્રહ્મ' જ કહેવાય. આમ, બ્રહ્મચારીનો અર્થ 'જે વેદનો અભ્યાસ કરવા માટે વ્રત–નિયમાદિનું પાલન કરે તે' એવો થાય. અત્યારે તો 'બ્રહ્મચારી' શબ્દ 'અપરિણીત' એવા અર્થમાં રૂઢ થઈ ગયો છે !

શ્લોક : ૧૨ (અન્વય) देशागतप्रत्ययाः (अत एव) अचकिताः हरिणाः विश्रब्धं चरन्ति । सर्वे वृक्षाः पुष्पफलैः समृद्धविटपाः दयारक्षिताः (च) । कपिलानि गोकुलधनानि भूयिष्ठं (वर्तन्ते) । दिशः अक्षेत्रवत्यः (विद्यन्ते) । निःसन्दिग्धम् इदं तपोवनम् (अस्ति)। धूमः हि (अत्र) बह्वाश्रयः (भवति)।

આ શ્લોકમાં તપોવનનું આબેહૂબ ચિત્ર આપવામાં આવ્યું છે. બ્રહ્મચારી બહુ દૂરથી આવી રહ્યો છે. તે બહુ જ થાકી ગયેલો છે અને વિશ્રામસ્થળની શોધમાં છે. દૂરથી આ સ્થળને જોઈ તે 'આ તપોવન હોવું જોઈએ' એવા નિર્ણય પર આવે છે. આ શ્લોકમાં, જે લક્ષણો જોઈ બ્રહ્મચારીને ખબર પડી કે આ તપોવન છે, તે લક્ષણોની વિગત આપી છે : (૧) देशागतप्रत्ययाः–देशे आगतः प्रत्ययः विश्वासः येषां ते । આ સ્થાન પ્રત્યે હરણાંઓને વિશ્વાસ આવી ગયો છે, તેથી જ તેઓ સ્વસ્થ છે. अचकिताः–निर्भयाः–સ્વસ્થ. विश्रब्धं–વિશ્વસ્ત બનીને चरन्ति–ફરે છે. હરણો બહુ ચંચળ હોય છે. તેમને ભયનો સહેજ સંકેતમાત્ર થતાં જ કૂદાકૂદ કરી મૂકે છે; પરંતુ આ સ્થળમાં એમને વિશ્વાસ બેસી ગયો છે; અહીં

તેમને કોઈ ભયની આશંકા નથી. તેથી સ્વસ્થ છે અને વિશ્વાસપૂર્વક અહીં ફરી રહ્યાં છે. (૨) पुष्पफलैः समृद्धविटपाः–વૃક્ષોનું વિશેષણ છે. विटपः–ડાળી. આ તપોવનનાં વૃક્ષોની ડાળીઓ ફૂલ અને ફળથી લચી પડે છે; કારણ કે તાપસ લોકો આ વૃક્ષો ઉપરથી કોઈ દિવસ ફૂલ કે ફળ તોડતા નથી. આ લોકો બહુ દયાવાન છે. ફૂલ કે ફળ વૃક્ષ ઉપરથી નીચે પડે છે તે જ લે છે. दयारक्षिताः–દયાપૂર્વક રક્ષાયેલાં. તપસ્વી લોકો સ્થાવરજંગમ–બધા તરફ એકસરખા દયાળુ છે. (૩) गोकुलघनानि–गवां कुलानि–ગાયોનાં ટોળાં, गोकुलानि घनानि इव–ગાયોનાં ટોળાં. તપસ્વીઓને માટે સૌથી મહત્ત્વની સંપત્તિ છે ગાયનાં ધણ. कपिलानि–ઝાંખા પીળા રંગની (ગાયો). વાંચો : Tawny or reddish-brown cows were regarded as specially holy and auspicious. (Gajendragadker) भूयिष्ठम्–પુષ્કળ, बहु શબ્દનું શ્રેષ્ઠતાદર્શક રૂપ. ધણનું વિશેષણ. ઠેરઠેર કપિલા ગાયોનાં ટોળાં નજરે પડે છે. (૪) अक्षेत्रवत्यः–क्षेत्रम्–ખેતર, ખેડાયેલી જમીન. न क्षेत्रं विद्यते यासु ताः अक्षेत्रवत्यः– ખેડાયા વિનાની જમીનવાળી (દિશાઓનું વિશેષણ). જો કોઈ ગામડાનો પ્રદેશ હોત તો ચારે બાજુ ખેતરો હોત, બધી જમીન ખેડાયેલી હોત. આ તો તપોવન છે. અહીં રહેનારા તપસ્વીઓ ખેડેલી જમીનમાં પ્રયત્નપૂર્વક વાવેલું અનાજ ખાતા નથી, પણ એમાં પોતાની મેળે જ ઊગેલું સામા જેવું અનાજ ખાય છે. વળી, ગાયોને ચરવા માટે ગોચર પણ જોઈએ, એટલે ત્યાં ખેતરો નથી. (૫) बहुधाश्रयः–बहवः आश्रयाः यस्य सः–ચારે બાજુથી, ઠેરઠેરથી નીકળી રહ્યો છે. ધૂમાડાનું વિશેષણ. તપોવનમાં ઠેરઠેર યજ્ઞ થઈ રહ્યા છે. એટલે જે બાજુ દૃષ્ટિ પડે છે ત્યાં ધૂમાડો નજરે પડે છે. આ બધાં લક્ષણો જોઈ બ્રહ્મચારીને નિશ્ચય થઈ જાય છે (नि:सन्दिग्धम्) કે આ તપોવન છે. શાકુન્તલ નાટકમાં અને ઉત્તરરામચરિતમાં પણ તપોવનનું સુંદર વર્ણન આપવામાં આવ્યું છે. અભ્યાસીઓને તુલનાત્મક દૃષ્ટિએ એનો અભ્યાસ કરવાથી જણાશે કે એ વખતે તપોવનની સંસ્કૃતિ કેટલી ફાલીફૂલી હતી અને તપોવનનું જીવન કેટલું સાત્ત્વિક તેમજ શુદ્ધ હતું.

બ્રહ્મચારી તપોવનમાં પ્રવેશે છે ત્યારે બે બાબતોની તેને નવાઈ લાગે છે : (૧) સિપાઈઓ અને કંચુકી વગેરે રાજસેવકોને જોઈને એ વિચારે છે કે આ લોકો અહીં આશ્રમમાં કેમ ! (आश्रमविरुद्धः एषः जन ।) (૨) પદ્માવતી, તેની દાસીઓ, વાસવદત્તા વગેરે સ્ત્રીઓને જોઈને એને

છૂટકો જ નહોતો. અત્યારે જ્યારે ખરેખરી પરિસ્થિતિ સામે આવી છે ત્યારે વાસવદત્તાનું સુકોમળ સ્ત્રીહૃદય રાજનીતિના દાવપેચ ભૂલીને ઉદયનની કરુણ હાલત માટે પશ્ચાત્તાપ કરે અને યૌગન્ધરાયણને મનોમન નિંદે તો એમાં કંઈ નવાઈ નથી.

શ્લોક : ૧૩ (અન્વય) इदानीं चक्रवाकाः तादृशाः न एव (सन्ति)। स्त्रीविशेषैः वियुक्ताः अन्ये अपि (तादृशाः) न एव। या भर्ता तया वेत्ति, सा स्त्री धन्या (अस्ति)। सा हि दग्धा अपि भर्तृस्नेहात् अदग्धा (वर्तते)।

આ શ્લોકમાં બ્રહ્મચારીએ વાસવદત્તાના વિયોગમાં રાજાની કેવી કરુણ દશા થઈ છે તેનું વર્ણન કર્યું છે. શ્લોકના ઉત્તરાર્ધમાં એ વાસવદત્તાની પ્રશંસા કરે છે. જે સ્ત્રીને પતિનો આટલો બધો સ્નેહ પ્રાપ્ત થયો હોય તે વાસ્તવમાં ધન્ય છે.

ચક્રવાકાઃ—રાત્રે ચક્રવાક પક્ષીઓ (નર અને માદા) સાથે રહી શકતાં નથી; કારણ કે એમને શ્રીરામનો શાપ મળેલો છે. સીતાના વિયોગમાં રામ વિલાપ કરી રહ્યા હતા ત્યારે ચક્રવાક પક્ષી એમને જોઈને હસ્યું હતું. તેથી શ્રીરામે શાપ આપ્યો એવી માન્યતા છે. ચક્રવાક નર પક્ષી નદીના આ કાંઠે અને એની માદા સામે કાંઠે હોય તો પણ તેઓ પરસ્પર મળી શકતાં નથી. રાતભર તેઓ એક બીજા માટે કરુણ વિલાપ કરતાં રહે છે. એક જ કમળના ફૂલ ઉપર બેઠેલાં હોય અને વચ્ચે કમળના ફૂલનું પાંદડું જ હોય તો પણ નર અને માદા પરસ્પર મળી શકતાં નથી, એવું કેટલાક કવિઓએ વર્ણન કર્યું છે. બ્રહ્મચારી કહે છે કે, ઉદયનના દુઃખ આગળ ચક્રવાક પક્ષીઓનું વિયોગદુઃખ કંઈ વિસાતમાં નથી. અન્યે—બીજા. જે પોતાની પ્રિયતમાઓથી (स्त्रीविशेषैः) વિખૂટા પડેલા (वियुक्ताः) છે તે. અહીં વક્તાનો આશય રામ, નલરાજા, અજ અને કામદેવ વગેરેના દાખલા આપવાનો છે. આ લોકોએ પોતાની પ્રિયતમાના વિયોગમાં કરેલા વિલાપો પ્રસિદ્ધ છે. પરંતુ ઉદયન સાથે તેમની પણ સરખામણી થઈ શકે એમ નથી. अन्ये—रामनलाजप्रभृतयः। स्त्रीविशेषैः—स्त्रीणां विशेषाः—स्त्रीविशेषाः सीतादमयन्तीन्दुमत्यादयः। तैः। दग्धा अपि अदग्धा—બળી ગઈ છતાં જીવતી છે. વિરોધાભાસનું આ સુંદર ઉદાહરણ છે. કોઈ વ્યક્તિ બળી ગઈ હોય તો તે જીવતી કેવી રીતે ?— આ વિરોધ. એનો પરિહાર આમ થાય કે તે વ્યક્તિ મરી ગઈ છતાં તેનો પ્રિયતમ

યૌગન્ધરાયણની યોજના અને વેશપરિવર્તન કરી છાની રીતે ત્યાંથી નીકળી જવું વગેરે ઘટનાઓની સ્મૃતિ તાજી થાય છે. બ્રહ્મચારી લાવાણકથી આવ્યો છે એટલે સ્વાભાવિક રીતે જ યૌગન્ધરાયણ એની પાસેથી ત્યાંની માહિતી મેળવવા ઇચ્છા કરે. યૌગન્ધરાયણ કોઈને વહેમ ન જાય એમ કેવી સીફતથી બધી વાત કઢાવે છે એ નોંધપાત્ર છે. બ્રહ્મચારી અને યૌગન્ધરાયણનો આખો સંવાદ આ દૃષ્ટિએ બહુ અગત્યનો છે. લાવાણકનું નામ સાંભળીને યૌગન્ધરાયણ કોઈ જાતની ઉત્સુકતા પ્રગટ કરતો નથી એક તટસ્થ વ્યક્તિની માફક જ પ્રશ્ન કરે છે. લાવાણકમાં જે ઘટના બની છે એનાથી સંબંધિત વિષય ઉપર બ્રહ્મચારીને લાવવા માટે ભાસ યૌગન્ધરાયણ પાસે કેવી રીતે શરૂઆત કરાવે છે તે જુઓ.

उदयनों नाम–ઉદયન એ વત્સદેશનો રાજા અને આ નાટકનો નાયક (Hero) છે. વિશેષ માહિતી માટે જુઓ - 'He was the son of Sahastranika and Mrgavati and was so called because he was born on the Udaya-mountain : बालो जातः सुजातोऽयं यस्मादुदयपर्वते । तस्मादुदयनो नाम प्रसिद्धिमुपयास्यिति ॥ (बृहत्कथाश्लोकसंग्रहः ५.१०८). He was a historical figure, a contamporary of the Buddha. He is well known in Sanskrit, Buddhistic and Jain literature. His romantic exploits have furnished the plot for many Sanskrit dramas. He was well versed in music and proficient in the art of playing on the lute, with which he used to captivate elephants. He was seion of the fame race of the Bharatas and a descendant of Arjun'—Notes on Svapna. by A. B. Gajendragadker)

सकाम इदानीम्–હવે યૌગન્ધરાયણના મનોરથ પૂર્ણ થશે. દુઃખપૂર્ણ હૃદયથી ચીડાઈને બોલાયેલા આ શબ્દો છે. વાસવદત્તા પણ આખર તો એક સ્ત્રી છે ને ! જે વખતે યૌગન્ધરાયણે આ આખી યોજના બનાવી ત્યારે એમાં શામેલ થતી વખતે વાસવદત્તાને આ વસ્તુની કલ્પના હતી જ કે પોતાના મૃત્યુના સમાચાર સાંભળીને ઉદયનની કેવી કરુણ હાલત થશે, છતાં તેણે આ યોજનાને સ્વીકૃતિની મહોર મારી હતી. આ સિવાય

છૂટકો જ નહોતો. અત્યારે જ્યારે ખરેખરી પરિસ્થિતિ સામે આવી છે ત્યારે વાસવદત્તાનું સુકોમળ સ્ત્રીહૃદય રાજનીતિના દાવપેચ ભૂલીને ઉદયનની કરુણ હાલત માટે પશ્ચાત્તાપ કરે અને યૌગન્ધરાયણને મનોમન નિંદે તો એમાં કંઈ નવાઈ નથી.

શ્લોક : ૧૩ (અન્વય) इदानीं चक्रवाकाः तादृशाः न एव (सन्ति)। स्त्रीविशेषैः वियुक्ताः अन्ये अपि (तादृशाः) न एव। या भर्ता तथा वेत्ति, सा स्त्री धन्या (अस्ति)। सा हि दग्धा अपि भर्तृस्नेहात् अदग्धा (वर्तते)।

આ શ્લોકમાં બ્રહ્મચારીએ વાસવદત્તાના વિયોગમાં રાજાની કેવી કરુણ દશા થઈ છે તેનું વર્ણન કર્યું છે. શ્લોકના ઉત્તરાર્ધમાં એ વાસવદત્તાની પ્રશંસા કરે છે. જે સ્ત્રીને પતિનો આટલો બધો સ્નેહ પ્રાપ્ત થયો હોય તે વાસ્તવમાં ધન્ય છે.

चक्रवाका—નરે ચક્રવાક પક્ષીઓ (નર અને માદા) સાથે રહી શકતાં નથી, કારણ કે એમને શ્રીરામનો શાપ મળેલો છે. સીતાના વિયોગમાં રામ વિલાપ કરી રહ્યા હતા ત્યારે ચક્રવાક પક્ષી એમને જોઈને હસ્યુ હતું. તેથી શ્રીરામે શાપ આપ્યો એવી માન્યતા છે. ચક્રવાક નર પક્ષી નદીના આ કાંઠે અને એની માદા સામે કાંઠે હોય તો પણ તેઓ પરસ્પર મળી શકતા નથી. રાતભર તેઓ એક બીજા માટે કરુણ વિલાપ કરતા રહે છે. એક જ કમળના ફૂલ ઉપર બેઠેલા હોય અને વચ્ચે કમળના ફૂલનું પાંદડું જ હોય તો પણ નર અને માદા પરસ્પર મળી શકતા નથી, એવું કેટલાક કવિઓએ વર્ણન કર્યું છે. બ્રહ્મચારી કહે છે કે, 'ઉદયનના દુઃખ આગળ ચક્રવાક પક્ષીઓનું વિયોગદુઃખ કંઈ વિસાતમાં નથી. अन्ये—બીજા. જે પોતાની પ્રિયતમાઓથી (स्त्रीविशेषैः) વિખૂટા પડેલા (वियुक्ताः) છે તે. અહીં વક્તાનો આશય રામ, નલરાજા, અજ અને કામદેવ વગેરેના દાખલા આપવાનો છે. આ લોકોએ પોતાની પ્રિયતમાના વિયોગમાં કરેલા વિલાપો પ્રસિદ્ધ છે પરંતુ ઉદયન સાથે તેમની પણ સરખામણી થઈ શકે એમ નથી अन्ये—रामनलाजमदनादयः। स्त्रीविशेषैः—स्त्रीणां विशेषाः—स्त्रीविशेषाः. सीतादमयन्तीन्दुमत्यादयः। तैः। दग्धा अपि अदग्धा—બળી ગઈ છતાં જીવતી છે વિરોધાભાસનું આ સુંદર ઉદાહરણ છે. કોઈ વ્યક્તિ બળી ગઈ હોય તો તે જીવતી કેવી રીતે ?—આ વિરોધ. એનો પરિહાર આમ થાય કે તે વ્યક્તિ મરી ગઈ છતાં તેનો પ્રિયતમ

તેનું સતત સ્મરણ કરી, તેના માટે વિલાપો કરી તેને જીવંત બનાવી રહે છે. જેને પતિનો આટલો બધો સ્નેહ (भर्तृस्नेहात्) મળ્યો છે તે મરી ગયા છતાં જીવતી છે. सा हि दग्धा अपि अदग्धा—આ વાક્યમાં ભારોભાર ધ્વનિ રહેલો છે. વાસવદત્તા બળી ગઈ હોવા છતાં બળી નથી, જીવતી છે—આ વિધાન એક રીતે સાચું જ છે ને !

એક બ્રહ્મચારી, વેદનો અભ્યાસ કરતો વિદ્યાર્થી વિયોગવ્યાકુલ ઉદયનનું ચક્રવાક આદિનાં ઉદાહરણો આપી વર્ણન કરે છે એમાં આપણને નવાઈ લાગે એ સ્વાભાવિક છે. પરંતુ તેણે સાહિત્યશાસ્ત્રનો અભ્યાસ કર્યો હશે અને એ જ્ઞાનને આધારે તે આવું સરસ શૃંગારિક વર્ણન કરી શક્યો એમ માનવામાં વાંધો નથી. શકુન્તલા કામજ્વરથી પીડાવા લાગી ત્યારે અનસૂયા-પ્રિયંવદા પણ પોતાને કોઈ પણ જાતનો અનુભવ ન હોવા છતાં અનુમાનથી સમજી ગઈ હતી, એમ કાલિદાસે જણાવ્યું છે. (જુઓ : अनसूया–हला शकुन्तले, अनभ्यन्तरे खल्वावां मदनगतस्य वृत्तान्तस्य । किंतु यादृशी इतिहासनिबन्धेषु कामयमानानामवस्था श्रूयते तादृशी तव पश्यामि । (શાકુન્તલ અંક ૩)

रुमण्वान्–ઉદયનનો મંત્રી. તે ઉદયનના સૈન્યનો સરસેનાપતિ હતો. જુઓ : रुमण्वान् was the Commander-in-chief of Udayana. He, like Yougandharayana, was a hereditary servant, his father Supratika having served Udayana's father Sahasranika in the same capacity. It may further be noted here that Udayana's Vidusaka, called Vasantaka, was also the son of the नर्मसुहृद or a pleasure-companion of Sahasranik, વાંચો : अथ तस्याचिराद् राज्ञो मन्त्रिणा जज्ञिरे सुताः । जज्ञे युगन्धरस्यापि पुत्रो यौगन्धरायणः ॥ सुप्रतीकस्य पुत्रश्च रुमण्वानित्यजायत । योऽस्य नर्मसुहृत्तस्य पुत्रोऽजनि वसन्तकः ॥ (કથાસરિત્સાગર ૨.૧).

શ્લોક ૧૪ : (અન્વય) अनाहारे तुल्यः, प्रततरुदितक्षामवदनः, शरीरे संस्कार नृपतिसमदुःखं परिवहन् ( सः ) दिवा वा रात्रौ वा यत्नैः नरपतिं परिचरति । यदि नृपः प्राणान् त्यजति, तस्य अपि सद्यः उपरमः (भवेत्) ।

રુમણ્વાન વાસવદત્તાના વિરહદુઃખથી પીડિત રાજા ઉદયનની કેવી સંભાળ રાખે છે તેનું આ શ્લોક દ્વારા બ્રહ્મચારી વર્ણન કરે છે. अनाहारे–

નિરાહાર રહેવામાં, ભોજન ન કરવાની બાબતમાં. રાજા ખાતોપીતો નથી, તો રુમણ્વાન પણ અપવાસ કરે છે. प्रततरुदितक्षामवदनः–प्रततेन (संततेन) रुदितेन (रोदनेन) क्षामं (क्षीणं) वदनं यस्य सः । જેનું મુખ સતત રુદનથી સુકાઈ ગયું છે, ઊતરી ગયું છે, ચીમળાઈ ગયું છે અથવા નિસ્તેજ બની ગયું છે. (રુમણ્વાનનું વિશેષણ). संस्कारम्–શારીરિક શુદ્ધિ માટેની વિધિઓ. દંતધાવન, સ્નાન, ચન્દનાદિ પદાર્થોનો લેપ વગેરે. नृपतिसमदुःखम्–नृपतिना समं दुःखं यस्मिन् कर्मणि यथा तथा–રાજાને જેટલું દુઃખ થતું તેટલું જ રુમણ્વાનને પણ થાય છે. उपरमः–મૃત્યુ. જો રાજા વાસવદત્તાના વિરહમાં પ્રાણ છોડી દે તો મંત્રી રુમણ્વાન પણ મૃત્યુ પામે, એટલી તીવ્રતાથી તે રાજાનું અનુસરણ કરે છે વાસ્તવમાં રુમણ્વાનને બધી ખબર છે. વાસવદત્તા મરી ગઈ નથી અને અમુક વખત પછી ઉદયન–વાસવદત્તાનું મિલન થશે, આ જાણવા છતાં કોઈને જરા પણ શંકા ન આવે માટે રુમણ્વાનને આવી બનાવટ કરવી પડે છે. ખરેખરું દુઃખ ન હોય અને માત્ર અભિનય જ કરવાનો હોય એ કામ ઘણું મુશ્કેલ હોય છે. અભિનય પણ એકદમ આબેહૂબ. રાજાના દુઃખમાં એટલો બધો દુઃખી કે રાજા પ્રાણત્યાગ કરે તો એનું પણ ચોક્કસ મૃત્યુ થાય એમ લાગે ! છઠ્ઠા અંકમાં યૌગન્ધરાયણ રાજા પાસે આવીને બધી યોજનાનું સ્પષ્ટીકરણ કરે છે ત્યારે ખાસ કરીને રુમણ્વાનના આ વ્યવહાર માટે રાજા બહુ જ આશ્ચર્ય પ્રગટ કરે છે. જુઓ :

राजा–इदमपि रुमण्वता ज्ञातम् ।
यौगन्धरायणः–स्वामिन्, सर्वैरेव ज्ञातम् ।
राजा–अहो, शठः खलु रुमण्वान् ।

રુમણ્વાન કેવો જબરો ! એને બધી ખબર હોવા છતાં જાણે એ કશું જ ન જાણતો હોય તેવો અભિનય છેક સુધી કરતો રહ્યો. રુમણ્વાન જેની કાળજી રાખતો હોય એની કોઈને પણ ચિન્તા કરવાની ન હોય. વાસવદત્તાને હવે શાંતિ વળે છે. सुनिक्षिप्तः–સારી વ્યક્તિના માથે જેની જવાબદારી નાખવામાં આવી છે તે (રાજા ઉદયન). યૌગન્ધરાયણને હવે ખાતરી થાય છે કે રુમણ્વાનનું કામ કેટલું ભારે છે. વાસવદત્તાને સાચવવાનું સરળ હતું પણ ઉદયનને સાચવવાનું મુશ્કેલ; કારણ કે વાસવદત્તા વાસ્તવિકતા જાણતી હતી જ્યારે ઉદયન માટે બધી ઘટનાઓ સાવ સાચી હતી. આમ

યૌગન્ધરાયણને હવે કોઈ શંકા રહેતી નથી : अहो, महद्भारम् વગેરે શબ્દોથી તે રુમણ્વાને ઉપાડેલી ભારે જવાબદારી માટે પોતાનો અહોભાવ પ્રગટ કરે છે અને આગળના શ્લોકમા પોતાના કથનનું સમર્થન કરે છે.

શ્લોક ૧૫ : (અન્વય) अयं भारः हि सविश्रमः (वर्तते) तस्य तु श्रमः प्रसक्तः । यत्र नराधिपः अधीनः तस्मिन् हि सर्वम् अधीनम् (अस्ति) ।

પ્રસ્તુત શ્લોકમા યૌગન્ધરાયણ પોતાની સાથે રુમણ્વાનની તુલના કરે છે. अयं भारः–આ ભાર, આ જવાબદારી. અહીં યૌગન્ધરાયણ પોતે માથે લીધેલી વાસવદત્તાની જવાબદારીની વાત કરે છે. રાજરાણીને સાચવવાનું ભારે મુશ્કેલીભર્યું હોવા છતાં અત્યારે પદ્માવતીને એની સોંપણી કરીને યૌગન્ધરાયણ નિશ્ચિંત બન્યો છે. सविश्रमः–જેમાં વિશ્રાન્તિ મળી શકે તેવો (ભાર). વાસવદત્તાની જવાબદારીમાથી યૌગન્ધરાયણને વિશ્રામ મળ્યો છે. प्रसक्तः–સતત ચાલુ રહેનારો. श्रमः–પરિશ્રમ. રાજાને સાચવવા રુમણ્વાનને સતત શ્રમ કરવાનો છે. યૌગન્ધરાયણની જેમ એ, રાજાને કોઈને સોંપીને 'હાશ' અનુભવી શકવાનો નથી. યૌગન્ધરાયણ કરતાં રુમણ્વાનની જવાબદારી મોટી છે, એનું બીજું કારણ શ્લોકના ઉત્તરાર્ધમાં આપવામાં આવ્યું છે. રાજાનું જીવન રુમણ્વાનના હાથમા છે. જેના હાથમાં રાજાનું જીવન છે તેને બધુંય આધીન છે. રાજા જ સર્વસ્વ છે. જે કંઈ યોજના બનાવવામાં આવી છે તે રાજા માટે. રાજા ન રહે તો બધું જ નકામું છે. એટલે, ગમે તેમ કરીને રાજાને સાચવવાનો છે. રાજા નહિ હોય. તો રાજ્યથી શું ?

બ્રહ્મચારી–પ્રસંગ યોજવા પાછળ નાટકકારના ઘણા હેતુઓ રહેલા છે. તે બધા હેતુઓ પાર પડ્યા છે કે કેમ તેના અનુસંધાનમાં નીચેની બાબતો નોંધપાત્ર છે :

(૧) પ્રેક્ષકો માટે : પ્રથમ દશ્ય શરૂ થતા જ પ્રેક્ષકોની સામે પરિવ્રાજકના વેશમાં યૌગન્ધરાયણ અને આવન્તિકાના વેશમા વાસવદત્તા ઉપસ્થિત થાય છે. આ વેશપરિવર્તનનું કારણ શું ? નાટકનું પ્રથમ દશ્ય શરૂ થયું એ પહેલાંની બનેલી ઘટનાઓ જાણવાની પ્રેક્ષકોની ઉત્સુકતાને આ પ્રસંગ શાંત કરે છે.

(૨) યૌગન્ધરાયણ માટે : યોજના ઘડીને યૌગન્ધરાયણ તથા વાસવદત્તા વેશપરિવર્તન કરી લાવાણકમાથી નીકળી ગયાં, ત્યારબાદ ત્યાં

કેવા કેવા બનાવો બન્યા, બધું પૂર્વ યોજનાનુસાર જ બની રહ્યું છે કે કેમ, એ જાણવા યૌગન્ધરાયણ ઉત્સુક હોય એ સ્વાભાવિક છે. આ પ્રસંગ દ્વારા યૌગન્ધરાયણને બધી માહિતી પ્રાપ્ત થાય છે.

**(૩) વાસવદત્તા માટે :** વાસવદત્તાને ખાતરી થાય છે કે એની ગેરહાજરીમાં પણ રાજાની બરોબર સંભાળ લેવાય છે. આ પ્રસંગ દ્વારા એવી માહિતી એને ન મળી હોત તો એનું ચિત્ત રાજા તરફ જ રહેત અને એ પોતાની ભૂમિકાને બરોબર ન્યાય ન આપી શકત; એટલું જ નહિ પણ યૌગન્ધરાયણની યોજના વિષે કોઈકવાર એના મનમાં અશ્રદ્ધા પણ જાગત.

**(૪) પદ્માવતી માટે :** બ્રહ્મચારી-પ્રસંગનો ખરેખરો લાભ તો પદ્માવતીને મળ્યો છે. એ ઉંમરલાયક છે, કુમારિકા છે. એનું હૃદય કોમળ છે. એ ભાવુકતાની મૂર્તિ છે. રાજાએ વાસવદત્તા માટે બતાવેલા સ્નેહથી એ ભારે પ્રભાવિત થાય છે. રાજા મૂર્ચ્છા પામ્યો, એ સાંભળી એને સખત આઘાત લાગે છે. તે ભાનમાં આવ્યો, એ સાંભળી એને શાંતિ વળે છે. કેમ ? રાજા પ્રત્યે સૂક્ષ્મ રીતે પદ્માવતીના હૃદયમાં સહાનુભૂતિ જાગે છે અને બીજી સ્ત્રીને એ પરણશે કે કેમ, એ ચેટીનો સવાલ સાંભળતાં એના મનમાં પણ એવા જ વિચારો ઉત્પન્ન થાય છે.

શ્લોક : ૧૬ (અન્વય) खगाः वासोपेताः (सन्ति) । मुनिजनः सलिलम् अवगाढः (वर्तते) । प्रदीप्तः अग्निः भाति । धूमः मुनिवनं प्रविचरति । दूरात् परिभ्रष्टः संक्षिप्तकिरणः च असौ रविः अपि रथं व्यावर्त्य शनैः अस्तशिखरं प्रविशति ।

दूरात् परिभ्रष्टः–ઊંચેથી, આકાશમાંથી નીચે ક્ષિતિજ તરફ સરકી રહેલો. (આ પણ સૂર્યનું વિશેષણ છે.) व्यावर्त्य–વાળીને, ધીમે પાડીને. अस्तशिखरम्–अस्ताचलस्य शिखरम् । પૌરાણિક કલ્પનાનુસાર સૂર્ય અને ચંદ્રનો ઉદય જે પર્વત પાછળથી થાય છે એ ઉદયાચલ અને જે પર્વતની પાછળ એમનો અસ્ત થાય છે તે અસ્તાચલ.

## બીજો અંક

બીજા અંકનું સ્થળ દર્શક રાજાના મહેલનો એક ભાગ છે. માધવી–લતાના માંડવાની બાજુમાં પદ્માવતી અને વાસવદત્તા દડાથી રમી રહી છે. એક નાનકડા પ્રવેશક દ્વારા પ્રેક્ષકોને આની સૂચના આપવામાં આવી છે.

आकाशे– આકાશ તરફ જોઈને. રંગમંચ ઉપર જ્યારે એક જ પાત્ર હોય ત્યારે તે આકાશ તરફ જોઈ, કોઈની સાથે વાત કરતું હોય તેમ પોતે જ સવાલ–જવાબ કરે છે. આવી એકોક્તિને સંસ્કૃતમાં आकाशभाषितम् કહે છે. જુઓ : किं ब्रवीषीत्येवमादि विना पात्रं ब्रवीति यत् । श्रुत्वेवानुक्तमप्येकस्तत् स्यादाकाशभाषितम् ।। (દશરૂપક ૧.૬૭)

प्रवेशकः–એ અંકોની વચ્ચે આવતું એક નાનકડું દૃશ્ય. એની વિશેષતાઓ : (૧) તે નાટકની કોઈ વિશેષ ઘટનાનો સંકેત કરે છે, (૨) તેમાં એક અથવા બે નિમ્ન કોટિનાં પ્રાકૃતભાષી પાત્રો હોય છે. બીજા અંકના પ્રવેશક દ્વારા આ બાબતોનું સૂચન કરવામાં આવ્યું છે : (૧) પદ્માવતી રાજમાતાને મળીને વાસવદત્તા સાથે પોતાના મહેલમાં પાછી આવી ગઈ છે. (૨) દડે રમતાં થયેલા પરિશ્રમને લીધે પદ્માવતીના સૌન્દર્યમાં જે અભિવૃદ્ધિ થઈ છે તેના વર્ણન દ્વારા લગ્ન માટેની તેની પરિપક્વ અવસ્થાનું સૂચન કરવામાં આવ્યું છે.

अधिकसंजातरागौ–अधिकः संजातः रागः ययोः तौ–જેમના અંદર વધુ લાલાશ આવી છે તેવા (હાથ) परकीयौ इव–જાણે બીજાના હોય તેવા (પદ્માવતીના હાથ). દડાથી રમતાં રમતાં પદ્માવતીના બે હાથ એટલા બધા લાલ થઈ ગયા છે કે જાણે એ હાથ પદ્માવતીના નહિ પણ બીજી કોઈ સ્ત્રીના હોય એમ લાગે છે. राग અને परकीय શબ્દના શ્લેષથી અન્ય ગર્ભિત અર્થ 'પ્રેમ' અને 'પારકા' (બીજા કોઈના) થાય છે અને વાસવદત્તાને એ અર્થ અભિપ્રેત છે. સ્ત્રીઓ અંદરોઅંદર દ્વિઅર્થી

શબ્દોનો પ્રયોગ કરી શૃંગારરસનો આનંદ માણતી હોય છે. कन्याभावरमणीयः–कन्याभावेन रमणीयः–કૌમાર્યાવસ્થા હોવાથી રમણીય લાગતો (સમય). મનુષ્યના જીવનમાં, ખાસ કરીને સ્ત્રીઓને માટે બાલ્યાવસ્થાનો સમય વધુ સુખદાયક છે. એ વખતે કોઈ જવાબદારી હોતી નથી અને વખત મિત્રો–સખીઓ સાથે રમતગમતમાં બહુ સહેલાઈથી વ્યતીત થઇ જાય છે. આ સમય એક વખત વીતી ગયા પછી પાછો આવતો નથી. તેથી ચેટી પદ્માવતીને રમવાનો આગ્રહ કરે છે. निध्यायसि–તાકી રહી છે. પુરુષ સ્ત્રી તરફ અથવા સ્ત્રી પુરુષ તરફ આકર્ષાય એ તો સ્વાભાવિક છે, પણ કોઈ–વાર સ્ત્રી જ સ્ત્રી તરફ આકૃષ્ટ થાય છે, એવું પણ બને છે. પદ્માવતીનું અત્યારનું સૌન્દર્ય પણ વાસવદત્તાને લલચાવનારું બન્યું છે અને તે એની સામે તાકી રહી છે. अभितः इव तेऽद्य वरमुखं प्रेक्षे–આ વાક્યમાં પણ વાસવદત્તાની વાક્ચાતુરી પ્રગટ થઈ છે. આના બે જુદા અર્થ થાય છે : (૧) वर–સુંદર. મને તારું સુંદર મુખ ચારે બાજુ (જ્યાં જ્યાં નજર પડે છે ત્યાં ત્યાં) દેખાય છે. (૨) वर–વર, પતિ. મને તારી ચોપાસ તારા વરનું મુખ દેખાય છે.

भविष्यन्महासेनवधु–महासेनस्य वधूः (स्नुषा) । भविष्यन्ती च असौ महासेनवधूश्च । तत्संबुद्धो । હે મહાસેનની ભાવી પુત્રવધૂ ! પદ્માવતી માટે વાસવદત્તાએ પ્રયોજેલું સંબોધન. (જુઓ : પહેલા અંકમાં તાપસીએ પદ્માવતીના લગ્ન સંબંધી કરેલા પ્રશ્નના જવાબમાં ચેટીએ કહ્યું હતું : अस्ति राजा प्रद्योतो नामोज्जयिन्याः । स दारकस्य कारणाद् दूतसम्पातं करोति । ) પરંતુ અહીં જે વાતચીત ચાલી રહી છે એ ઉપરથી જણાય છે કે હવે પદ્માવતીને પ્રદ્યોત મહાસેનની પુત્રવધૂ થવામાં રસ નથી; તે વત્સરાજ ઉદયનના ગુણો ઉપર મુગ્ધ છે. तस्य गुणान्– તેના ગુણોને અર્થાત્ ઉદયનના ગુણોને પદ્માવતી ચાહે છે. કોઈ વિધુર પુરુષ સાથે કોઈ કોડભરી કન્યા લગ્ન કરવા તૈયાર થાય નહિ, પણ પદ્માવતી ઉદયન સાથે પરણવા તૈયાર થઈ છે. એનું કારણ શું ? ઉદયનના ગુણો, ખાસ કરીને એની ભાવુકતા, એનું કોમળ હૃદય, વાસવદત્તાના મરણના સમાચાર સાંભળતાં જ એણે પ્રગટ કરેલી વેદના. આ બધા ગુણોના લીધે પદ્માવતી એના ઉપર આસક્ત થઈ છે. अयमपि जनः–આ વ્યક્તિ પણ (વાસવદત્તા પણ). જે ગુણો ઉપર પદ્માવતી રીઝી છે એ જ ગુણોએ વાસવદત્તાને ઉદયન તરફ આકૃષ્ટ કરેલી, એની યાદ વાસવદત્તાને તાજી થાય છે. दर्शनीय एव–દેખાવડા

જ છે. ઉદયનના સૌન્દર્ય વિષે કોઇ શંકા કરે એ વાસવદત્તા કેમ સાંખી શકે ? એટલી 'રાજા કદરૂપો હશે તો !' એવી શંકા ઉપસ્થિત કરે છે. એ વખતે વાસવદત્તાથી રહેવાતું નથી. પોતાના પ્રિયતમ વિષે આવી અનુચિત કલ્પના કરે અને વાસવદત્તા ચૂપ રહે ? પોતાના ગુપ્તવાસને ભૂલી જઈ તે વચ્ચે જ બોલી ઊઠે છે. અહીં ભાસે સ્ત્રીઓની ભાવુકતાનું સુંદર ચિત્ર આપ્યું છે. વાસવદત્તા ભાવુક હોવા છતાં ચતુર છે. પોતાની ભૂલ તરત સુધારી લે છે. એને શી ખબર ? પરંતુ, ઉજ્જયિનીના લોકોને મોઢે એણે તો માત્ર સાંભળેલું કે રાજા સુંદર છે. अतिक्रान्तः समुदाचारः–વાસ્તવિક વ્યવહારનું અતિક્રમણ થઈ ગયું. વાસવદત્તાને વાસ્તવમાં એવો વ્યવહાર રાખવાનો હતો કે એને ઉદયન સાથે કશી નિસ્બત નથી; પણ ભૂલથી આનું અતિક્રમણ થઈ ગયું. सर्वजनमनोभिरामम्–सर्वेषां जनानां मनसे मनसो वा अभिरामम् आकर्षकं हृद्यमित्यर्थः–બધા જ માણસોના મનને ગમે તેવું (સૌન્દર્ય). સુન્દર વ્યક્તિત્વ બધાને ગમે છે. ઉદયન સુંદર હોય એટલે ઉજ્જયિનીના લોકો એની પ્રશંસા કરે અને આવંતિકા એ ઉપરથી 'ઉદયન કદરૂપો નથી' એમ કહે તો એમાં કંઈ અયોગ્ય નથી. युज्यते–બરાબર છે. પદ્માવતી વાસવદત્તાની વાતનો સ્વીકાર કરી લે છે.

धात्री–ધે ધવડાવવું ઉપરથી, धीयते वत्सः अनया, धयति वत्समिति वा ? જે બાળકને ધવડાવે છે. જ્યારે માતાના ધાવણથી બાળકનું પોષણ ન થઈ શકતું હોય અથવા બાળકને જન્મ આપીને માતા મરી ગઈ હોય ત્યારે જે સ્ત્રી બાળકને ધવડાવીને ઊછેરે છે તેને 'ધાત્રી' કહે છે. બાળકોની સારસંભાળ લેનાર આયાને પણ ધાત્રી કહી શકાય. પદ્માવતીની ધાત્રી આવીને ખુશીના સમાચાર આપે છે. दत्तासि–અપાઈ ગયાં અર્થાત્ તમારી સગાઈ પાકી થઈ ગઈ. વાસ્તવમાં નાટ્યશાસ્ત્રનો એવો નિયમ છે કે રંગમંચ ઉપર કોઇ દશ્ય ભજવાઈ રહ્યું હોય ત્યારે સૂચના આપ્યા વિના કોઇ પાત્રનો પ્રવેશ થવો જોઇએ નહિ : नासंसूचितस्य पात्रस्य प्रवेशः कार्यः । પરંતુ કોઈ પાત્ર ઉતાવળમાં કે ગભરાટમાં એકદમ પ્રવેશ કરી લે છે ત્યારે આ નિયમ લાગુ પડતો નથી. આવી રીતે પાત્ર પ્રવેશે ત્યારે તેને अपटीक्षेपेण કહે છે. ધાત્રી પણ ખુશાલીના સમાચાર આપવા ઉતાવળથી સ્ટેજ ઉપર ધસી આવે છે અને ચાલુ વાતચીતમાં વિક્ષેપ પડે છે. अथ कुशली–રાજા કુશળ તો છે ને ? પદ્માવતીની ઉદયન સાથે સગાઈ થઈ છે એ સમાચારથી વાસવદત્તાના મનમાં કેવાકેવા ભાવ ઊઠે છે, એ ખાસ નોંધપાત્ર

છે: (૧) अथ कुशली स राजा । (२) अत्याहितम् । (३) स्वयमेव तेन वरिता । આ વાક્યોની પાછળ ભારોભાર વેદના ભરેલી છે, તેની અભ્યાસકોએ નોંધ લેવી. વાસવદત્તાએ થોડા દિવસ પહેલાં જ ઉદયનની કરુણ હાલતના સમાચાર સાંભળ્યા હતા અને આજે એકદમ એની સગાઈ કેવી રીતે થઈ ગઈ ? ધાત્રી ખુલાસો કરે છે : कुशली । તે કુશળ છે. તે પોતે જ અહીં આવ્યા હતા અને એમણે રાજકુમારીનો સ્વીકાર કર્યો છે. પોતાનો પ્રિય પતિ અન્યનો થાય એ કોને ગમે ? अत्याहितम्–ભારે થઈ ! અનર્થ થઈ ગયો, ગજબ થઈ ગયો ! પદ્માવતીની સગાઈ થઈ ગઈ છે, એમાં વળી ગજબ શો થયો ? तथा नाम संतप्य–પહેલાં મરી ગયેલી પત્ની માટે ભારે સંતાપ કર્યો અને હવે એકદમ પુનર્વિવાહ માટે તૈયાર થઈ ગયો, એ કેવું ? અહીં પણ વાસવદત્તાની હાજરજવાબીનાં દર્શન થાય છે. બોલતાં તો બોલાઈ જવાયું પણ પાછળથી એ ભૂલ કેમ સુધારવી ? વાસવદત્તા એમાં ચતુર છે, એ અગાઉ પણ પ્રગટ થઈ ચૂક્યું છે.

आगमप्रधानानि–શાસ્ત્રોને મહત્ત્વ આપનારાં. आगमः – teachings of authoritative works of such as the Bhagavadgita and easily derive consolation therefrom. વાસવદત્તાના મૃત્યુથી ઉદયનને ભારે દુઃખ થયું હતું. પરંતુ મહાપુરુષો કાયમ દુઃખમાં ડૂબેલા રહેતા નથી. તેઓ શાસ્ત્રોમાંથી આશ્વાસન મેળવી થોડા વખતમાં પુનઃ સ્વસ્થ થઈ જાય છે. તે નિયમ અનુસાર ઉદયને પણ સ્વસ્થતા ધારણ કરી લીધી છે, એમાં આશ્ચર્યચકિત થવા જેવું કશું નથી. आगमाः शास्त्राणि प्रधानम् आश्रयः (अवलम्बनम् इत्यर्थः) येषां तानि । હૃદયનું બીજું વિશેષણ છે : सुलभपर्यवस्थानानि–सुलभं पर्यवस्थानं येषाम्–જેમને આશ્વાસન મેળવવાનું સરળ છે તેવાં (હૃદયો).

अभिजनविज्ञानवयोरूपम्–अभिजनः–ઊંચું ખાનદાન, विज्ञानम्–વિશિષ્ટ જ્ઞાન, वयः–ઉંમર (યુવાવસ્થા), रूपम्–સૌંદર્ય. લગ્ન વખતે આ ચાર વસ્તુઓ મુખ્યત્વે જોવામાં આવે છે. સરખાવો : कन्या वरयते रूपं माता वित्तं पिता श्रुतम् । बान्धवाः कुलमिच्छन्ति मिष्टान्नमितरे जनाः ॥ જો ઉદયને જાતે જ આ સંબંધ કર્યો હોય તો એનો વાંક ગણાય, પરંતુ ધાત્રીના જણાવ્યા મુજબ તે કોઈ કાર્યવશ આવેલો ત્યારે મહારાજ દર્શકે એની ખાનદાની, બહુશ્રુતતા, યુવાવસ્થા અને સુન્દરતા જોઈને જાતે જ

પદ્માવતી આપી છે, એ જાણીને આ બાબતમાં ઉદયન નિર્દોષ છે, એમ વાસવદત્તાને માન્યા વિના ચાલતું નથી अनपराद्धः इदानीम् अत्रार्यपुत्रः । ખરેખર તો ઉદયન પદ્માવતીનું લગ્ન રાજનૈતિક પૃષ્ઠભૂમિ ઉપર રચાયું હતું. જો ઉદયન પદ્માવતીને પરણે તો એને મગધરાજ દર્શકની મદદ મળી શકે અને તે પોતાના શત્રુ આરુણિને હરાવીને વત્સદેશનું રાજ્ય પાછું મેળવી શકે. અર્થાત્ ઉદયને દબાણને વશ થઈને આ સંબંધ સ્વીકાર્યો હશે, સ્વેચ્છાએ નહિ, એની વાસવદત્તાને ખાતરી થાય છે.

अपरा चेटी– બીજી દાસી. હમણા જ ધાત્રી આવી અને તરત બીજી દાસીનું આગમન થયું. રાજમહેલમાં ભારે ધમાલ ચાલી રહી છે એનો સંકેત આ આવાગમનમાંથી મળી રહે છે. થોડા દિવસ પહેલા જેની કોઈને કલ્પના પણ નહોતી તે ઘટના એકદમ બની ગઈ. ઉદયન–પદ્માવતી વચ્ચે સંબંધ બંધાયો, એની સૂચના હમણા જ ધાત્રીએ આપી અને હવે એક દાસી આવીને સૂચના આપે છે કે આજે જ સારું નક્ષત્ર (शोभन नक्षत्रम्) હોવાથી લગ્ન પણ આજે જ થશે. कौतुकमङ्गलम्–कौतुकं विवाहसूत्रं तस्य मङ्गल बन्धनरूप' शुभो विधि । જે માંગલિક કાર્યમા વિવાહસૂત્ર બાંધવામા આવે છે તેવો વિધિ અર્થાત્ લગ્નવિધિ. અત્યારે પણ વર–વધૂના હાથમા લગ્ન વખતે મીંઢળ બાંધવાનો રિવાજ છે अन्धीकरोति–न अन्धम् अनन्धम् । अनन्धम् अन्ध करोति अन्धीकरोति । શ્લો ૩૫. જેમ જેમ ઉદયન–પદ્માવતીના લગ્નની ઉતાવળ થાય છે, તેમ તેમ વાસવદત્તાનુ દુખ વધતુ જાય છે. એના હૃદયમા ગાઢ અંધકાર છવાઈ ગયો છે દંડે રમતી પદ્માવતીના અનિંદ્ય સૌન્દર્યને જોઈ અત્યંત પ્રસન્ન અવસ્થામા પ્રવેશેલી વાસવદત્તા અંકના અંતમા ભારે હૈયે વિદાય લે છે।

## ત્રીજો અંક

ઉદયન પદ્માવતી સાથે લગ્ન કરે છે એ સમાચાર સાંભળીને જ વાસવદત્તાને ધ્રાસકો પડી ગયો હતો. (જુઓ : બીજા અંકના આખરની એની ઉક્તિ : यथा यथा त्वरते तथा तथान्धीकरोति मे हृदयम् । ) હવે જેમ જેમ લગ્નની તૈયારી થઈ રહી છે તેમતેમ એની ચિન્તા વધતી જ જાય છે. ખરી રીતે તો આ ઘટનાની એને પ્રથમથી જ કલ્પના હતી.

પણ વાસ્તવિકતા સામે જ આવીને ઊભી રહી ત્યારે એક સ્ત્રી તરીકે તેનું હૃદય વેદનાપૂર્ણ બની રહ્યું. પોતાનો પ્રિયતમ અન્ય સ્ત્રીને પરણે એ કોને ગમે !

आर्यपुत्रोऽपि–આર્યપુત્ર પણ પારકા થઈ ગયા ! વાસવદત્તાની વેદનાની આ ધ્રુવપંક્તિ છે. જેણે એના ઉપર આવા અદ્‌ભુત પ્રેમની વૃષ્ટિ કરી, એના મૃત્યુના સમાચારે જેને જીવનધારણ કરવાનું કઠિન બની ગયું, એ ઉદયન અત્યારે બીજી સ્ત્રી–પદ્માવતી સાથે પરણે એ કેમ સહી શકાય ? चक्रवाकवधूः–ચક્રવાક પક્ષીની માદા. પ્રથમ અંકમાં વાસવદત્તા માટે ઉદયને કરેલા વિલાપના વર્ણનમાં બ્રહ્મચારીએ ચક્રવાકનો ઉલ્લેખ કર્યો છે. (જુઓ : અંક ૧ શ્લોક ૧૩.) ઉત્કટ પ્રેમ માટે ચક્રવાક પક્ષીનું ઉદાહરણ આપવામાં આવે છે. ચક્રવાક પક્ષીનો પ્રેમ આદર્શ પ્રેમ છે. નર માદા વિના અને માદા નર વિના એક ઘડી પણ જીવિત ન રહી શકે એટલો એમનો પરસ્પર પ્રેમ હોય છે, તો વાસવદત્તા ઉદયનના વિરહમાં હજી કેમ જીવિત છે ? આનો ખુલાસો તે આગળના વાક્યમાં આપે છે : आर्यपुत्र प्रेक्षे–આર્યપુત્રને જોઈશ. આ મનોરથ લઈને તે જીવી રહી છે., યૌગન્ધરાયણની યોજના પરિપૂર્ણ થશે, વત્સદેશનું રાજ્ય પાછું મળશે ત્યારે વાસવદત્તાનો ગુપ્તવાસ પૂરો થશે. વાસવદત્તા એ સ્વર્ણદિવસની રાહ જોતી જીવી રહી છે. (સરખાવો : आशाबन्धः कुसुमसदृशं प्रायशो ह्यङ्गनानां सद्यःपाति प्रणयि हृदयं विप्रयोगे रुणद्धि । મેઘદૂત )

कौतुकमालिका–વિવાહસૂત્ર. કથાસરિત્સાગર પ્રમાણે, પદ્માવતીના લગ્ન વખતે વાસવદત્તાએ એના માટે કોઈ દિવસ ન ચીમળાનારી પુષ્પમાળા ગૂંથી આપી હતી અને કોઈ દિવસ ન સુકાનાર તિલક કર્યું હતું. (જુઓ : अथासन्नविवाहायाः पद्मावत्या मनस्विनी । अम्लानमालातिलकौ दिव्यौ भूयश्चकार सा ॥ ) જે જોતાવેંત જ ઉદયનને ખબર પડી જાય છે કે વાસવદત્તા જીવતી હોવી જોઈએ. આમ પુષ્પમાલા કથાસરિત્સાગરમાં આપેલી વાર્તામાં અગત્યનો ભાગ ભજવે છે. ભાસે નાટકમાં એ ઘટનાને મહત્ત્વ આપ્યું નથી તે નોંધપાત્ર છે. વાસવદત્તા જીવિત છે એવી શંકા સૌ પ્રથમ સ્વપ્નદર્શનના લીધે ઉદયનના હૃદયમાં ઊભી થાય છે, પુષ્પમાળા કે તિલકના લીધે નહિ.

एतदपि–આ પણ મારે જ કરવાનું છે ? ઘા ઉપર મીઠું ભભરાવાથી જે વેદના થાય છે તેવી વેદના આ વાક્ય બોલનાર વ્યક્તિના હૃદયમાં ભરાયેલી છે એ સ્પષ્ટ જણાય છે. ઉદયનનું પદ્માવતી સાથે લગ્ન થઈ રહ્યું

છે. આ ઘટના વાસવદત્તા માટે દુઃખદાયક હતી જ, ઉપરાંત પદ્માવતી માટે કૌતુકમાળા પણ એને જ ગૂંથવી પડે છે! અહો, अकरुणाः खल्वीश्वराः–દૈવ પણ કેટલું નિર્દય છે! વાસવદત્તા માટે ભાગ્યને દોષ આપવા સિવાય બીજો રસ્તો જ ક્યાં છે? ખરી કરુણતા તો ત્યારે ઉત્પન્ન થાય છે જ્યારે ચેટી એને ઉતાવળ કરવા કહે છે: शीघ्रं तावद् गुम्फत्वार्या।

किं दृष्टो जामाता–શું જમાઈને જોયા કે? જ્યારે ઉદયન એટલો નજીકમાં છે ત્યારે સ્વાભાવિક રીતે જ વાસવદત્તાના મનમાં એને જોવાની ઇચ્છા થાય. પરંતુ અત્યારે એ જાહેર રીતે ઉદયનને જોઈ શકતી નથી. પરપુરુષનું દર્શન તે કરતી નથી, એમ પહેલેથી એણે જાહેર કરેલું છે. વળી, ઉદયન એને જોઈ જાય તો બધી બાજી ઊંધી વળે. એટલે તે ચેટી પાસેથી જાણવા માગે છે કે એણે જમાઈને (વરરાજાને) જોયા છે કે નહિ. ઉદયનને માટે વાસવદત્તા जामाता શબ્દ વાપરે છે એમાં ભારોભાર કટાક્ષ રહેલો છે. ચેટી કહે છે કે અમે વરરાજાને જોયા છે. કેવી રીતે જોયા છે? (૧) भर्तृदारिकायाः स्नेहेन–રાજકુમારીના ઉપર સ્નેહ હોવાથી. દાસીઓને પદ્માવતી તરફ બહુ પ્રેમ છે. પોતાની પ્રિય રાજકુમારીના વરને જોવાની ઇન્તેજારી એ લોકોમાં હોય એ સ્વાભાવિક છે. (૨) अस्माकं कौतूहलेन– અમારા કુતૂહલથી. દરેક યુવતી પરણવા જતા વરરાજાને કુતૂહલથી જુએ છે એ એમનો સ્વભાવ હોય છે. આજે પણ કોઈ વરઘોડો નીકળે છે ત્યારે વરરાજાને જોવા લોકોની જે ભીડ જામે છે એમાં સ્ત્રીઓની–ખાસ કરીને યુવતીઓની સંખ્યા વધુ હોય છે.

शरचापहीनः कामदेवः–ધનુષબાણ વિનાના કામદેવ છે. દરેક સ્ત્રીને પોતાના પતિનાં વખાણ, ખાસ કરીને એની સુંદરતા વિષેનાં, સાંભળવાં ગમે છે. વાસવદત્તા ઉદયનના રૂપરંગ વિષે ચેટીને પ્રશ્ન કરે છે એની પાછળ એ ભાવના કામ કરી રહી છે. ચેટી ઉદયનની સુંદરતાનું સંક્ષેપમાં વર્ણન કરતા એને કામદેવ સાથે સરખાવે છે. ફરક માત્ર એટલો જ કે કામદેવ પુષ્પધન્વા છે, ધનુષબાણ હમેશ એના હાથમાં રહે છે; જ્યારે જ્યારે અવસર મળે ત્યારે ત્યારે એ પોતાના બાણથી કામીજનોને ઘાયલ કરતો રહે છે. ઉદયનના હાથ ખાલી છે. આમ બીજી બધી રીતે ઉદયન કામ સમાન છે. કામદેવ સુંદરતાનો દેવ છે. શ્રેષ્ઠતમ સૌંદર્યની મૂર્તિ તરીકે કામદેવની કલ્પના કરવામાં આવી છે. ઉદયન પણ સુંદરતામાં અદ્વિતીય હતો.

अयुक्तं परपुरुषसंकीर्तनम्–પરપુરુષનું વર્ણન કરવું તે યોગ્ય નથી. ભારતીય સન્નારીઓનો એક મહાન સિદ્ધાન્ત. પરપુરુષનું દર્શન યા તેમના સંબંધી વાતચીતનો ત્યાગ કરીને સ્ત્રીઓ પોતાના ઉત્તમ ચારિત્ર્યની રક્ષા કરતી. પુરુષનો થોડોક સંપર્ક થતાં જ એને વધતાં વાર લાગતી નથી. કોઈ પુરુષ સંબંધી વાત કરતાં એના માટે જિજ્ઞાસા ઊભી થાય અને જિજ્ઞાસા ઘનિષ્ટતા તરફ દોરી જાય. આમાં અનર્થની શક્યતા હોઈ પરપુરુષનું નામ જ ન લેવું એટલે બધા અનર્થોમાંથી મુક્તિ.

अविधवाकरणम्–એક ઔષધિ, વનસ્પતિનું નામ. ફૂલની માળામાં એને ગૂંથવાથી સ્ત્રીઓનું સૌભાગ્ય ટકી રહેતું એવી માન્યતા એ વખતે પ્રચલિત હશે. વાસવદત્તા આ ઔષધિ રાજીખુશીથી ગૂંથે છે. ઉદયન આયુષ્યમાન્ થાય એ એને ગમે જ.

सपत्नीमर्दनम्–सपत्नी मृद्यते अनेन–જે ઔષધિ કૌતુકમાળામાં ગૂંથવાથી પહેરનાર નવવધૂની સપત્નીનું મર્દન થાય. હવે વાસવદત્તા પદ્માવતીની શોક્ય થાય એટલે એ જાણીજોઈને આવી ઔષધિ શા માટે ગૂંથે ? પોતાનો નાશ કોણ ઇચ્છે ? વાસવદત્તા આ ઔષધિને માળામાં ગૂંથવાની ના પાડે છે, ચેટી એનું કારણ પૂછે છે. એના જવાબમાં વાસવદત્તા ફરીથી એકવાર પોતાનું પ્રત્યુત્પન્નમતિત્વ–હાજરજવાબીપણું પ્રગટ કરે છે. उपरता तस्य भार्या–તેની સ્ત્રી મરી ગઈ છે, વાસવદત્તા મરી ગઈ છે એટલે સપત્નીનો કોઈ સવાલ જ નથી; પછી આ 'સપત્નીમર્દન' નામની ઔષધિનું શું પ્રયોજન ? વાસવદત્તા પોતે જ કહે કે, ઉદયનની પૂર્વપત્ની–વાસવદત્તા (અર્થાત્ પોતે) મરી ગઈ છે, એમાં ભારોભાર કટાક્ષ–નાટ્યાત્મક વક્રોક્તિ રહેલી છે.

अहो अत्याहितम्–ભારે થઈ, અનર્થ થઈ ગયો. અંકના આખરમાં આવેલી વાસવદત્તાની આ એકોક્તિ એના માનસમાં ચાલતી ઉથલપાથલને પ્રગટ કરે છે. 'આર્યપુત્ર હવે અન્યના થઈ ગયા' એ વાક્ય વારંવાર બોલતી વાસવદત્તા કેટલી દુઃખી હશે, એની કલ્પના કોણ કરી શકે ? આખા મહેલમાં લગ્નની ધમાલ ચાલી રહી છે. ક્ષણ ક્ષણમાં નવા નવા કાર્યક્રમો ઉપસ્થિત થઈ રહ્યા છે અને વાસવદત્તાનું હૃદય ચીરાઈ જાય છે. એકાન્ત શોધતી એ પ્રમદવનમાં આવી તો ત્યાં પણ એને શાન્તિથી બેસવા મળ્યું નહિ. પદ્માવતી માટે કૌતુકમાલા એને જ ગૂંથવી પડી હવે એ પથારીમાં

પડીને ઊંઘવાની કોશિશ કરવા ચાહે છે ઘડીભર ઊંઘ આવે તો આ દુખ હળવું બને.

બીજો અને ત્રીજો અંક એટલા બધા સંક્ષિપ્ત છે કે એમને 'અંક' નામ આપતા પણ સંકોચ થાય કેટલાક વિદ્વાનોને એટલા માટે પણ આ નાટક ભાસકૃત હોવામાં સંદેહ ઉત્પન્ન થયો છે મૂળ નાટકની આ સંક્ષિપ્ત આવૃત્તિ હોઈ શકે, એવી કલ્પના પણ કરવામાં આવે છે. આ બને અંકો આટલા સંક્ષિપ્ત કેમ, એ સવાલ બાજુએ રાખીએ તો આ અંકોમા વાસવદત્તાની મનોવ્યથાનું સંક્ષિપ્ત પણ કારુણ્યપૂર્ણ ચિત્ર રજૂ થયુ છે, એમા કોઈ શંકા નથી. મનોવૈજ્ઞાનિક રીતે વાસવદત્તાના અંતર્દ્વન્દ્વને સાકાર કરવામાં ભાસ સફળ થયો છે, એમ આ અંકોનો અભ્યાસ કરનારને લાગ્યા વિના રહેતુ નથી ●

## ચોથો અંક

ચોથા અંકના આરંભમાં એક પ્રવેશક દ્વારા ભાસે પ્રેક્ષકોને એવી સૂચના આપી છે કે યૌગન્ધરાયણની ઇચ્છા મુજબ બધુ હેમખેમ પાર પડ્યુ છે અને ઉદયનના લગ્ન પદ્માવતી સાથે થઈ ગયા છે વિદૂષકની એકોક્તિ દ્વારા જાણવા મળે છે કે મગધરાજ દર્શકના મહેલમા આજ દિવસ સુધી લગ્નની ભારે ધમાલ ચાલી રહી છે અને ઉદયન હજુ ત્યા જ છે.

विदूषकः–સંસ્કૃત નાટકોનુ અવિસ્મરણીય પાત્ર એક હાસ્ય અભિનેતા. નાયકનો નર્મસચિવ સંસ્કૃત નાટકોના બધા જ વિદૂષકોમા લગભગ એક સરખી જ વિશેષતાઓ જોવા મળે છે સાહિત્યદર્પણમા એનાં લક્ષણ આ પ્રમાણે આપવામા આવ્યા છે कुसुमवसन्ताद्यभिधः कर्मवपुर्वेशभाषाद्यैः । हास्यकरः कलहरतिर्विदूषकः स्यात्स्वकर्मज्ञः । स्वकर्म भोजनादि । (સા. ૬ ૩-૪૨) અર્થાત્ (૧) કુસુમ વસન્ત વગેરે ઉપરથી એનું નામ હોય છે (૨) પોતાના કર્મ, શરીર અને વેશભૂષા વગેરેથી એ પ્રેક્ષકોને હસાવે છે (૩) નાયકનાયિકા વચ્ચે ઊભા થયેલા પ્રણયકલહને શમાવવાનુ કામ તે કરે છે. કેટલાક લોકો સંસ્કૃત નાટકોના વિદૂષકને અંગ્રેજી નાટકોના ક્લાઉન (clown) કે ફૂલ (fool) સાથે સરખાવે છે, પરંતુ ક્લાઉન કે ફૂલનો નાટકના કથાપ્રવાહ સાથે કોઈ સંબંધ હોતો નથી, તે માત્ર હસાવવા માટે જ હોય છે; જ્યારે સંસ્કૃત નાટકોનુ આ પાત્ર કેટલીકવાર અગત્યની ભૂમિકા પૂરી પાડે છે નાટકમા એનુ કંઈને કંઈ અનુદાન હોય છે જ.

अभिप्रेतविवाहमङ्गलरमणीयः—अभिप्रेतः इष्टः यः विवाहः । तस्य मङ्गलम् । तेन रमणीयः । બધાને મનગમતા વિવાહનો માંગલિક અવસર હોઈ રમણીય (સમય). આ લગ્ન બધાને મનગમતું હતુ; કારણ કે રાજા ઉદયનનું પદ્માવતી સાથે લગ્ન થવાથી જ એનાં દુઃખશોક દૂર થવાની શક્યતા હતી. આ સંબંધ થવાથી જ રાજાને શત્રુઓના હાથમાં ગયેલા રાજ્યની પુનઃ પ્રાપ્તિ થવાની હતી, એવો ધ્વનિ પણ આમાંથી નીકળે છે. કદાચ વિદૂષકને પણ યૌગન્ધરાયણની યોજનાની માહિતી હોય. કથાસરિત્સાગરની ઉદયનકથા મુજબ યૌગન્ધરાયણે વાસવદત્તાની સાથે વિદૂષકને પણ પદ્માવતીને ત્યાં ગોઠવ્યો હતો. (જુઓ: वसन्तकं च कृतवान् काणं वटुकरूपिणम् । आत्मना च तथैवाभूत् स्थविरब्राह्मणाकृतिः । भ्राता काणवटुश्चायमिहैवास्याः समीपगः । तिष्ठत्वेकाकिनीमावदुःखं येन न यास्यसौ ॥ કથાસરિત્સાગર ૩.૨) પરંતુ આ નાટકમાં વિદૂષકને બધી યોજનાની માહિતી હોવાનો નિર્દેશ મળતો નથી. अनर्थसलिलावर्ते—अनर्थः वत्सराजस्य राजहानिः स एव सलिलावर्तः जलभ्रमणस्थानम् । અનર્થરૂપી વમળમાં. જેમ પાણીના વમળમાં ફસાઈ ગયેલી વસ્તુ સહેલાઈથી બહાર નીકળી શકતી નથી તેમ ઉદયનનું રાજ્ય ગયું એટલે જે મુશ્કેલીઓ ઊભી થઈ હતી એમાંથી હેમખેમ બહાર નીકળવાનું મુશ્કેલ હતું.

उत्तरकुरुवासः-ઉત્તરકુરુદેશમાં નિવાસ ઉત્તરકુરુ એટલે સ્વર્ગ, a land of eternal bliss. અત્યારે વિદૂષક જે મોજ માણી રહ્યો છે તેને તે સ્વર્ગીય સુખ સાથે સરખાવે છે. સ્વર્ગમાં અપ્સરાઓ તદ્દેનાતમાં હોય છે, અહીં નથી, એટલો ફરક છે (अनप्सरस्संवासः). ઉત્તરકુરુનો ઉલ્લેખ પ્રાચીન ગ્રંથોમાં ઉલ્લેખ થયેલો જોવા મળે છે : (૧) एतस्यामुदीच्यां दिशि ये के च परेण हिमवन्तं जनपदा उत्तरकुरव उत्तरमद्रा इति वैराज्यायैव तेऽभिषिच्यन्ते । (ઐતરેય બ્રાહ્મણ ૮.૧૪) અહીં હિમાલયની પેલે પાર ઉત્તર દિશામાં આ દેશ આવેલો છે, એમ જણાવવામાં આવ્યું છે. (૨) दक्षिणेन तु नीलस्य मेरोः पार्श्वे तथोत्तरे । उत्तराः कुरवो राजन् पुण्याः सिद्धनिषेविताः ॥ (મ. ભા. ભીષ્મપર્વ ૭.૨) નીલપર્વતની દક્ષિણે અને મેરુપર્વતની ઉત્તરે આવેલો દેશ તે ઉત્તરકુરુ. ભીષ્મપર્વમાં આ દેશનું વિસ્તૃત વર્ણન કરવામાં આવ્યું છે. ત્યાંનાં વૃક્ષો હંમેશ મધુર ફળોથી લચી પડે છે. ત્યાંની ભૂમિ મણિમંડિત છે અને ધૂળ સુવર્ણની રજવાળી છે. દેવલોકમાંથી ભ્રષ્ટ થયેલાઓ ત્યાં જન્મ ધારણ કરે

છે બધા લોકો સુન્દર અને નિરોગી છે સ્ત્રીઓ અપ્સરાઓ જેવી હોય છે તેમના ઉપર કોઈ જાતના પ્રતિબંધો નથી ત્યાં નરનારીઓમા કોઈ જાતની ઈર્ષા નથી આ ઉપરાંત બીજા પણ અદ્ભુત ભોગોનુ વર્ણન કરવામાં આવ્યુ છે ઉત્તરકુરુ એટલે હાલનુ કાશ્મીર, એમ કેટલાક વિદ્વાનોનુ માનવુ છે.

अकल्यवर्तम् न कल्यवर्तं यस्मिन् तत् । 'કલ્યવર્ત' શબ્દ બે રીતે સમજાવી શકાય कल्यवर्त –कल्यस्य वर्तं અર્થાત્ કોઈ સ્વસ્થ માણસ જે ભોજન લે છે તે (૨) कल्ये प्रभाते वर्तते असौ અર્થાત સવારનો નાસ્તો (the morning breakfast). અહી વિદૂષકે સુખની વ્યાખ્યા આપી છે 'પહેલુ સુખ તે જાતે નર્યાં' એ કહેવત પ્રમાણે જે માણસના શરીરમાં કોઇ રોગ પેસી જાય અને તે સારી રીતે જમી ન શકે તો તે સુખ ન કહેવાય અહી વિદૂષકે પોતાની દૃષ્ટિએ સુખની વ્યાખ્યા આપી છે પરતુ તે કેટલી યોગ્ય છે !

अधन्यस्य मम–આ વાક્યમાં વિદૂષક ભોજનની ના પાડવાનુ કારણ આપે છે, પરતુ રજૂઆત એવી રીતે કરી છે કે હસવુ આવે (૧) પેટમા ગડબડ ચાલી રહી છે તેને તે કોયલના ફરતા ડોળા સાથે સરખાવે છે આ ઉપમા હાસ્યજનક છે (૨) કાગડાને બદલે તે કોયલ શબ્દ વાપરે છે એને મન સરખો રગ હોવાથી કાગડામાં અને કોયલમા કઈ ફરક નથી આથી પણ હાસ્ય ઉત્પન્ન થાય છે कोकिलानाम् अक्षिपरिवर्त ખરેખર તો काकानाम् अक्षिपरिवर्तं એમ જોઇએ કાગડાને બને આખમા એક જ ડોળો હોય છે, અને એને એ ચારેબાજુ ફેરવતો રહે છે એમ કહેવાય છે કે શ્રીરામે આપેલ શાપના લીધે આમ બન્યુ છે કાગડાઓનો ડોળો ગોળગોળ ફરતો રહે છે તેમ વિદૂષકને પેટમાં કઇક ગડબડ ચાલી રહી છે, તેથી તેને ભોજનની ઇચ્છા નથી कुक्षिपरिवर्त –પેટમાં (કઇક) ગડમથલ, તે શુ છે તેની વિદૂષકને ખબર નથી ! ईदृश एव भव–આવા જ રહો ચેટી વિદૂષકની મશ્કરી કરે છે (विदूषकस्यौदरिकत्व जानन्त्या परिहासोक्ति –काळे) ચેટી કદાચ જાણે છે કે વિદૂષક મહારાજ અત્યારે ભલે ગમે તે કહે પણ જેવા ભાવતા ભોજન પિરસાશે કે તરત પલાંઠી વાળીને બેસી જશે અજીર્ણ થયુ છે એ યાદ પણ નહિ રહે

આ પ્રવેશક દ્વારા જાણવા મળે છે કે, (૧) ઉદયન–પદ્માવતીનાં લગ્ન થઈ ગયાં છે (૨) વાતાવરણમાં પલટો આ યો છે અને વિદૂષક જેવા

રાજસેનકો અત્યારે મોજ ઉડાવી રહ્યા છે. (૩) લગ્નની સમાપ્તિ પછી પણ જમાઈ તરીકે ઉદયનનો નિવાસ અત્યારે મગધરાજના મહેલમાં જ છે.

प्रमदवनम्-પ્રવેશક પૂરો થયા પછી મુખ્ય દૃશ્ય જ્યાં ભજવાય છે તે સ્થળ. शेफालिकागुल्मकानि-શેફાલિકાનાં ઝૂમખાં, શેફાલિકાનાં ફૂલોમાં સફેદ પાંદડી અને રાતી દાંડી હોવાથી તે દૂરથી બહુ સરસ દેખાય છે. એટલા માટે જ ચેટી એમને પ્રવાલજડિત મોતીની મેર સાથે સરખાવે છે. प्रवालान्तरितैः-प्रवालैः विद्रुमैः अन्तरितानि व्यवहितानि-જેમા પરવાલા છે તેવા. मौक्तिकालम्बकैः-मौक्तिकाना मुक्तामणीना लम्बकानि लम्बमानानि भूषणानि-મોતીના હાર. ચેટી પોતાની અંજલીમાં શેફાલિકાનાં ફૂલો લઈ આવે છે ત્યારે તેમને 'ગેરુના ટુકડા' કહે છે. अर्धमनःशिलापट्टकैः-જેમનો અર્ધો ભાગ મનઃશિલ અર્થાત્ ગેરુનો જણાય છે તેવા, અથવા જાણે ગૈરિક ધાતુના ટુકડાઓ. આ ફૂલોની દાંડળીઓનો લાલરંગ, તેમની પાંદડીઓના સફેદ રંગને દબાવીને ઊપસી આવતો હોવાથી આ કલ્પના બંધબેસતી છે.

दुष्करं खल्वहं करोमि-ખરે જ, હું કેટલું કઠિન કાર્ય કરી રહી છું ! આ પદ્માવતી હમણાં જ ઉદયનને પરણી છે અને એટલીવારમાં ઉદયનના વિરહમાં ઉત્કંઠિત થવા માંડી છે અને હું આ વિરહાવસ્થા ચૂપચાપ ભોગવી રહી છું. મારું કામ કેવું કપરું છે ! इयमपि नानेरं मन्त्रयते-આ પદ્માવતી પણ આમ કહે છે ! જે હમણાં જ પરણી છે. હું ઉદયનનો પ્રેમ માણી ચૂકી છું. ઉદયન કેટલો પ્રેમાળ છે એની બરોબર ખબર ન હોવા છતાં પદ્માવતીમાં પ્રથમ પરિચયે ઉદયન માટે કેટલી ઘેલછા છે ! अभिजातम्-કુલીન, ખાનદાન વ્યક્તિની જેમ. પદ્માવતીએ જે જવાબ આપ્યો છે તે શાલીનતાથી પૂર્ણ છે. 'મને સ્વામી બહુ ગમે છે' એમ કહેવાને બદલે 'સ્વામીની ગેરહાજરીમાં હું ઉત્કંઠિત થઈ જાઉં છું' એમ કહ્યું. એની ચેટી પ્રશંસા કરે છે. નવપરિણીતામાં લજ્જા સ્વાભાવિક છે. આથી પ્રેમનો એ સ્પષ્ટ એકરાર કરી શકતી નથી. કુલીન સ્ત્રીઓનું લક્ષણ છે લજ્જા. આ લક્ષણ પદ્માવતીમાં છે.

अतोऽप्यधिकम्-અહીં વાસવદત્તા પોતાના ગુપ્તવાસને ભૂલીને ફરીથી ભૂલ કરી બેસે છે. પદ્માવતીને શંકા થાય છે કે, આર્યપુત્ર મને જેટલા ગમે છે તેટલા જ વાસવદત્તાને ગમતા હશે કે ? અને, વાસવદત્તા બધું ભૂલીને બોલી ઊઠે છે, 'એનાથી પણ વધારે'. પદ્માવતીને નવાઈ લાગે છે કે

વાસવદત્તાને ઉદયન બહુ ગમતો હતો એની આ આવંતિકાને કેવી રીતે ખબર પડી !

यद्यल्पः स्नेहः–જો વાસવદત્તાને ઉદયન માટે અલ્પ સ્નેહ જ હોત તો તે સ્વજનોનો ત્યાગ કરી આમ એની સાથે ચાલી જાત નહિ. અહીં ફરીથી આપણને વાસવદત્તાની હાજરજવાબીનાં દર્શન થાય છે. આ જવાબથી પદ્માવતીને સંતોષ થાય છે અને વાસવદત્તા બચી જાય છે. भवितव्यम्– એમ હશે. ઉદયન પ્રત્યે વાસવદત્તાને વધારે પ્રેમ હતો કે અત્યારે પદ્માવતીને વધારે છે–આ ચર્ચા પદ્માવતીને પસંદ પડી નથી, એ એના ટૂંકા પ્રત્યુત્તર ઉપરથી જણાય છે. પરંતુ ચેટી એટલી બાહોશ નથી કે પદ્માવતીનો સંકેત સમજી જાય. તે વાતને આગળ લંબાવે છે.

अहमपि वीणाम्–હું પણ વીણા શીખીશ. ઉદયન જ્યારે ઉજ્જયિનીમાં કેદ હતો ત્યારે તેણે વાસવદત્તાને વીણા શીખવાડી હતી. આ અરસામાં જ ઉદયન અને વાસવદત્તા વચ્ચે પ્રેમ ઉદ્ભવ્યો હતો અને પછી ધીમેધીમે તે પરિપુષ્ટ થતો ગયો. ચેટીની એવી કલ્પના છે કે જે જે ઘટનાઓએ ઉદયન–વાસવદત્તાના સંવનનમાં ભાગ ભજવ્યો છે તે તે ઘટનાઓનો ઉપયોગ પદ્માવતી પણ કરે; જેથી તે પણ વાસવદત્તાની જેમ ઉદયનનો પૂર્ણ પ્રેમ જીતી શકે. अभणित्वा किञ्चित्–કંઈપણ બોલ્યા વગર ચૂપ થઈ ગયા. आर्याया वासवदत्तायाः–આર્યા વાસવદત્તાના ગુણોને યાદ કરીને રાજાને રડવું આવ્યું હશે. પણ જો તે પ્રત્યક્ષ રીતે રડે તો પદ્માવતીને ખોટું લાગે, તેથી તે રડયા નહિ પણ હૃદયમાં સંઘરેલી વેદના ઊંડા નિઃશ્વાસ રૂપે બહાર સરી પડી. પદ્માવતીનો તર્ક સાચો છે. પદ્માવતીને દુઃખ થાય માટે ઉદયન રુદનને દબાવી રાખે તે એનું દાક્ષિણ્ય બતાવે છે; એનો શિષ્ટાચાર બતાવે છે. (જુઓ : આ જ અંકનો શ્લોક ૮ ). धन्या खल्वस्मि–હું ખરેખર, ધન્ય છું. પોતાને ઉદયન હજુ પણ ચાહે છે તે પદ્માવતીના મુખે સાંભળીને વાસવદત્તાને મનોમન હર્ષ થાય છે. આખી વાતચીત અહીં આવીને અટકે છે. જાણે પ્રમદવનમાં આવતાં જ શેફાલિકાનાં પુષ્પોથી શરૂ થયેલી વાતચીતનું આ જ પ્રયોજન પહેલેથી કવિએ નિશ્ચિત કરી રાખેલું હતું !

ततः प्रविशति–રાજા વિદૂષક સાથે પ્રવેશ કરે છે એટલે દૃશ્ય બદલાય છે. વાસ્તવમાં તો એક જ રંગમંચ ઉપર બે દૃશ્યો સાથે સાથે ચાલે છે. એક બાજુ વાસવદત્તા, પદ્માવતી અને ચેટી છે. બીજી બાજુ રાજા અને વિદૂષક છે. પોતાના સિવાય અન્ય વ્યક્તિઓની પણ અહીં ઉપસ્થિતિ

હશે, એવો કોઈને ખ્યાલ જ નથી અને પરિણામે કેવી વિચિત્ર પરિસ્થિતિ નિર્માણ થાય છે તે નોંધપાત્ર છે. એક જ રંગમંચ ઉપર એકી સાથે બે દશ્યો ચાલે, એવી યોજના ભવભૂતિએ પણ પોતાના ઉત્તરરામચરિત નાટકના ત્રીજા અંકમાં કરેલી છે. આ ઉપરથી પ્રાચીનકાળમાં સંસ્કૃત રંગમંચ કેટલો વિકસિત હશે તેની કલ્પના કરી શકાય છે. प्रचितपतित-बन्धुजीवकुसुमविरलपातरमणीयम्–प्रचिते प्रचये (ચૂંટતાં) पतितानि (પડેલાં) यानि बन्धुजीवकुसुमानि (બંધુજીવ પુષ્પો), तेषां विरलेन पातेन (છૂટાંછવાયાં વેરાયેલાં હોવાથી) रमणीयम्–સુંદર લાગતુ (પ્રમદવન). ચારે બાજુ છૂટાંછવાયાં બંધુજીવપુષ્પો વેરાયેલાં હોવાથી દૂરથી પ્રમદવનનું દશ્ય બહુ મોહક લાગે છે. બંધુજીવ એટલે બપોરિયું, એક પ્રકારનું લાલ ફૂલ.

શ્લોક : ૧ ( અન્વય ) उज्जयिनीं गते, अवन्तिराजतनयां स्वैरं दृष्ट्वा काम् अपि अवस्था गते मयि, कामेन तदा पञ्चेषवः पातिताः । अद्यापि तैः हृदयं सशल्यम् एव । भूयः च वयं विद्धाः । यदा मदनः पञ्चेषुः (तदा) अयं षष्ठः शरः कथं पातितः ।

उज्जयिनीं गते–જ્યારે હું ઉજ્જયિનીમાં હતો ત્યારે અર્થાત જ્યારે તેને કેદ કરવામાં આવ્યો હતો અને જ્યારે તે વાસવદત્તાનો સંગીતશિક્ષક બન્યો હતો. अवन्तिराजतनयाम्–અવન્તિરાજ પ્રદ્યોતની પુત્રી, અર્થાત્ વાસવદત્તાને स्वैरं दृष्ट्वा–સ્વચ્છંદ રીતે ધરાઈને, જોઈને, સંગીતનું શિક્ષણ આપતી વખતે ઉદયનને આ તક મળતી હતી. काम् अपि–અનિર્વચનીય, જેનું વર્ણન ન થઈ શકે તેવી. જ્યારે કોઈ વ્યક્તિના હૃદયમાં અનુરાગ ઉત્પન્ન થાય છે ત્યારે તેની અવસ્થા આવી જ થય છે. અનુરાગનો આવિર્ભાવ શબ્દશઃ વર્ણ્ય નથી. શૃંગારિક ભાવનો ઉદ્ભવ થાય છે ત્યારે વિચિત્ર પ્રકારનો અનુભવ થાય છે; એ અવર્ણ્ય છે. कामेन–કામદેવે पञ्चेषवः पातिताः–પોતાના પાંચેય બાણથી ઘાયલ કર્યો. કામદેવ પુષ્પધન્વા કહેવાય છે. તેનાં બાણ પણ પુષ્પનાં જ છે. તેનાં પાંચ બાણ આ પ્રમાણે છે : अरविन्दमशोकं च चूतं च नवमल्लिका । नीलोत्पलं च पञ्चैते पञ्चबाणस्य सायकाः ॥ अद्यापि–આજ સુધી सशल्यम्–શલ્ય યુક્ત (હૃદયનું વિશેષણ). કામદેવે તે વખતે એકી સાથે પાંચ બાણ છોડયાં હતાં. તેમનાં શલ્ય હજુ હૃદયમાં જ ભોંકાયેલાં છે; નીકળ્યાં નથી. અર્થાત્ વાસવદત્તા માટેનો અનુરાગ હજુ એવો જ છે ત્યાં તો ફરીથી કામદેવે મને વીંધ્યો છે (विद्धाः). કામદેવની પાસે પાંચ જ બાણ હોય, તે पञ्चेषु હોય, તો આ છઠ્ઠું બાણ તેણે ક્યાંથી નાખ્યું !

ઉદયને આ શ્લોકમાં જે સમસ્યા રજૂ કરી છે તે આવી છે વાસવદત્તા સાથે એને પ્રેમ થયો ત્યારે એ એને પોતાના સંપૂર્ણ હૃદયથી ચાહતો હતો અત્યારે પણ તે વાસવદત્તાને ભૂલી શક્યો નથી હવે, પદ્માવતી તરફ પણ એને આકર્ષણ થયું છે એક જ વ્યક્તિ બે બાજુ પોતાના પ્રેમનું પ્રદાન કેવી રીતે કરી શકે ? કામદેવ પાસે પાંચ જ બાણ છે આ પાંચેયનો ઉપયોગ એણે વાસવદત્તા સાથે ઉદયનના પ્રણય વખતે કરી લીધો હતો, પછી એની પાસે આ છઠ્ઠું બાણ ક્યાંથી આવ્યું ? અત્યારે એ પદ્માવતીને ચાહે છે, એ શું છે ? કામદેવનાં પાંચ બાણોના શૂલ હજુ એના હૃદયમાં છે, એનો અર્થ એવો થાય છે કે હજુ ઉદયનના હૃદયમાં વાસવદત્તા માટેનો પ્રેમ એવો જ છે. વાસવદત્તાના વિરહમાં તે બહુ જ વ્યથિત રહે છે

असनकुसुमसंचितम्–असनकुसुमै सचितम् व्याप्तम्–અસન પુષ્પોથી વ્યાપ્ત व्याघ्रचर्मावगुण्ठितम् इव–व्याघ्रचर्मणा अवगुण्ठित प्रच्छादितम्–જાણે વ્યાઘ્રચર્મથી મઢેલું ન હોય એવું (શિલાપટ્ટક) अधिककटुकगन्धसप्तच्छदवनम्–अधिककटुक गन्ध येषा ते । अधिककटुकगन्धाश्च ते सप्तच्छदाश्च । तेषा वनम् । અત્યંત તીવ્ર કડવી વાસવાળાં સપ્તચ્છદ વૃક્ષોનું વન સાતસાત પાંદડાનાં ઝૂમખાં લાગતાં હોવાથી આ વૃક્ષને સપ્તચ્છદ સપ્તપત્ર કે સપ્તપર્ણ કહે છે આ વૃક્ષમાંથી એક પ્રકારનો રસ ઝરે છે જેની સુગંધી બહુ કડવી હોય છે आलिखितमृगपक्षिसंकुलम्–आलिखिता चित्रिता ये मृगा पक्षिण च । तै सकुल व्याप्तम् । જેના ઉપર મૃગો–પશુઓ અને પક્ષીઓના ચિત્ર દોરેલાં છે તે (દારુપર્વત) અહીં એક લાકડાની બનાવેલી બનાવટી ટેકરીનો નિર્દેશ છ, જેના ઉપર અનેક ચિત્રો દોરવામાં આવેલાં છે પદ્માવતી સાથે લગ્ન થતાં કામદેવના છઠ્ઠા બાણ(?) થી ઘવાયેલા રાજા માટે વિદૂષકની દૃષ્ટિએ ઉત્તમ ઓસડ છે પદ્માવતી તે, પદ્માવતી ક્યાં ગઈ હશે એની વિચારણા ચલાવે છે અહીં એની રાકચતાઓનો નિર્દેશ છે એટલીવારમાં એની નજર આકાશમાં ઊડતી સારસપક્ષીઓની હાર તરફ જાય છે શરદ ઋતુના સ્વચ્છ આકાશમાં ઊડતી સારસોની હારને તે બલરામના હાથ સાથે સરખાવે છે प्रसारितबलदेवबाहुदर्शनीयाम्–प्रसारित विस्तारित य बलदेवस्य बाहु । स इव दर्शनीया । ફેલાયેલા બલરામના હાથ જેવી દેખાવડી સારસ પક્ષીઓ શ્વેત હોવાથી બલરામના ગૌરવર્ણના હાથ સાથેની એમની સરખામણી વાજબી છે 'प्रसारित' ના બદલે 'प्रसादित' પાઠ કેટલીક પ્રતોમાં મળી આવે છે, પરંતુ તે પાઠ ગ્રાહ્ય લાગતો નથી प्रसादित –પ્રસન્ન (બલરામનું

વિશેષણ) અથવા प्रसादितः-સ્વચ્છ (હાથનું વિશેષણ). समाहितम्-સરખી રીતે (steadily or in a straight line). રાજા હમણાં વિરહવેદનામાં સરી પડશે તો બધી મઝા મારી જશે, એ કલ્પનાથી વિદૂષક એનું ધ્યાન અન્ય વિષય તરફ આકૃષ્ટ કરવા આકાશમાંથી પસાર થતી સારસપક્ષીઓની હાર એને બતાવે છે રાજા એક શ્લોકમાં એનું વર્ણન કરે છે :

શ્લોક : ૨ ( અન્વય ) ऋज्वायतां च विरलां च नतोन्नतां च निवर्तनेषु सप्तर्षिवंशकुटिलां च निर्मुच्यमानभुजगोदरनिर्मलस्य अम्बरतलस्य विभज्यमानां सीमाम् इव ( स्थितां 'एनाम् पश्यामि' इति पूर्ववाक्येन अन्वयः ) ।

ऋज्वायताम्-ऋजुश्च आयता च-સીધી અને છેડાયેલી (લાંબી). विरला-પાતળી, છૂટીછવાઈ. नतोन्नताम्-नता च उन्नता च । ક્યાંક નમેલી અને ક્યાંક ઊંચી. निवर्तनेषु-જ્યાંથી એ વળાંક લે છે ત્યાં सप्तर्षिवंशकुटिलाम्-सप्तर्षीणां वंशः । स इव कुटिला । ताम् । સપ્તર્ષિઓના તારાઓના ઝૂમખાની જેમ વાંકીચૂકી. निर्मुच्यमानभुजगोदरनिर्मलस्य-निर्मुच्यमानः (निर्मोकाद् बहिः निःसरन् ) यः भुजगः, तस्य उदरम् इव निर्मलम् । કાંચળી વિનાના સાપના પેટ જેવું સ્વચ્છ (આકાશ). આ હાર જાણે આકાશને બે ભાગમાં વહેંચનારી સીમારેખા હોય એમ લાગે છે. જુદા જુદા ગ્રંથોમાં સપ્તર્ષિઓની જુદી જુદી નામાવલી આપવામાં આવી છે. મહાભારત પ્રમાણે મરીચિ, અત્રિ, અંગિરસ, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ અને વસિષ્ઠ–આ સપ્તર્ષિઓ છે.

कोकनदमालापाण्डुररमणीयाम्-कोकनदानां माला । सा इव पाण्डुरा रमणीया च । ताम् । શ્વેતકમળોની માળાના જેવી સફેદ અને મનોહર -(સારસપંક્તિ). આ બાજુ વિદૂષકની દૃષ્ટિ આકાશમાં ઊડતી સારસપક્ષીઓની હાર ઉપર પ્રથમ પડે છે અને તે એને બલરામની ભુજાઓ સાથે સરખાવે છે. બીજી બાજુ ચેટીની દૃષ્ટિ સર્વપ્રથમ સારસપંક્તિ ઉપર પડે છે અને એ શ્વેતકમળોની માળ સાથે એને સરખાવે છે. આમ કરતા એની દૃષ્ટિ અચાનક રાજા ઉપર પડે છે ત્યારે બધાને ખબર પડે છે. तव कारणात्-તારા લીધે. વાસવદત્તાને કારણે અત્યારે પદ્માવતી ઉદયન પાસે જતી નથી. કેટલો ત્યાગ ! કેટલી મહાનુભાવતા ! કેટલું ઔદાર્ય ! અને પદ્માવતીની ઇચ્છા મુજબ એ બધાં માધવીલતાથી બનેલા માંડવામાં દાખલ થાય છે. આ બાજુ વિદૂષક અને ઉદયન પણ ધીમે ધીમે એ બાજુ જ સરકી રહ્યા છે. માધવીલતામંડપની બહાર, જ્યાં હમણાં પદ્માવતી વગેરે ઊભાં હતાં ત્યાં

સુધી આવે છે ત્યારે શેફાલિકા પુષ્પોના છોડ જોઈ વિદૂષક અનુમાન બાંધે છે કે પદ્માવતી અહીં આવીને જતી રહી હોવી જોઈએ. શેફાલિકાના છોડ ઉપરથી ફૂલો ચૂંટાયેલા છે (अपचितकुसुमान्) તે તરફ રાજાનું ધ્યાન દોરવામા આવે છે.

वसन्तकसंकीर्तनेन–વસન્તકના નામોલ્લેખથી. રાજાના મુખેથી વસંતકનું નામ સાંભળતાં જ વાસવદત્તાને ભૂતકાળના દિવસો યાદ આવી જાય છે ઉજ્જયિનીમા કેદ થયેલ અને પાછળથી વાસવદત્તાના સંગીત-શિક્ષક તરીકે નિમાયેલા ઉદયન સાથે વિતાવેલા તે દિવસો આજે એના મનઃચક્ષુ આગળ ખડા થાય છે. યૌગન્ધરાયણે ઉદયનને છોડાવવા માટે કરેલી યોજના પ્રમાણે વિદૂષકને એક બ્રાહ્મણ ઉપદેશક તરીકે વાસવદત્તાના મહેલમા દાખલ કરવામા આવ્યો હતો. ત્યા એણે પોતાની વિચિત્ર વેશભૂષા અને વાણીથી વાસવદત્તાનું ઘણું મનોરંજન કરેલું, એ બધુ એને યાદ આવે છે.

आकुलं कर्तुकाम'–બગાડવા ઇચ્છે છે, ગૂંચવાડો ઊભો કરવા માગે છે. જો વિદૂષકના સૂચન મુજબ તાપથી બચવા રાજા માધવીલતામંડપમા પ્રવેશ કરે તો બધી બાજી બગડી જાય ઉદયન અત્યારે વાસવદત્તાને જોઈ જાય એ નાટકકારને ઇષ્ટ નથી, એવું પણ સૂચન નીકળે છે. નાટકકાર વિદૂષક અને રાજાને કઈ યુક્તિથી માધવીલતામંડપમા જતાં રોકે છે તે જોવાનું રહે છે.

दास्याः पुत्रैः–એક પ્રકારની સંસ્કૃત ગાળ. ભમરાઓ 'દાસીના પુત્રો' નથી છતાં તેમને ગાળ દેવા આમ કહ્યું છે વિદૂષક અને રાજાને આગળ વધતા અટકાવવા માટે ચેટી માધવીલતામંડપના દ્વારે ઝૂલતી લતા હલાવે છે. એ લતા ઉપર અસંખ્ય ભમરાઓ બેઠેલા હતા. ડાળી હલાવવાથી ભમરાઓ ઊડવા; એ જોતા જ ડરપોક વિદૂષકે બૂમાબૂમ કરી મૂકી. વિદૂષક કૂદાકૂદ કરવા માંડ્યો ત્યારે રાજાને ભમરાઓ ઉપર દયા આવે છે. પગની નીચે કચડાઈને તેઓ પ્રિયતમા ભમરીઓથી વિયુક્ત બનશે, આ ભાવ ત્રીજા શ્લોકમાં વ્યક્ત થયો છે :

શ્લોક : ૩ (અન્વય) मधुमदकलाः, मदनार्ताभिः प्रियाभिः उपगूढाः- मधुकराः पादन्यासविषण्णाः वयम् इव कान्ताविमुक्ताः स्युः ।

ભમરાઓને શા માટે હેરાન ન કરવા, તે આ શ્લોકમા જણાવવામાં આવ્યુ છે. मधुमदकलाः–मधुनः मदेन कलाः मधुरं गुञ्जन्तः – मधुपानः

કરવાથી મદોન્મત્ત હોઈ મધુર ગુંજન કરતા મદનાર્તાભિઃ-મદનેન આર્તાઃ। તામિ.। કામપીડિત (પ્રિયાઓથી) उपगूढाः-આલિંગિત. उप+गुह् नु કે. ભૂ કૃ. બન્ને मधुकराः નાં વિશેષણો છે. આવા મધુકરો, पादन्यासविषण्ण – पादानाम् न्यासेन विषण्णा.–પગ પડવાથી (પગની નીચે કચડાવાથી) દુઃખી બનીને મારી જેમ (वयम् इव) પોતાની પ્રિયાઓથી વિખૂટા પડશે (कान्तावियुक्ता. स्यु.) રાજા જે દુઃખ વાસવદત્તાના વિરહમાં ભોગવી રહ્યો છે તેવું દુઃખ ભમરાઓને ન સહેવું પડે એવી મૃદુ ભાવના તે પ્રગટ કરે છે. શ્લોકમાં રહેલો ભાવ, એમાં પ્રયોજેલો છંદ અને અનુપ્રાસ આ ત્રણેયનો સરસ મેળ સધાયો છે તે નોંધપાત્ર છે

रुद्धा – પૂરાઈ ગયાં છીએ રાજા અને વિદૂષક માધવીલતામંડપના દરવાજા આગળ બેસી ગયા એટલે વાસવદત્તા, પદ્માવતી, ચેટી વગેરેને બહાર જવા માટે માર્ગ રહ્યો નથી, તેથી તેઓ માંડવામાં જાણે કેદ થઈ ગયા છે. प्रकृतिस्थशरीरः-प्रकृतौ तिष्ठतीति प्रकृतिस्थम्। प्रकृतिस्थ शरीरम् यस्य। જેનું શરીર સ્વસ્થ (in normal state) છે તે (આર્યપુત્રનું વિશેષણ). ઘણા વખત પછી ઉદયનને જોઈ વાસવદત્તાને સર્વપ્રથમ વિચાર એના સ્વાસ્થ્ય સંબંધી આવે છે બ્રહ્મચારીએ કરેલું વર્ણન સાંભળીને પતિની વ્યાકુળદશાનું જે ચિત્ર વાસવદત્તાએ કલ્પ્યું હતું તેમાં અત્યારે બહુ ફેરફાર થઇ ગયો છે. રાજા સ્વસ્થ જણાય છે એનાથી વાસવદત્તાને ખુશી થાય છે. એક પ્રેમાળ પત્નીની સૌથી મોટી ઇચ્છા હોય છે પતિનું સ્વાસ્થ્ય, ઉદયન–પદ્માવતીના લગ્ન વખતે વાસવદત્તા ઉદયનને જોઈ શકી નહોતી. માત્ર દાસીઓ દ્વારા એના સમાચાર જાણી લેતી હતી. વાસ્તવમાં યૌગંધરાયણની યોજનાને સફળ બનાવવા માટે આ આવશ્યક પણ હતું. પરંતુ, અત્યારે અનાયાસે એવી પરિસ્થિતિ આવી છે કે વાસવદત્તા છુપાઈને બહુ નજીકથી ઉદયનને જોઈ શકે છે રાજાને જોઈ વાસવદત્તાને હર્ષના આંસુ આવે છે. ચેટીની દૃષ્ટિ પડે છે અને વાસવત્તાને બહાનું કાઢવું પડે છે. मधुकराणाम्– ભમરાઓના તોફાનથી ઊડેલા કાશપુષ્પના પરાગને લીધે આંખમાં આંસુ આવ્યા છે (सोदका मे दृष्टि). પ્રત્યુત્પન્નમતિત્વ અને વાક્ચાતુર્યમાં વાસવદત્તા અજોડ છે એની તુલનામાં પદ્માવતી કેટલી ભોળી લાગે છે ! તે વાતને તરત માની લે છે · युज्यते।

शून्यं खल्विदम्–આ પ્રમદવન નિર્જન છે આ વાક્ય વક્રોક્તિના સુંદર નમૂનારૂપ છે. પદ્માવતી અને વાસવદત્તા બન્ને એકદમ નજીકમાં

જ છે અને બધું સાંભળી રહી છે, એ વિદૂષકને બિચારાને ખબર નથી છન્દત – મન ફાવે તે (પૂછ) રાજા એને મરજી પ્રમાણે પ્રશ્ન કરવાની છૂટ આપે છે એટલે અત્યંત નાજુક પરિસ્થિતિ ઊભી થાય છે કિમિદાનીમ્–તું શું અત્યારે મને મોટા ધર્મસંકટમાં નાખી રહ્યો છે। बहुमानसंकटे એ શબ્દને બે રીતે સમજાવી શકાય (૧) बहुमानजनित सकटम्– બહુમાનના લીધે ઉત્પન્ન થયેલું સંકટ હું કોને વધુ માન આપું છું – એ પ્રશ્નથી ઊભું થયેલું સંકટ (૨) बहु मान प्रमाणं यस्य । ईदृश च तत् सकट च । ભારે આફત બીજો અર્થ વધુ યોગ્ય છે यादृशो– જેવા પરંતુ અહીં એનો અર્થ થાય છે કેવા' ખરેખર, જે પુરુષ બીજી વાર પરણ્યો હોય તેના માટે આવા પ્રશ્નનો પ્રત્યુત્તર આપવાનું કેટલું મુશ્કેલ હોય છે। अह च मन्दभागा– અને હું અભાગણ પણ (કેવી મોટી આફતમાં મૂકાઈ ગઈ છું।) વિદૂષકે રાજાને જે પ્રશ્ન પૂછ્યો છે એના લીધે વાસવદત્તા કેવી રીતે મુશ્કેલીમાં મૂકાઈ છે ? આ વસ્તુ બે રીતે સમજાવી શકાય (૧) જો ઉદયન એમ કહે કે, હું પદ્માવતીને ચાહું છું ' તો આનાથી વાસવદત્તાને બહુ મોટો આઘાત લાગે યૌગંધરાયણની યોજનાને સફળ બનાવવા એણે જે ભાગ ભજવવાનો છે એ ભજવવાનો એનામાં ઉત્સાહ રહે નહિ રાજા પદ્માવતીને ચાહે છે, એવી જાહેરાત પછી ઉદયન–વાસવદત્તાના પુનર્મિલનમા પણ શું ચમત્કૃતિ રહેત ? (૨) જો ઉદયન એમ કહે કે, 'હું વાસવદત્તાને ચાહું છું' તો સદ્ય પરિણિતા પદ્માવતીની કેવી દશા થાય ? પદ્માવતીની સાથે વાસવદત્તાને એટલી બધી આત્મીયતા બંધાઈ ગઈ છે કે એ એના દુખે દુખી બની રહેશે આગળ ઉપર 'પદ્માવતી શિરોવેદનાથી પીડિત છે એ સમાચાર સાંભળતાં જ વાસવદત્તા એની પાસે દોડી જાય છે, એ એની મૈત્રીનો પૂરાવો છે स्वैरम् – નિસંકોચ (without any restrait, freely) રાજાએ કોઈપણ પ્રકારનો સંકોચ, કોઈપણ જાતની ચિંતા બીક રાખવાની જરૂર નથી, કારણ કે एका–वासवदत्ता उपरता–મરી ગઈ છે અને अपरा–પદ્માવતી अस निहिता–અહીં હાજર નથી વિદૂષકનું આ વિધાન કેટલું સાચું છે ? બંને દેવીઓ હાજર છે એમના મનમાં આ વાક્ય સાંભળીને શું નું શું થઈ રહ્યું હશે।

भवान् तु मुखर –કારણ કે તું બડબડિયો છે मुखम् अस्ति अस्य इति मुखर । જેને પોતાની જીભ ઉપર કાબૂ ન હોય, ગમે ત્યારે ગમે તેવી ગુપ્ત વાત પણ બકી મારે તેવો તે વાસવદત્તાને તો કહી શકે એમ નથી,

કારણ કે તે મરી ગઈ છે. પરંતુ તે પદ્માવતીને કહી દે, એનો રાજાને ભય છે આ ઉપરથી જણાય છે કે વિદૂષકે પૂછેલા પ્રશ્નનો જવાબ પદ્માવતીની તરફેણનો નથી એ પદ્માવતી સમજી જાય છે. તે કહે છે : एतावता मणितम् आर्यपुत्रेण–આટલાથી જ એમણે બધુ કહેવાનું કહી દીધુ છે सत्येन शपामि–સત્યની સોગન ખાઉ છુ एषा दष्टा–આ મારી જીભ કચડુ છુ કે કોઈને પણ કહીશ નહિ. पुरोभागिता–दोषैकदृक् पुरोभागी–अमरः । માત્ર દોષદૃષ્ટિ જ હોય તેવી વ્યક્તિને પુરોભાગી કહે છે. અહી આ શબ્દ 'મૂખંતા'નો અર્થ સૂચવે છે. રાજાની પાસે જવાબ કઢાવવાની વિદૂષક લીધેલી હઠથી પદ્માવતી અપ્રસન્ન થાય છે. एतावता–આટલાથી. અર્થાત્ ઉદયને તરત જવાબ આપ્યો નહિ અને હજુ પણ જવાબ આપવાની અનિચ્છા બતાવે છે એ ઉપરથી એના હૃદયમાં શું હશે, એ વિદૂષકને કેમ સમજાતુ નથી ? अनाख्याय–કહ્યા વિના. एकपदम् अपि–એક ડગલું पद्दः–તમને રોકવામાં આવે છે. तेन हि–તો અમે પણ જોઈ લઈશુ. આ વાકય સાભળતાં જ વિદૂષક ઢીલો પડે છે, જબરદસ્તી કરવા જાય એટલે શારીરિક શક્તિનો સામનો કરવો પડે. વિદૂષક રાજાનો મુકાબલો કરવા એકદમ અસમર્થ હોઈ બીજી યુક્તિ કરે છે. वयस्यमावेन–મિત્રતાના સોગન છે. મિત્રતા વચ્ચે આવી એટલે ઉદયનને બીજો કોઈ રસ્તો (गति) રહ્યો નહિ.

શ્લોક : ૪ (અન્વય) यदि अपि रूपशीलमाधुर्यैः पद्मावती मम बहुमता, तु (सा) वासवदत्ताबद्धं मे मनः तावत् न हरति ।

આ શ્લોકમાં ભાસે ઉદયનના ચિત્તનુ શબ્દચિત્ર આપવાનો પ્રયત્ન કર્યો છે. અત્યારે ઉદયન જે પરિસ્થિતિમાંથી પસાર થઈ રહ્યો છે તે પરિસ્થિતિમાં એક પુરુષનું ચિત્ત ભાવુકતાપૂર્ણ બની રહે છે. એક બાજુ વાસવદત્તાના સ્નેહાળ સંસ્મરણો છે જ્યારે બીજી બાજુ પ્રેમાળ પદ્માવતી છે. વાસવદત્તાને તે ભૂલી શકતો નથી અને પદ્માવતીને તિરસ્કારી શકતો નથી. આ માનસિક દ્વન્દ્વ આ શ્લોકમા અત્યંત સરળ રીતે રજૂ કરવામા આવ્યું છે रूपशीलमाधुर्यैः–સુન્દરતા, સદાચાર અને મધુરતાથી. પતિની માનીતી બનવા માટે એક પત્નીમાં જે જોઈએ તે બધું પદ્માવતીમા છે. તે ઉદયનને માન્ય પણ છે છતા वासवदत्ताबद्धम्–વાસવદત્તામા ચોંટેલું (મન) તે હરી શકતી નથી

આ શ્લોક સાભળતાં જ વાસવદત્તાના હૃદયમા જે હર્ષ થયો છે તે તેની સ્વગતોક્તિથી સ્પષ્ટ જણાઈ આવે છે. दत्त वेतनम्–બદલો મળી ગયો.

ગયો નથી, આ બાબત ટીકાને પાત્ર નહિ પણ પ્રશંસનીય છે, એમ પદ્માવતી કહે છે એના હૃદયમાં વાસવદત્તા માટે ઈર્ષ્યાનો ભાવ નથી. આથી વાસવદત્તા આ શબ્દો દ્વારા એની પ્રશંસા કરે છે.

आर्यपुत्रोऽपि-આર્યપુત્ર પણ વસન્તક બની ગયા ! અર્થાત્ વિદૂષકની જેમ ઉદયન પણ બાલિશતા કરે છે. વિદૂષકે જે રીતે આ ચર્ચા ઉપસ્થિત કરી અને રાજા પાસે પ્રત્યુત્તર કઢાવ્યો એ રીત કોઈ પણ ધીરગંભીર સજ્જન પુરુષને છાજે એવી નહોતી. ઉદયન વિદૂષક સાથે ગમ્મત કરવા ઉપર આવી ગયો છે. એને સ્વપ્ને ય કલ્પના નહિ હોય કે આ ગમ્મતગમ્મતમાં કેવો અનર્થ થઈ શકે છે !

किं मे विप्रलपितेन-મારા બડબડાટથી શું ? મારા વચનની કિંમત શી ? મને વાસવદત્તા ગમે છે કે પદ્માવતી ગમે છે, એ પ્રશ્નના જવાબનું મહત્ત્વ કેટલું ? વિદૂષકની આ ઉક્તિ એની સમજદારી પ્રગટ કરે છે. પોતાની, પોતાના વક્તવ્યની કિંમત કેટલી, તે વિદૂષક સારી પેઠે જાણે છે. वैधेय-મૂર્ખ. વિદૂષકે રાજા પાસે જવાબ કઢાવવા જબરદસ્તી કરેલી તેમ રાજા પણ જબરદસ્તી ઉપર આવે છે. પણ વિદૂષક એમ કંઈ માને

વાસવદત્તાએ અત્યાર સુધી જે શારીરિક તેમજ માનસિક કષ્ટ વેઠ્યું છે એનો બદલો એને મળી ગયો. अज्ञातवास॰ आदि–અહીં હું અજ્ઞાતવાસમાં રહી તે પણ ભારે લાભદાયક નીવડ્યું. જો તે અહીં અજ્ઞાતવાસ ન વેઠી રહી હોત તો પતિમુખેથી આ વાક્યો એ ન સાંભળી શકત પતિના મુખેથી 'હું એને બહુ જ ચાહું છું' એ વાક્ય ગુપ્ત રીતે સાંભળીને દરેક પત્નીને એટલો જ હર્ષ થાય પતિની ચાહના, પતિનો પ્રેમ હોય તો દુનિયામાં બધા જ દુ ખો સહન કરવા સ્ત્રી તૈયાર થઈ જાય

अदाक्षिण्य.—અશિષ્ટ, અસભ્ય. ચેટીએ ઉદયન માટે પ્રયોજેલો શબ્દ પદ્માવતી સાથે લગ્ન કરી, પદ્માવતીના મહેલમાં જ 'હું તો વાસવદત્તાને જ ચાહું છું' એમ કહેનાર ઉદયનમાં દાક્ષિણ્ય નથી, સભ્યતા નથી, એવી ચેટીની માન્યતા છે. બીજી કોઈ સ્ત્રી હોત તો આ વાત સ્વીકારી લેત પણ પદ્માવતી એટલી સંકુચિત નથી. सदाक्षिण्य एव–आर्य-પુત્ર તો શિષ્ટ જ છે વાસવદત્તાના મરી ગયા પછી પણ તે વાસવદત્તાના ગુણોને યાદ કરે છે અન્ય કોઈ પુરુષ હોત તો પ્રથમ પત્નીને ભૂલી જઈને દ્વિતીય પત્નીના અંદર ડૂબી ગયો હોત અહીં પદ્માવતીના ચરિત્રની મહાનુભાવતા પ્રગટ થઈ છે મનમાં એને ચોક્કસ દુ ખ થયું હોવું જોઈએ, પણ તેને તે બહાર આવવા દેતી નથી. સ્વામીના દોષ જોવામાં એને ઉત્સાહ નથી સંસ્કૃત સાહિત્યશાસ્ત્રમાં નાયકોના જે પ્રકારો આપવામાં આવ્યા છે એમાં એક 'દક્ષિણ નાયક' પણ છે. જેને બે પ્રિયાઓ હોય અને એ બંનેને જે સમાન પ્રેમ આપતો હોય તેને 'દક્ષિણ નાયક' કહેવામાં આવે છે. (अनेकमहिलासमरागो दक्षिण कथित । સા ૬) વિક્રમોર્વશીય નાટકનો નાયક પુરુરવા દક્ષિણ નાયક છે. તે ઉર્વશીને ચાહતો હોવા છતાં ઔશિનરી રાણીને જરા પણ દુ ખ થાય એ એને ગમતું નથી જુઓ : निषिम्व माधवामेता लता कौन्दीं च नर्तयन् । स्नेहदाक्षिण्ययोर्यागात्कामीव प्रतिभाति मे ॥ (વિક્રમો ૨. ૪)

અહીં सदाक्षिण्य॰ आर्यपुत्र એ શબ્દો દ્વારા ઉદયન દક્ષિણ નાયક છે એમ સૂચન થાય છે. તે વાસવદત્તાને ચાહે છે, તેના મૃત્યુ પછી પણ તેને ભૂલી શકતો નથી, તેમ પદ્માવતીને પણ બહુમાન આપે છે પદ્માવતીના રૂપ, શીલ, માધુર્ય ઉપર તે અનુરક્ત છે

अभिजनस्य सदृशम्–પોતાની કુલીનતાને અનુરૂપ પદ્માવતી સાથે લગ્ન કર્યાં પછી પણ ઉદયનનો વાસવદત્તા તરફનો પ્રેમ જરા પણ ઓછો

ચર્ચા નથી, આ બાબત ટીકાને પાત્ર નહિ પણ પ્રશંસનીય છે, એમ પદ્માવતી કહે છે એના હૃદયમાં વાસવદત્તા માટે ઈર્ષ્યાનો ભાવ નથી. આથી વાસવદત્તા આ શબ્દો દ્વારા એની પ્રશંસા કરે છે.

आर्यपुत्रोऽपि–આર્યપુત્ર પણ વસન્તક બની ગયા ! અર્થાત્ વિદૂષકની જેમ ઉદયન પણ બાલિશતા કરે છે. વિદૂષકે જે રીતે આ ચર્ચા ઉપસ્થિત કરી અને રાજા પાસે પ્રત્યુત્તર કઢાવ્યો એ રીત કોઈ પણ ધીરગંભીર સજ્જન પુરુષને છાજે એવી નહોતી. ઉદયન વિદૂષક સાથે ગમ્મત કરવા ઉપર આવી ગયો છે. એને સ્વપ્ને ય કલ્પના નહિ હોય કે આ ગમ્મતગમ્મતમાં કેવો અનર્થ થઈ શકે છે !

किं मे विप्रलपितेन–મારા બડબડાટથી શું ? મારા વચનની કિંમત શી ? અને વાસવદત્તા ગમે છે કે પદ્માવતી ગમે છે, એ પ્રશ્નના જવાબનું મહત્ત્વ કેટલું ? વિદૂષકની આ ઉક્તિ એની સમજદારી પ્રગટ કરે છે. પોતાની, પોતાના વક્તવ્યની કિંમત કેટલી, તે વિદૂષક સારી પેઠે જાણે છે. वैधेय–મૂર્ખ. વિદૂષકે રાજા પાસે જવાબ કઢાવવા જબરદસ્તી કરેલી તેમ રાજા પણ જબરદસ્તી ઉપર આવે છે. પણ વિદૂષક એમ કંઈ માને એવો નથી. એટલે રાજા એને થોડું માન આપીને પ્રસન્ન કરે છે: प्रसीदतु प्रसीदतु महाब्राह्मणः । વાસ્તવમાં 'મહાબ્રાહ્મણ'નો અર્થ 'મૂર્ખ' થાય છે પરંતુ મૂર્ખ વિદૂષકને એની ખબર પડતી નથી. અમુક શબ્દોની આગળ મહા શબ્દ લગાડવાથી વિપરીત અર્થ થાય છે, તેથી તેવા શબ્દો આગળ મહા શબ્દ મૂકવાનો નિષેધ કરવામાં આવ્યો છે જુઓ : शङ्खे तैले तथा मांसे वैद्ये ज्योतिषिके द्विजे । यात्रायां पथि निद्रायां महच्छब्दो न दीयते ॥

इदानीं शृणोतु–હવે આપ સાંભળો. અહીંથી વિદૂષકનો પ્રત્યુત્તર છે. વાસવદત્તાને એક ટૂંકા વાક્યથી સન્માની અનેક વિશેષણો દ્વારા પદ્માવતીની વિશેષતાઓનું તે વર્ણન કરે છે. 'આર્યવસન્તક કર્યા ગયા' એમ કહી તે વિદૂષકને મિષ્ટાન્ન આપી પ્રસન્ન કરે છે, પદ્માવતીના આ ગુણને લીધે પણ ખાઉધરા વિદૂષકને તેના તરફ વિશેષ પક્ષપાત છે. વિદૂષક તકસાધુ છે. વાસવદત્તા મરી ગઈ છે એટલે પદ્માવતીની પ્રશંસા કરવામાં જ લાભ છે, એ તે જાણે છે. भवतु–ભલે. વાસવદત્તા જાણે કહી રહી છે : યાદ રાખ વિદૂષક, થોડા વખત પછી હું તારી ખબર લઈશ. सर्वमेतत्–આ બધું હું

દેવી વાસવદત્તાને કહી દઈશ 'આ બધુ' એટલે 'વાસવદત્તા કરતાં તને પદ્માવતી વધુ ગમે છે એવી તે કરેલી જાહેરાત' અવિઘા–અરર ! વાસવદત્તા !! ક્યાં છે વાસવદત્તા ! એ તો ક્યારનીય મરી ગઈ છે. વિદૂષકના આ શબ્દો વાતાવરણમાં કેવો અણધાર્યો પલટો લાવે છે તે નોંધપાત્ર છે ઉપરનો સવાદ ચાલતો હતો ત્યારે રાજા બધુ ભૂલીને વિદૂષકની સાથે વિદૂષક જેવો બનીને ગમ્મત કરવા માંડયો હતો ત્યારે વાસવદત્તા મરી ગઈ છે આ વાસ્તવિકતા ભૂલાઈ ગઈ હતી, તે વિદૂષકે યાદ અપાવી રાજાનુ ચિત્ત ઘેરા વિષાદથી ઉદ્વિગ્ન બની જાય છે એનુ મન આકુળવ્યાકુળ થઈ જાય છે

શ્લોક ૫ (અન્વય) त्वया अनेन परिहासेन मे मन व्याक्षिप्तम् । तत इय वाणी पूर्वाभ्यासेन तथा एव नि:सृता ।

अनेन परिहासेन–આ ગમ્મતથી, મશ્કરીથી. व्याक्षिप्तम्–વિક્ષિપ્ત થઈ ગયુ (મન) ત જે વાતચીત કરી તેનાથી મારુ મન વાસ્તવિકતાથી બહુ દૂર પહોચી ગયુ. હુ ક્યાં છુ, કેવી પરિસ્થિતિમાં છુ, તે ભૂલી ગયો. पूर्वाभ्यासेन–અગાઉની આદત અનુસાર અગાઉ વાસવદત્તા જીવિત હતી ત્યારે પણ કોઈકોઈ વાર આવા પ્રસગ બનતા વિદૂષક રાજાને ચીડવવા, વાસવદત્તાનુ ઘસાતુ બોલતો તો રાજા એને બ્હીવડાવતા 'ખબરદાર, હુ આ બધુ વાસવદત્તાને કહી દઈશ" અત્યારે પણ એ આદત અનુસાર બોલાઈ જવાયુ (वाणी नि सृता) અને પરિણામ એ આવ્યુ છે કે 'વાસવદત્તા મરી ગઈ છે' આ વાસ્તવિકતાનુ જ્ઞાન વિદૂષક પાસેથી મળ્યુ

कथायोग –युज्यते इति योग । कथायाः योग । વાતચીતનો પ્રસંગ नृशसेन–दुष्टबुद्धिना विदूषकेण–આ મૂર્ખ વિદૂષકે विसवादित –અગાડી નાખ્યો नृशसेन–निर्दयेन विधिना–ક્રૂર દૈવે–એવો અર્થ પણ કરી શકાય (જુઓ A charming episode has now been spoiled or frustrated by cruel destiny–Gejendragadker)

विश्वस्तास्मि–आश्वस्तास्मि–મને આશ્વાસન મળ્યુ છે વાસવદત્તા પ્રસન્ન છે આજે એનુ જીવન ધન્ય બન્યુ છે ઉદયનના મુખેથી અપ્રત્યક્ષ રહી એણે પોતાને માટે જે શબ્દો સાંભળ્યા તે એને બહુ ગમ્યા કોઈ પણ સ્ત્રી પોતાના પતિના મુખેથી આવા જ શબ્દો સાંભળવા તરસતી હોય છે. अनतिक्रमणीय –જેનુ અતિક્રમણ ન થઈ શકે એવુ, જેનુ ઉલ્લઘન ન થઈ શકે એવુ દૈવ વિદૂષક આશ્વાસન આપે છે જે થવાનુ હતુ તે થઈ ગયુ, એમાં આપણો શો ઉપાય ?

શ્લોક ૬ : (અન્વય) बद्धमूलः अनुरागः दुःखं त्यक्तुं (शक्यः) । स्मृत्वा स्मृत्वा दुःखं नवत्वं याति । एषा तु यात्रा यद् इह बाष्पं विमुच्य प्रातानृण्या बुद्धिः प्रसादं याति ।

આ શ્લોક નાટકના કેન્દ્રીય વિચારને બહુ સંક્ષેપમાં સરળ રીતે રજૂ કરે છે. ઉદયન વાસવદત્તાને કેમ ભૂલી શકતો નથી ? શા માટે તે દુઃખનો અંચળો ફેંકી દઈ ને સ્વસ્થ થતો નથી ? શા માટે તે વાસવદત્તા સાથે ભોગવેલાં સુખો યાદ કરી કરીને રડતો જ રહે છે ? આ બધા પ્રશ્નોના જવાબ આ શ્લોકમાં આપવામાં આવ્યા છે. ઉદયનની પરિસ્થિતિનું અહીં તાદૃશ ચિત્રણ થયું છે.

बद्धमूलः–बद्धानि मूलानि यस्य । જેનાં મૂળ બહુ ઊંડાં છે તેવો (अनुरागः). કોઈ વૃક્ષનાં મૂળિયાં જમીનમાં ખૂબ ઊંડે સુધી પહોંચી જાય છે ત્યારે એ વૃક્ષને ઉખેડવાનું કામ બહુ મુશ્કેલ બની જાય છે તેમ જે અનુરાગનાં મૂળ બહુ ઊંડાં હોય, જે અનુરાગ અત્યંત દૃઢ થઈ ગયો હોય, એને છોડવાનું કામ (त्यक्तुम् ) બહુ દુઃખદાયક હોય છે ( दुःखम् ). આવા પ્રેમને છોડવો એ સરળ નથી. स्मृत्वा स्मृत्वा–યાદ કરી કરીને દુઃખ તાજું થતું રહે છે. यात्रा–રિવાજ, વ્યવહાર, the way of the world. बाष्पं विमुच्य–રડવાથી प्रातानृण्या–ऋणाभावः अनृण्यम् । प्राप्तम् अनृण्यम् यया । ઋણમાંથી જેણે મુક્તિ મેળવી છે એવી (बुद्धि). જ્યારે જ્યારે આપણે દિવંગત યા દૂરસ્થ પ્રિયજન માટે આંસુ સારીએ છીએ ત્યારે આપણે એ પ્રિયજનનું ઋણ ચૂકવીએ છીએ. કોઈપણ વ્યક્તિનું ઋણ ચૂકવાઈ જાય છે ત્યારે મન ઉપરથી એક બોજો ખસી ગયો હોય એવો ભાસ થાય છે અને તેથી ચિત્તની સ્વસ્થતા પ્રાપ્ત થાય છે. દુઃખી પ્રેમીજનો રડીને દુઃખ હળવું કરે છે એ દુનિયાનો નિયમ છે. દુનિયામાં જો રુદન ન હોય તો લોકો દરેક દુઃખમાં ધૈર્ય ખોઈ બેસત અને પુનઃ સ્વસ્થતા મેળવી શકત નહિ. (જુઓ : કવિ ટેનીસનની કવિતા : She must weep or she will die. સરખાવો : पूरोत्पीडे तडागस्य परीवाहः प्रतिक्रिया । शोकक्षोभे च हृदयं प्रलापैरेव धार्यते ।। (ઉત્તરરામચરિત ૩. ૨૯)

अश्रुपातक्लिन्नम्–अश्रूणां पातः । अश्रुपातेन क्लिन्नम् । આંસુઓના લીધે ભીંજાયેલું (મુખ). मुखोदकम्–મો ધોવાનું પાણી. बाष्पाकुलपटान्तरितम्–बाष्पैः आकुलं पटेन अन्तरितम् च । આંસુઓથી છવાયેલું અને વસ્ત્રથી

ઢંકાયેલું રાજાની આંખમાં આંસુ આવતાં તે લૂછવા રાજાએ વસ્ત્ર આંખો ઉપર મૂક્યું હશે, તે વખતના દેખાવનું વર્ણન છે. રાજાનું મુખ દેખાતું નથી અને વાતાવરણ ગમગીન છે, એટલે પદ્માવતી અહીંથી જવા ઇચ્છે છે. उत्कण्ठित भर्तारम्-દુ:ખી પતિને અર્થાત્ સ્વામીને આવી સ્થિતિમાં મૂકીને જવું તે ઉચિત નથી. રાજાના દુ:ખે દુઃખી થયેલી વાસવદત્તા પદ્માવતી રાજા પાસે જાય એમ ઇચ્છે છે. આથી રાજાની વેદના ઓછી થાય અને એને આશ્વાસન મળે. પરંતુ વાસવદત્તા પરપુરુષનું મુખ જોતી નથી તે સારુ તો પદ્માવતીએ માધવીલતામંડપમાં ભરાઈ રહેવાનું પસંદ કર્યું. હવે એ રાજા પાસે કેવી રીતે જાય? અને, વાસવદત્તાનું શું થાય? વાસવદત્તા એમાંથી માર્ગ કાઢે છે अहमेव गमिष्यामि-હું જ જાઉં છું તું અહીં રાજા પાસે રહે અગાઉ જણાવ્યું છે કે માધવીલતામંડપનો દરવાજો રોકીને ઉદયન અને વિદૂષક બેઠેલા છે તેથી વાસવદત્તા કેવી રીતે નીકળી હશે એ પ્રશ્ન છે. એવું બને કે રાજાએ આંખો લૂછવા માટે પોતાના ઉત્તરીય વસ્ત્રના છેડાને મુખ ઉપર રાખ્યો હોય, પદ્માવતી રાજા પાસે જતી હોય, એ વખતે ધીમેથી વાસવદત્તા બાજુમાંથી બહાર સરકી જાય છે પદ્માવતી જેવી રાજા પાસે પહોંચે છે કે વિદૂષક પણ મો ધોવા માટે પાણી લઈને આવી પહોંચે છે. આવી પરિસ્થિતિમાં વાસવદત્તા કેવી રીતે ચાલાકીથી નીકળી ગઈ હશે એ વિચારણીય છે

एतदिदम्-આ પેલું, પેલું આ. વિદૂષક એકદમ પદ્માવતીને આવેલી જોઈને ગભરાઈ જાય છે અને ગલ્લાંતલ્લાં કરવા માંડે છે જે કારણથી ઉદયનની આંખમાં આંસુ આવ્યાં છે તે વાત વિદૂષક પદ્માવતીને કેવી રીતે કહે? એટલે તે બનાવટ કરે છે: वातनीतेन- પવનથી ઊડીને આવેલો काशकुसुम-रेणुना-કાશપુષ્પનો પરાગ अक्षिनिपतितेन-આંખમાં પડવાથી साश्रुपातम्-આંસુ આવ્યાં છે अहो, सदाक्षिण्यस्य-અરે, ચતુર લોકોના પરિજનો પણ ચતુર હોય છે. વિદૂષકે આપેલો જવાબ વાસ્તવિકતાને ઢાંકવા માટેની સુંદર યુક્તિ છે. રાજા જ્યારે પદ્માવતીને જુએ છે ત્યારે તે પણ ખરું કારણ છુપાવવાની કોશિશ કરે છે.

શ્લોક ૭ (અન્વય) शरच्छशाङ्कगौरेण वाताविद्धेन काशपुष्पलवेन, हे मामिनि, इदं मम मुखं साश्रुपातम् ।

વિદૂષકે પદ્માવતીને શું કહ્યું છે આ જાણીને, ઉદયન પણ વિદૂષકે કહેલી વાત દ્વારા મૂળ કારણ છુપાવે છે शरच्छशाङ्कगौरेण-शरद. शशाङ्क. ।

व इव गौरः । तेन । શરદઋતુના ચંદ્ર સમાન શ્વેત. वाताविद्धेन-वातेन आविद्धः-વાયુથી ઉડાવેલા काशपुष्पलवेन-કાશપુષ્પના રજકણથી હે मामिनि- હે સુંદરી, इदं मम मुखम्- આ મારું મુખ साश्रुपातम्- આંસુવાળું છે.

શ્લોક : ૮ (અન્વય) इयं नवोढाहा बाला सत्यं श्रुत्वा व्यथां व्रजेत्। कामम् इयं धीरस्वभावा । स्त्री स्वभावः तु कातरः ।

પોતાની આંખમાં આવેલાં આંસુઓ માટે ખોટું કારણ શા માટે બતાવ્યુ તેનું સ્પષ્ટીકરણ ઉદયને આ શ્લોકમાં કર્યું છે. ઉદયને અસત્યનો આશ્રય લીધો એનું કારણ શું ? જો તેણે ખરી વાત કહી દીધી હોત તો પદ્માવતી કેટલી દુઃખી થાત ? એ નવોઢા છે. એના યુવા હૃદયમાં અનેક આશાઓ-આકાંક્ષાઓ ભરેલી છે. એ જ્યારે એમ જાણે કે રાજા તો હજુ પણ વાસવદત્તાને જ ચાહે છે તો સ્વાભાવિક રીતે એને દુઃખ થાય. રાજા પદ્માવતીને દુઃખી કરવા માગતો નથી. (પદ્માવતીએ બધું સાંભળ્યું છે, એની જાણ ઉદયનને નથી.)

नवोढाहा-હમણાં જ પરણેલી (પદ્માવતી). પદ્માવતી માટે રાજાએ વાપરેલો बाला શબ્દ સૂચક છે. ' તે એક કોડભરી કન્યા છે' આવો ભાવ આ શબ્દ સૂચવે છે. सत्यम्- સાચી વાત. અર્થાત્ ઉદયન વાસવદત્તાને ચાહે છે, એ વાત. व्यथां व्रजेत्- વ્યથિત બનશે, દુઃખી થશે. धीरस्वभावा- धीरः स्वभावः यस्याः सा- જેનો સ્વભાવ ધીરગંભીર છે. આ વિશેષણ પણ પદ્માવતીની ગંભીર પ્રકૃતિનો સૂચક છે. અત્યાર સુધીના પદ્માવતીના પરિચય ઉપરથી સહૃદયોને આની ખાત્રી થઈ જ ચૂકી છે. स्त्रीस्वभावः कातरः- સ્ત્રીઓનો સ્વભાવ બીકણ હોય છે. સ્ત્રીઓ સ્વભાવે નરમ હોય છે. કોઈપણ વાતની અસર સ્ત્રીઓ ઉપર તરત થઈ જાય છે.

अपवाहणकाले— સાંજે. અહીં વિદૂષક રાજાને વિષાદમય વાતાવરણમાંથી બહાર કાઢવા સાંજના કાર્યક્રમની યાદ આપે છે. भवन्तम् अग्रतः कृत्वा- આપને આગળ રાખીને. લગ્ન પછી સત્કાર-સમારંભ રાખવામાં આવે છે, એવો કોઈ સમારંભ દર્શકે ઉદયનના માનમા યોજ્યો હશે, જેમાં એના મિત્રોને અને સંબંધી લોકોને આમંત્ર્યા હશે. सत्कारो हि नाम- ભાસનાં કેટલાંક ચિરસ્મરણીય વાક્યોમાંનું એક સુવાક્ય આ પણ છે. કોઈ આપણને સન્માન આપે તો આપણે એનો આદર કરી શિષ્ટતા બતાવીએ છીએ. આ પ્રમાણે અરસપરસ સત્કારનું આદાનપ્રદાન પ્રેમ ઉત્પન્ન કરે છે. લગ્નવિધિમાં હાજર થઈને જે સંબંધીઓએ- મિત્રોએ દર્શકનું

તેમજ ઉદયનનું બહુમાન કર્યું તે બધાને બોલાવી તેમનો ઉચિત સત્કાર કરવા માટેનો આ કાર્યક્રમ હશે, એમ જણાય છે

प्रथमः कल्पः—બહુ સરસ. તરત જ સ્વીકારી લેવા જેવી અગત્યની વાત હોય તેની સ્વીકૃતિ માટે સંસ્કૃતમાં આ શબ્દ વપરાય છે. આ શબ્દ રાજાનો 'મૂડ' બદલાયાની સૂચના આપે છે

શ્લોક : ૯ (અન્વય) विशालानां गुणाना वा सत्काराणां च नित्यशः । कर्तारः लोके सुलभाः । विज्ञातारः तु दुर्लभाः (सन्ति) ।

સન્માનનો જવાબ સત્કારવડે આપનાર લોકો દુનિયામાં બહુ ઓછા હોય છે. આપણે કોઈને માન આપીએ છીએ એટલે સન્માનિત વ્યક્તિ એને પોતાનો અધિકાર સમજી બેસે છે. વાસ્તવમા સન્માનનો જવાબ સન્માનથી આપવો એમાં શિષ્ટાચાર રહેલો છે. विज्ञातार तु दुर्लभाः એ સત્કાર કરનારને જાણનારા, એના ગુણોના પારખુ દુર્લભ હોય છે.

નાટકનો આ અંક કેટલીક દૃષ્ટિએ અગત્યનો છે. (૧) પ્રમદવનનું દશ્ય, નાટકના મહત્ત્વપૂર્ણ દશ્ય 'સ્વપ્નદશ્ય' ની ભૂમિકા પૂરી પાડે છે. (૨) પદ્માવતીની શીર્ષવેદનાને લીધે પાચમા અંકની બધી જ ઘટનાઓ બને છે. એ શીર્ષવેદનાનું કારણ આ અંકમા રહેલું છે. ખાસ કરીને રાજા ઉદયનની ઉક્તિ (જુઓ : શ્લોક ૪). (૩) જે કારણથી રાજાને સ્વપ્ન આવે છે તે કારણ એટલે વાસવદત્તાનું સતત ચિંતન. આ અંક દ્વારા ઉદયનને વાસવદત્તાની યાદ તાજી થઈ જાય છે. એના મનમા વાસવદત્તાનુ રટણ ચાલ્યું એટલે સ્વપ્નમા પણ તેને વાસવદત્તા જ દેખાઈ. ●

## પાંચમો અંક

અંકના આરંભમાં એક પ્રવેશક આપવામા આવ્યો છે. આ પ્રવેશકના પૂર્વાર્ધમાં પદ્મિનિકા અને મધુકરિકા નામની બે દાસીઓ વચ્ચે તથા તેના ઉત્તરાર્ધમા પદ્મિનિકા અને વિદૂષક વચ્ચે સંવાદ યોજાય છે. આ પ્રવેશક મુખ્યત્વે બે સૂચનાઓ આપે છે : (૧) પદ્માવતીનું માથું દુઃખે છે. (૨) સમુદ્રગૃહમાં તેની પથારી પાથરવામાં આવી છે.

વાસવદત્તા અને ઉદયનને સમુદ્રગૃહમાં એકત્ર કરવા એ આ પ્રવેશક યોજવાનુ તાત્પર્ય છે એ સ્પષ્ટ જણાય છે.

' पद्मावती शीर्षवेदनया दुःखिता—પદ્માવતીનું માથું દુખે છે. આ માટેની સરસ ભૂમિકા ભાસે ચોથા અંકમા જ બાંધી હતી તે અભ્યા-

સહેલીએ નોંધ્યું હશે. પોતાનો પતિ હજુ પણ વાસવદત્તાને ચાહે છે, એ જ્ઞાન પદ્માવતીની માનસિક અસ્વસ્થતાનું કારણ છે. માનસિક અસ્વસ્થતા જ મોટે ભાગે શિરોવેદના જન્માવે છે.

अर्यामावन्तिकां शब्दापय — આર્યા આવન્તિકાને બોલાવ. પદ્મિનિકા આ પ્રવેશકનું સંચાલન કરનાર મુખ્ય પાત્ર છે. તે જ વાસવદત્તાને બોલાવવા મધુકરિકાને તેમજ ઉદયનને બોલાવવા વિદૂષકને મોકલે છે. केवलं भर्तृदारिकायाः–નું આર્યા વાસવદત્તાને ફક્ત એટલું જ કહે કે રાજકુમારીજીનું માથું દુખે છે. એટલે તે તરત દોડતાં આવશે. પદ્મિનિકાની આ ઉક્તિ પરથી જણાય છે કે વાસવદત્તા–પદ્માવતી વચ્ચે કેટલી આત્મીયતા બંધાઈ ગઈ છે. ઉદયન–વાસવદત્તાના મિલન પહેલાં આ જ બાબત ભાસ સિદ્ધ કરવા માગે છે. નાટકની સમાપ્તિ સુધીમાં બંને સ્ત્રીઓ વચ્ચે અપાર સ્નેહનું નિર્માણ એ ભાસની અપૂર્વ સિદ્ધિ છે. मधुराभिः कथाभिः – મીઠી મીઠી વાતો કરીને. માનસિક રોગને દૂર કરવાનો આ જ શ્રેષ્ઠ ઉપાય છે. શારીરિક રોગો ઔષધથી મટે પણ માનસિક અશાંતિ માટે મનોવૈજ્ઞાનિક ઢંગ અપનાવવો પડે છે. ભાસ માનસશાસ્ત્રનો નિષ્ણાત હતો તે આ ઉપરથી જણાય છે. समुद्रगृहके किल–સમુદ્રગૃહમાં એની પથારી પાથરવામાં આવી છે. આ વાક્ય મહત્ત્વપૂર્ણ છે. આ વાક્ય ચાર વખત આવ્યું છે : (૧) પદ્મિનિકા મધુકરિકાને કહે છે. (૨) પદ્મિનિકા વિદૂષકને કહે છે. (૩) વિદૂષક રાજાને કહે છે. (૪) ચેટી મધુકરિકા વાસવદત્તાને કહે છે. આ વાક્યમાં પ્રયોજેલો किल શબ્દ સહેતુક છે અને તે વક્તવ્યની નિરાધારતા સૂચવે છે. (જુઓ : The use of this word shows that Padminika has no direct knowledge as to where the bed of Padmavati is spread. She has only heard that it is spread in the Sea House.) समुद्रगृहकम्–समुद्रपरिवृत्तं गृहं समुद्रगृहम् । तदेव समुद्रगृहकम् । जलयन्त्रगृहं धीरैः समुद्रगृहमुच्यते । त्रिकाण्डशेषः । રાજકુમારી માટે જળાશયની વચ્ચે બનાવેલો ખાસ મહેલ; જેની ચારે બાજુ સુંદર બાગ–બગીચા અને ફુવારાઓની રચના કરી હશે. રાજકુમારી ગરમીના દિવસોમાં અથવા અસ્વસ્થતાની દશામાં સામાન્ય રીતે આ એકાન્તશાન્ત સ્થળમાં વિશ્રામ કરવા આવતી હશે. માથાનો દુઃખાવો ઊપડતાં પદ્માવતીએ સમુદ્રગૃહમાં જવાનો વિચાર કર્યો હશે પરંતુ પાછળથી કોઈ કારણસર તે ગઈ નહિ, એ આ અંકના રાજાના વક્તવ્ય ઉપરથી જણાય છે. (જુઓ : શ્લોક ૪)

देवीवियोगविधुरहृदयस्य – देव्या वियोगेन विधुर हृदयं यस्य–દેવી વાસવદત્તાના વિયોગે જેનુ હૃદય ભાગી પડ્યુ છે તે पद्मावतीपाणिग्रहणसमीरितस्य-पद्मावत्या पाणिग्रहणेन समीरित । तस्य । પદ્માવતી સાથે લગ્ન થતાં ક્ષુબ્ધ થયેના (બને રાજાનાં વિશેષણ) રાજાનુ પદ્માવતી સાથે લગ્ન થતા એણે વાસવદત્તા સાથે ગાળેના મધુર દિવસોનો મા૦ અ વતા કામદેવથી તે વધુ પીડિત બને એ સ્વાભાવિક છે

शीर्षानुलेपनम् – મ થાનો લેપ અત્યારે બામ લગાડવામા આ વે છે તેવો માથાના દુ ખાવામા રાહત માટે અમુક ઔષધિઓ દ્વારા બનાવેલો એક પ્રકારનો લપ 'પદ્માવતીનુ માથુ દુ ખે છે' આ સમાચારે મહેલમાં કેવી દોડધામ થઈ ગઈ હ ો તેની કલ્પના આ પ્રવેશક વાચવાથી થઈ જાય છે. દાસીઓની દો ોડ થઈ રહી છે, અમુ અમુક વ્યક્તિઓને ખબર આપવા તથા ઓમડિયાં લાવવા આ ઉપરથી રણવાસની પરિચારિકાઓમા પદ્માવતી માટે કેવી આત્મીયતાની લાગણી હતી તે પણ જણાઈ આવે છે

શ્લોક ૧ (અન્વય) कालक्रमेण पुनरागतदारभार (अह), हिमहता पद्मिनीम् इव ल्वाण्ग हुतवहन हताङ्गयष्टि ताम् अवन्तिसुपत श्लाघ्या सदृशीं (च) तनूजा चिन्तयामि ।

पुनरागतदारभार – पुन आगत पुनरागत । पुनरागत दाराणां भार यस्य । ફરીથી જેના માથે પત્નીની જવાબદારી આવી પડી છે તેવો હુ (અર્થાત્ ઉદયન) ભાર શબ્દ સૂચક છે. બીજી પત્નીનો પરિગ્રહ ન છૂટકે કર્યો છે એમ ઉદયનનો ભાવ છે અત્યારે પણ તે વાસવદત્તાનુ જ સ્મરણ કરતો પ્રવેશે છે એની સામે લાવાણકની આગમાં બળી મરની વાસવદત્તાનુ કરુણચિત્ર ખડુ થાય છે हिमहताम् पद्मिनीम् इव– હિમવૃષ્ટિથી બળેલી કમલિનીની માફક हुतवहेन–અગ્નિથી हताङ्गयष्टिम्–हता अङ्गम् यष्टि इव। યષ્ટિ એટલે સોટી વાસવ ત્તાનુ શરીર સીધુ સ અને પાતળુ–ઋજુ હોવાથી તેને યષ્ટિની ઉપમા આપી છ જેનુ અત્યત કોમળ શરીર સ વ ણની આગમાં હોમાઈ ગયુ હતુ તે વાસવદત્તાને હુ સ્મરુ છુ श्लाघ्याम् – પ્રશ સનીય, सदृशीम् – સુયોગ્ય બ ને અવ તિરાજની કન્યા વાસવદત્તાના વિશેષણ છે. અહીં વાસવદત્તાને હિમહતા પદ્મિનીની ઉપમા આપી છે એવી કલ્પના અન્યત્ર પણ મળી આવે છે જુઓ (૧) जाता मन्ये शिशिरमथितां पद्मिनीं वाऽन्यरूपाम् । मेघदूत અને (૨) हिमनैरपि वृत्तिरियमे मे नलिनी पूर्वनिदर्शनं मता । રઘુવંશ ૮ ૪૫

શ્લોક : ૨ (અન્વય) રૂપશ્રિયા સમુદિતા ગુણતઃ યુક્તા ચ પ્રિયા (પદ્માવતી) લબ્ધ્વા પૂર્વાભિઘાતસરુજઃ અપિ મમ શોકઃ અદ્ય તુ મન્દઃ ઇવ (સંજાતઃ)। અનુભૂતદુઃખઃ અહં પદ્માવતીમ્ અપિ તથા એવ સમર્થયામિ।

આ શ્લોકમાં ઉદયન પોતાની પરિસ્થિતિનું વર્ણન કરે છે. વાસવદત્તાના મૃત્યુથી દુઃખી થયેલા ઉદયનનો શોક સુન્દરી અને ગુણવતી પદ્માવતીને મેળવી હળવો થયો હતો ત્યાં તો પદ્માવતી પણ અસ્વસ્થ બની ગઈ! તે પણ વાસવદત્તાની જેમ મને છોડી જશે કે શું? સમુદિતામ્ અને યુક્તામ્ બંનેના સરખા અર્થ છે. પૂર્વાભિઘાતસરુજઃ – પૂર્વશ્ચાસૌ અભિઘાતશ્ચ પૂર્વાભિઘાતઃ વાસવદત્તામૃત્યુરૂપપ્રહારઃ ઇત્યર્થઃ। તેન સરુક્ વ્યથિતઃ। વાસવદત્તાના મૃત્યુ રૂપ દૈવના પ્રહારે વ્યથિત બનેલો હોવા છતાં (અપિ) અદ્ય–અત્યારે, પદ્માવતી સાથે લગ્ન થતાં મન્દઃ ઇવ–જાણે ઓછો થઈ ગયો હતો. અનુભૂતદુઃખઃ–અનુભૂતં દુઃખં યેન–જેણે દુઃખ અનુભવ્યું છે તેવો હું (અર્થાત્ ઉદયન) તથા એવ–વાસવદત્તામ્ ઇવ–વાસવદત્તાની જેમ. જેમ વાસવદત્તાનું થયું એવું પદ્માવતીનું પણ થશે કે શું, એવી ઉદયન કલ્પના કરે છે. કેવી ભયંકર કલ્પના!

દીપપ્રભાવસૂચિતરૂપઃ–દીપસ્ય પ્રભયા અવસૂચિતં રૂપં યસ્ય–દીપકના પ્રકાશથી જેનું સ્વરૂપ સૂચવાયું છે તે અને પરિવર્તમાનઃ– આમ તેમ હાલતો. બંને સાપનાં વિશેષણો છે. કાકોદરઃ–સાપ. આ શબ્દને બે રીતે સમજાવવામાં આવે છે : (૧) કાકઃ ઇવ ઉદરં યસ્ય–જેનું ઉદર (હૃદય) કાગડા જેવું છે. અથવા, (૨) કાકમ્ ઉદર યસ્ય–જેનું ઉદર કુટિલ ગતિવાળું છે. સર્પવ્યક્તિઃ– સર્પદર્શન, the manifestaion of a serpent.

શ્લોક : ૩ (અન્વય) ક્ષિતૌ ભ્રષ્ટાં, ઋજ્વાયતાં, મુખતોરણલોલમાલામ્, હે મૂર્ખ, ત્વં હિ સર્પમ્ અવગચ્છસિ। (યા) નિશિ મન્દાનિલેન પરિવર્તમાના કિંચિત્ ભુજગસ્ય વિચેષ્ટિતાનિ કરોતિ।

વિદૂષક જેને સાપ સમજે છે તે તો વાસ્તવમાં દરવાજાના તોરણ ઉપર લટકતી માળા છે, એવું સ્પષ્ટીકરણ કરી, વિદૂષકને શા માટે સર્પની ભ્રાંતિ થઈ, તેની અહીં ઉદયન સમજૂતી આપે છે.

ક્ષિતૌ – પૃથ્વી ઉપર ભ્રષ્ટામ્ – સરી પડેલી ઋજ્વાયતામ્ – ઋજુઃ ચ આયતા ચ – સીધી અને લાંબી. આ શબ્દ ચોથા અંકના બીજા શ્લોકમાં સારસ પક્ષીઓની હારના વર્ણનમાં પણ વપરાયો છે. મુખતોરણલોલ-

मालाम् – मुखे (विरचितं) तोरणम् । तस्मिन् लोला या माला । ताम् । પ્રવેશદ્વાર ઉપર રહેલા તોરણ ઉપર લટકતી ફૂલની માળા. તોરણ એટલે દરવાજાની કમાન (तोरणोऽस्त्री बहिर्द्वारम् । अमर ।) मन्दानिलेन – મંદ મંદ વાતા પવનને લીધે परिवर्तमाना – હાલતી. भुजगस्य विचेष्टितानि करोति – સાપનું અનુસરણ કરે છે. અહીં ફૂલની માળાને લીધે વિદૂષકને સર્પની ભ્રાંતિ થઈ તેમ વેદાન્તમા રજ્જુમાં સર્પની ભ્રાંતિનું ઉદાહરણ આપી 'જગત મિથ્યા છે' એવું પ્રતિપાદન કરવામા આવે છે.

વિદૂષકને સાપની ભ્રાંતિ થાય છે, આ પ્રસંગ બહુ સૂચક છે. આગળ પ્રયોજેલા સ્વપ્નદશ્ય માટે તે એક ખાસ વાતાવરણ નિર્માણ કરે છે. આ વાતાવરણ એટલે ભ્રાંતિનું વાતાવરણ. આનાથી બે બાબતો સિદ્ધ થઈ છે : (૧) સમુદ્રગૃહમાં પથારી ઉપર ઉદયન સૂતેલો હોવા છતા વાસવદત્તાને પદ્માવતીની ભ્રાંતિ થાય છે. (૨) ઊંઘમાંથી ઊઠતાંવેત ખરેખરી વાસવદત્તાને જોવા 'છતાં એ તો એક ભ્રાંતિ માત્ર છે' એમ ઉદયન માની લે છે.

इह आगत्य–પદ્માવતી અહીં આવીને જતી રહી હશે, એ વિદૂષકનો મત છે, પદ્માવતી અહીં આવી જ નથી (अनागतया भवितव्यम्) એ ઉદયનનો મત છે. ઉદયન પોતાના મતનું સમર્થન નીચેના શ્લોક દ્વારા કરે છે :

શ્લોક : ૪ (અન્વય) शय्या अवनता न । तथा आस्तृतसमा (वर्तते) । व्याकुलप्रच्छदा न । अमलं शिरोपधानं हि शीर्षाभिघातौषधैः क्लिष्टं न । रोगे दृष्टिविलोभनं जनयितुं काचित् शोभा न कृता । प्राणी रुजा शयनं प्राप्य पुनः (स्वयं) तत् शीघ्रं न मुञ्चति ।

પદ્માવતી અહીં આવી જ નથી, એ મતના સમર્થનમાં અહીં ઉદયન ચાર કારણો આપે છે : (૧) પથારી દબાયેલી નથી; પાથરી હતી તેવી જ છે. (૨) ઓશીકું સ્વચ્છ છે; માથે ચોપડેલી દવાઓથી મેલું થયું નથી. (૩) રોગીનું મન પ્રફુલ્લિત રાખવા માટે કોઈ સુશોભન કરવામાં આવ્યું નથી. (૪) કોઈ વ્યક્તિ એકવાર પથારીવશ થયા પછી પોતાની મેળે એકદમ પથારી છોડી જતી નથી. આ શ્લોકમાં કવિનું વૈદકશાસ્ત્રનું તેમજ માનસશાસ્ત્રનું જ્ઞાન પ્રગટ થયું છે.

अवनता न–નમેલી નથી. પથારી ઉપર કોઈ સૂએ એટલે તે દબાઈ જાય. આ પથારી નમેલી નથી. आस्तृतसमा–आस्तृता च समा च–પાથરતી વેળાએ જેવી 'સમ' હતી તેવી જ અત્યારે પણ છે. व्याकुलप्रच्छदा-

व्याकुल प्रच्छदः यस्या सा–જેની ચાદર (प्रच्छद) અવ્યવસ્થિત, ચીમળાયેલી (व्याकुल) ન–નથી. शिरोपधानम्–शिरसः उपधानम्–ઓશીકું. अमलम्–સ્વચ્છ છે. शीर्षाभिघातौषधैः–शीर्षस्य अभिघातः (वेदना) तस्य औषधैः । માથાના દુખાવાને હળવો કરવાના ઓસડિયાથી क्लिष्ट न–ગંદું થયેલું નથી. માથું દુખે ત્યારે હાલમાં માથે બામ યા વિક્સ લગાડવાનો રિવાજ છે, તે જ પ્રમાણે એ જમાનામાં પણ કોઈ દવા યા લેપ માથે લગાડાતો હશે. પદ્માવતી આ પથારી ઉપર સૂતી હોત તો ઓશીકું ચોક્કસ ગંદું થઈ જાત; પરંતુ તે સ્વચ્છ છે એટલે, પદ્માવતી અહીં આવી જ નથી. दृष्टिविलोभनम्–નજરને આકર્ષવા. રોગીની જ્યાં દૃષ્ટિ પડે ત્યાં સુશોભન કરેલું હોય તો તેની સારી અસર થાય છે, એમ આધુનિક ડૉક્ટરો પણ માને છે. કોઈપણ સારા દવાખાનામાં આવું સુશોભન જોવા મળશે. रुजा–રોગથી शयन प्राप्य–પથારીવશ થઈને स्वयं–જાતે કોઈ એને સહારો આપીને ઉઠાડે તો જ, જાતે નહિ કારણ કે રોગના લીધે નિર્બલતા આવેલી હોય છે. प्रतिपालयतु–રાહ જુઓ. પદ્માવતી આવી નથી તો હવે આવશે. માટે એની રાહ જોવાની વિદૂષક રાજાને સલાહ આપે છે.

हों इति करोतु–હોંકારો ભરજો સાંભળનારાઓ વચ્ચે વચ્ચે હોંકારો ભરતા હોય તો જ વાર્તા કહેનારને વાર્તા કહેવાનો ઉત્સાહ રહે છે વિદૂષક વાર્તા કહેવાનો આરંભ કેવી રીતે કરે છે તે નોંધપાત્ર છે. 'ઉજ્જયિની' અને તેનાં 'સ્નાનગૃહો' તરત જ ઉદયનની જેમ આપણા ચિત્તમાં પણ એક પ્રકારની ઉત્સુકતા પ્રેરે છે. સ્વપ્નદૃશ્ય માટે આવશ્યક મન સ્થિતિ આ વાર્તાકથનના પ્રસંગથી તૈયાર થાય છે. વાસવદત્તા ઉજ્જયિનીના રાજમહેલની બહારનાં જલાશયોમાં જળક્રીડા કરવા ગઈ હતી અને ત્યાંથી બારોબાર ઉદયન સાથે નાસી ગઈ હતી (જુઓ : પ્રતિજ્ઞાયૌગન્ધરાયણ) यदि अनभिप्रेता–જો તમને આ વાર્તા ન ગમતી હોય તો રાજાની ઉત્સુકતા વિદૂષકને સમજાઈ નથી. ખરી વાત પાંચમા શ્લોકમાં રાજા સ્પષ્ટ કરે છે.

શ્લોક ૫ · (અન્વય) प्रस्थानकाले स्वजनं स्मरन्त्याः प्रवृत्तं नयनान्तलग्नं बाष्पं स्नेहात् मम एव उरसि पातयन्त्याः अवन्त्याः अधिपते सुतायाः स्मरामि ।

ઉજ્જયિની અને ત્યાંનાં જલાશયોનું નામ સાંભળતાં જ ઉદયનને વાસવદત્તાનું સ્મરણ થઈ આવ્યું એની નજર સમક્ષ પ્રસ્થાન વખતે સ્વજનને યાદ કરીને પોતાના વક્ષઃસ્થળ ઉપર આંસુ સારતી વાસવદત્તાનું તે વખતનું ચિત્ર ઊપસી આવ્યું. प्रस्थानकाले–ઉજ્જયિનીમાંથી રવાના થતી

વખતે. नयनान्तलग्नम्–નયનયો. अन्ते लग्नम्–આંખના છેડે ઉભરાયેલાં बाष्पम्–આંસુ पातयन्त्याः–વહાવતી. ઉદયન પ્રત્યે અનુરાગ હોઈ વાસવદત્તાને તેની સાથે જવાનો ઉત્સાહ હતો, પણ ખરેખર જવાનો વખત આવતાં તેને માતાપિતા અને સ્વજનોની યાદ આવી ગઈ એ વખતે વાસવદત્તા ઉદયનની છાતી ઉપર (उरसि) માથું મૂકીને રડી પડી હતી, તે ઉદયનને યાદ આવે છે. अवन्त्याधिपतेः – अवन्त्याः + अधिपतेः । વિસર્ગનો લોપ અને બે સજાતીય સ્વરની સંધિ થતાં આ રૂપ બન્યું છે. વાસ્તવમાં પાણિનિના નિયમ અનુસાર બે વખત સંધિ થઈ શકે નહિ. આવાં રૂપ લેખકની પ્રાચીનતા સૂચવે છે.

શ્લોક : ૬ (અન્વય) उदेशेषु माम् ईक्षमाणया यया स्रस्तकोणेन हस्तेन बहुशः आकाशवादितम् कृतम् ।

જ્યારે ઉદયન વાસવદત્તાને સંગીત શીખવાડતો હતો તે વખતનો એક રમણીય પ્રસંગ આ શ્લોકમાં રજૂ થયો છે. વાસવદત્તા એટલી ઉદયનમય બની ગઈ હતી કે વીણાવાદન કરતાં હાથમાંનો ગજ સરી પડતો, ખાલી હાથ જ અવકાશમાં ફરતો રહેતો અને તે એકીટશે ઉદયનને નીરખવામાં જ તલ્લીન થઈ જતી આવું તો અનેક વખત (बहुशः) થતું. उपदेशेषु–શીખવાડતી વખતે ईक्षमाणया–(ધારી ધારીને) જોતી यया—જેણે અર્થાત્ વાસવદત્તાએ स्रस्तकोणेन–कोणः वीणावादनदण्डः । (fiddle stick) कोणो वाद्यप्रभेदे स्याद् वीणादीना च वादने । मेदिनी । स्रस्तः कोणः यस्मात्–જે હાથમાંથી વીણા વગાડવાનો દંડ સરી પડ્યો છે તે હાથે (हस्तेन) आकाशवादितम्–आकाशे वादितम्–અવકાશમાં વગાડવાની ક્રિયા. ખરેખર વગાડવાનું નહિ પણ માત્ર હાથ જ હલાવવાનો તેનું નામ આકાશવાદિત.

नगरं ब्रह्मदत्तम्–વાસ્તવમાં નગરનું નામ કાંપિલ્ય અને રાજાનું નામ બ્રહ્મદત્ત છે. પરંતુ વિદૂષક મૂર્ખતાને લીધે ઊંધું બોલે છે. આ યોજના પણ સહેતુક છે. રાજા સુધારે છે એટલે મૂર્ખ વિદૂષક એને પાકું કરવા જાય છે અને આ બધાથી કંટાળી રાજા ઊંઘવા માંડે છે. प्रतिपाल्यतु–થોભો. ओष्ठगतं करिष्यामि–હું એને મોઢે કરી લઉં. प्रावारकम्–प्राव्रियते शरीरम् अनेन इति प्रावारः । प्रावारः एव प्रावारकः । ઉપરણો, ખેસ. ભાસે સ્વપ્નદર્શનના સાફલ્ય માટે વિદૂષકને બહુ સીફતથી ખસેડી લીધો.

ततः प्रविशति–ત્યારબાર એક દાસી વાસવદત્તાને સમુદ્રગૃહ તરફ દોરી જતી દેખાય છે. પણ આ અંકના હાર્દ સમા સ્વપ્નદર્શનમાં તો

ઉદયન–વાસવદત્તાની જ ઉપસ્થિતિ જોઈએ. ભાસ ચેટીને પણ માથાનો લેપ લાવવા મોકલી દે છે : यावदहमपि शीर्षानुलेपनं त्वरयामि ।

अहो अकरुणाः–અહીંથી વાસવદત્તાની એકોક્તિ શરૂ થાય છે. આ એકોક્તિ સંક્ષિપ્ત છતાં સૂચક છે : (૧) પ્રથમ તે ભાગ્યને દોષ દે છે. વાસવદત્તાના વિરહે દુઃખી રાજાનું એક માત્ર આશ્રયસ્થાન આ પદ્માવતી પણ માંદી પડી ગઈ ! (૨) ઓરડામાં કોઈ નોકર–ચાકરને ન જોઈ એને અફસોસ થાય છે. (૩) દૂર બેસવાથી 'સ્નેહ ઓછો છે' એમ લાગે તેથી તે એ જ પથારી ઉપર બેસે છે. (૪) ત્યાં બેસતાં જ રાજાના સંસ્પર્શથી કોઈ અવર્ણનીય આહ્લાદનો એને અનુભવ થાય છે. (૫) રાજા અર્ધી પથારીએ સૂતેલો હોઈ વાસવદત્તા એમ માને છે કે પદ્માવતીએ આ જગ્યા એના પોતાના માટે જ ખાલી રાખી છે; એટલે તે પણ સૂવા માંડે છે. अविच्छिन्नसुखनिःश्वासा–अविच्छिन्नः सुखः । तादृशः निःश्वासः यस्याः सा । ઉદયન સૂતેલો હોઈ તેના સ્વસ્થ શ્વાસોચ્છ્વાસ જોઈ વાસવદત્તા કલ્પના કરે છે કે પદ્માવતીનું માથું ઊતરી ગયું હોવું જોઈએ. (निवृत्तरोगया भवितव्यम् ). एकदेशसंविभागतया–एकदेशस्य संविभागः । तस्य भावः । तया । પથારીનો અર્ધો ભાગ ખાલી રાખેલો હોઈ.

राजा–(स्वप्नायते) અહીંથી જ સ્વપ્નદૃશ્ય શરૂ થાય છે. તે આ નાટકનું એક મહત્ત્વપૂર્ણ દૃશ્ય છે. આ એ જ દૃશ્ય છે જેના ઉપરથી નાટકને 'સ્વપ્નનાટક' અથવા 'સ્વપ્નવાસવદત્ત' એ નામ મળ્યું છે. स्वप्नायते–स्वप्न ઉપરથી कर्तुः क्यङ् सलोपश्च એ પાણિનીય સૂત્ર અનુસાર બનેલું નામધાતુ રૂપ. स्वप्नः इव आचरति इति स्वप्नायते । સ્વપ્નમાં હોય તેમ આચરણ કરે છે. અર્થાત્ ઊંઘમાં બોલે છે. રાજા ઊંઘમાં 'હા વાસવદત્તા' બોલે છે ત્યારે જ વાસવદત્તાને ખબર પડે છે કે પદ્માવતી નથી પણ 'પ્રિતમ' છે. किं नु खलु–'શું મને જોઈ લીધી હશે' એવી એને બીક લાગે છે. જ્યાં સુધી યૌગન્ધરાયણની યોજના પાર પડે નહિ ત્યાં સુધી ગમેતેમ કરી વાસવદત્તાને અજ્ઞાતવાસમાં રહેવાનું હતું. તેથી એને અફસોસ થાય છે. प्रतिज्ञाभारः–યૌગન્ધરાયણે ઉદયનનું રાજ્ય પાછું મેળવવાનો કરેલો નિશ્ચય તે પ્રતિજ્ઞા, તેનો ભાર એટલે જવાબદારી, યોજના. (જુઓ: If Darshaka were to know that a trick had been practised on him in order to induce him to offer his sister in marriage to Udayana with a view ultimately to sec-

ure his help against Aruni, he might perhaps refuse to render any help to Udayana That would mean the end of their plan and failure to get the kingdom back It is this fruitlessness that Vasavadatta is referring to in निष्फल सवृत्त–Gajendragadker)

नात्र कश्चिज्जन–અહીં કોઈ નથી ઉદયન ઊંઘમાં છે, તો લાવને થોડી ક્ષણો રોકાઈ જાઉં અને સ્વામીને જોઈ દૃષ્ટિ અને હૃદયને તૃપ્ત કરું (दृष्टि हृदय च तोपयामि) એવો વિચાર વાસવદત્તાને આવે છે. આ વાક્ય પછી ઉદયન–વાસવદત્તા વચ્ચે સંવાદ ચાલે છે વાસ્તવમાં ઉદયન વાસવદત્તાની સ્વપ્નમૂર્તિ સાથે વાત કરે છે પરંતુ સ્વપ્નસુંદરી વાસવદત્તા બોલતી સંભળાય નહિ તેથી ખરેખરી વાસવદત્તા ઉદયન સાથે વાત કરતી હોય તેમ યોજના કરવામાં આવી છે પરંતુ ઊંઘતો ઉદયન વાસવદત્તાની વાત સાંભળી શકે નહિ એ ધ્યાનમાં રાખવું

इत पर किम्–આનાથી બીજું શું હોય ? 'જો તું મારા ઉપર ગુસ્સે થઈ નથી તો અલંકારો કેમ પહેર્યા નથી' એ પ્રશ્નનો વાસવદત્તાએ આપેલો આ જવાબ છે આ વાક્યને જુદી જુદી રીતે સમજાવી શકાય (૧) આ તમારો વિયોગ એ જ એનું કારણ બીજું શું હોઈ શકે ? (૨) 'જો ગુસ્સે ન થઈ હોય તો અલંકારો કેમ પહેર્યા નથી' આ બાબત બીજું શું કહેવાનું હોય ? (૩) અહીં તમે સ્વયં છો એ જ મારો અલંકાર આથી વધુ બીજું શું જોઈએ ?

विरचिका–કથાસરિત્સાગરમાં એનું નામ 'વિરચિતા' અને બૃહત્કથા મંજરીમાં 'રજનિકા' આપવામાં આવ્યું છે તે રાજમહેલની એક દાસી હતી અને રાજાને એની સાથે 'સુંવાળો' સંબંધ હતો એક વાર રાજાએ વાસવદત્તાને ભૂલથી 'વિરચિકા' શબ્દથી બોલાવી ત્યારે જ વાસવદત્તાને આ પ્રણયસંબંધની જાણ થઈ પાછળથી રાજાએ એની માફી માગીને એને મનાવી લીધી હતી વાંચો सोऽपि वत्सेश्वरो जातु चरल पूर्वसगताम्। गुप्त विरचिता नाम भेजेऽन्त पुरचारिकाम् ॥ तद्गोत्रस्खलितो देवी पादलग्न प्रसादयन्। प्रेम सुभगताम्राब्दमभिषिक्तस्तदश्रुभि ॥ (કથાસરિત્સાગર २ ६)

इहापि विरचिका–અહીં પણ તમને વિરચિકા યાદ આવે છે ? કૌશામ્બીથી આટલે દૂર મગધમાં પણ તમે એને યાદ કરો છો ! કેટલી

કેટલી ઘટનાઓ આ દરમિયાન ઘટી ગઈ ! કેટલાં કેટલાં પરિવર્તનો થયાં ! છતુ તમે એને ભૂલી શક્યા નથી ?

शय्याप्रलम्बितम्–शय्यायाः प्रलम्बितम्–પથારીમાંથી નીચે લટકતો. અહીં વાસવદત્તાનો પત્નીભાવ પ્રગટ થયો છે. ઉદયનનો હાથ સરખો કરીને રવાના થાય છે ત્યાં જ વાસવદત્તાના સંસ્પર્શે જાગૃત થયેલો રાજા સફાળો ઊઠીને એને પકડવા જાય છે; પરંતુ બારસાખ વાગતાં અટકી પડે છે અને એટલીવારમાં વાસવદત્તા સરકી જાય છે. રાજા અફસોસ કરતો રહી જાય છે. (પ્રિયાના અદ્‌ભુત સ્પર્શના પ્રભાવનું સુંદર ચિત્રણ ભવભૂતિએ ઉત્તરરામચરિતમાં કર્યું છે તે જોવું.)

શ્લોક : ૭ (અન્વય) संभ्रमेण निष्क्रामन् अहं द्वारपक्षेण ताडितः । ततः अयं भूतार्थः मनोरथः वा इति व्यक्तं न जानामि ।

संभ्रमेण निष्क्रामन्–ઉતાવળમાં દોડતાં द्वारपक्षेण–દરવાજાની એક બાજુ (*side, panel*), બારસાખ ताडितः–વાગી ततः–એટલે अयं–वासवदत्ता दर्शनरूपः મેં વાસવદત્તાને જોઈ એ भूतार्थ–વાસ્તવિકતા છે કે मनोरथः–કલ્પના માત્ર છે, તે व्यक्तम्–સ્પષ્ટ રીતે न जानामि–હું જાણતો નથી.

धरते–જીવતી છે. વિદૂષક 'સ્વપ્નદર્શન' સમાપ્ત થતાં જ ટપકી પડે છે તે ધ્યાનમાં રાખવા જેવું છે. ખરેખરી વાસવદત્તાને જોવા છતાં તે ભ્રમમાત્ર છે, એવું ઉદયનના મનમાં ઠસાવવાનું કામ કરવા માટે જ ભાસ વિદૂષકને પાછો રંગમંચ ઉપર લાવે છે, એ દેખીતું જ છે. अविधा વગેરે શબ્દોવાળી વિદૂષકની ઉક્તિ અગાઉ આવી ગઈ છે. ભાસે નાટકમાં આવી ઘણી પુનરુક્તિઓ કરી છે.

શ્લોક : ૮ (અન્વય) हे सखे, *शय्यायाम् अवसुप्तं मां बोधयित्वा सा गता* । (वासवदत्ता) दग्धा इति ब्रुवता रुमण्वता पूर्वं वञ्चितः अस्मि ।

अवसुप्तम्–સૂતેલા (મને) बोधयित्वा–જગાડીને ब्रुवता–કહેતા. 'વાસવદત્તા બળી ગઈ છે' આ સમાચાર રાજાને રુમણ્વાને જ આપ્યા હશે, કારણ કે યૌગન્ધરાયણ પણ એની સાથે જ બળી મર્યો હતો. (?). આખા નાટકમાં યૌગન્ધરાયણ માટે રાજા એક શબ્દ પણ બોલતો નથી, એ આશ્ચર્યજનક છે. वञ्चितः–છેતરાયો છું.

असंभावनीयम् एतत्–આ અસંભવ છે. વાસવદત્તા જીવિત છે–એ ખરી વાતને, રાજાએ વાસ્તવિક વાસવદત્તાને પોતાની સગી આંખે જોઈ

મુखम् । જ્યાં આંખમાંથી અંજન ભુંસાઈ ગયું છે તેવું दीर्घालकम्–दीर्घाः अलकाः यस्य तत् मुखम्–જ્યાં (સંસ્કારના અભાવે) લુખ્ખા વાળ વેરાયેલા છે તેવું. બંને વાસવદત્તાના મુખ માટે વપરાયેલાં વિશેષણો છે પ્રોષિત-ભર્તૃકાઓ પતિની ગેરહાજરીમાં આંખમાં અંજન કે વાળમાં તેલ નાખતી નહિ. તેઓ સારાં કપડાં પહેરતી અને મોજશોખથી દૂર રહેતી. મેઘદૂતમાં કાલિદાસે વિરહિણી નાયિકાનું આવું જ ચિત્ર આપ્યું છે. (જુઓ: उत्सङ्गे वा मलिनवसने, शुद्धस्नानात्परुषमलकम् અને रुद्धापाङ्गप्रसरमलकैरञ्जनस्नेहशून्यम् । ઉ. મે. શ્લોક ૨૬, ૩૧ અને ૩૫)

શ્લોક : ૧૧ (અન્વય) संत्रस्तया तया देव्या यः अयं बाहुः निपीडितः, स्वप्ने अपि उत्पन्नसंस्पर्शः स बाहुः (अद्यापि) रोमहर्षं न मुञ्चति ।

પોતે જે જોયું છે તે વાસ્તવિક હતું એ વાતના સમર્થનમાં ઉદયન વાસવદત્તાના સ્પર્શથી પોતાને થયેલાં રોમાંચ બતાવે છે રાજાનું મન વિદૂષકની વાત માનવા ના પાડે છે. संत्रस्तया–ભયભીત (વાસવદત્તાથી) निपीडितः–સ્પર્શયેલો, દબાવવામાં આવેલો. स्वप्ने अपि उत्पन्नसंस्पर्शः–સ્વપ્નાવસ્થામાં વાસવદત્તાએ સ્પર્શ કર્યો હોવા છતાં જે રોમાંચ થયો (रोमहर्षम्) તે હજુ ચાલુ જ છે. વાસવદત્તાના સ્પર્શથી હાથમાં પણ ઉદયનનાં રૂંવાડાં ખડાં થઈ ગયાં. આ ઉદયનવાસવદત્તાના પ્રેમની પરાકાષ્ઠા સૂચવે છે.

मा इदानीम्–તમે આ પ્રમાણે ખોટી ખોટી કલ્પનાઓ કરવાની રહેવા દો. વિદૂષક પોતાની વાત સહેજે છોડી દે તેવો નથી. અધૂરામાં પૂરું કાંચુકીયનો પ્રવેશ વાત ઉપર કાયમનો પડદો પાડી દે છે. વિષયાન્તર થતાં જ બધું ખોરંભે પડે છે. વિપ્રલંભમાંથી વીરરસમાં સંક્રમણ થતાં જ બધા ભાવોમાં આકસ્મિક પરિવર્તન આવે છે.

बलसमुदायेन–बलाना समुदायः, तेन–સૈન્યસમૂહથી उपयातः–આવી પહોંચ્યો છે. अभिघातयितुम्–अभिहन् નું પ્રેરક હેત્વર્થ કૃદંત. ચઢાઈ કરવા, મારવા, हस्त्यश्वरथपदातीनि–हस्तिनः च अश्वाः च रथाः च पदातयः च । (સમાહારદ્વન્દ્વ, द्वन्द्वश्च प्राणितूर्यसेनाङ्गानाम् એ પાણિનિસૂત્ર મુજબ.) હાથીઓ, અશ્વો, રથો અને પાયદળ, આ ચાર પ્રકારની સેનાને જ 'ચતુરંગિણી' કહે છે. संनद्धानि– સજ્જ છે, તૈયાર છે.

શ્લોક : ૧૨ (અન્વય) ते रिपवः भिन्नाः । भवद्गुणरताः पौराः । ... ये या पार्ष्णी, तस्याः अपि विधान कृतम् । यत् यत्

હોવા છતાં, વિદૂષક કેવી સિફતથી ખોટી ઠેરવે છે તે જોવાલાયક છે. આ ઉપરથી જણાશે કે વિદૂષક પ્રેક્ષકોને હસાવનાર 'જોકર' માત્ર નથી પણ કેટલીકવાર નાટકમા અગત્યનો ભાગ પણ ભજવી જાય છે. उदकस्नान-संकीर्तनेन-ઉજ્જયિનીનાં સ્નાનાગારોના ઉલ્લેખથી વાસવદત્તાનું સ્મરણ થઇ આવ્યું અને એ વિચારમાં જ ઊંઘી જતા રાજાને સ્વપ્નમાં વાસવદત્તા જ દેખાઈ, એ વિદૂષકની દલીલ રાજાને સ્વીકારવી પડે છે.

શ્લોક : ૯ (અન્વય) यदि तावद् अयं स्वप्नः (तर्हि) अप्रतिबोधनं धन्यम् । अथवा अयं विभ्रमः स्यात् (तर्हि) विभ्रमः मे चिरम् अस्तु ।

अप्रतिबोधनम्–સુષુપ્ત અવસ્થા, અજ્ઞાનાવસ્થા. विभ्रमः–ભ્રમ, આભાસ. રાજાને એમ થાય છે કે હુ સુષુપ્ત જ રહ્યો હોત, જાગી ન ગયો હોત તો સારું થાત. સ્વપ્નમા વાસવદત્તાનુ દર્શન થયું તે ચાલુ રહેત વાસવદત્તાને જોઈ છે, એવો મને ભ્રમ થયો હોય તો ચિરકાલ માટે એ ભ્રમ ભલે રહો. The sentiment in the stanza is suggestive of the intense affection of the king for Vasavadatta and the great pleasure he experiences in her company. (Gajendragadkar.)

यक्षिणी–યક્ષજાતિની સ્ત્રી, જક્ષણી. યક્ષલોકો અર્ધદૈવી જાતિના મનાય છે. તેઓ કુબેરના સેવકો ગણાય છે. તેમના અંદર કેટલીક દિવ્ય શક્તિઓનું આરોપણ કરવામાં આવ્યું છે. મેઘદૂતમા પોતાની યક્ષિણી પ્રિયતમાથી વિખૂટા પડેલા એક યક્ષની જ વાર્તા છે. પ્રાચીનકાળમાં યક્ષોની પૂજા પ્રચલિત હશે, એવું જણાય છે. (જુઓ : પ્રતિજ્ઞાયૌગન્ધરાયણ) अवन्तिसुंदरी–આ યક્ષિણીનું નામ છે. વિદૂષકની આ ઉક્તિ બહુ સૂચક છે. વાસવદત્તા પણ 'અવન્તિસુંદરી' જ હતી ને !

શ્લોક : ૧૦ (અન્વય) स्वप्नस्य अन्ते विबुद्धेन (मया) चारित्र्यम् अपि रक्षन्त्याः (तस्याः)नेत्रविप्रोषिताञ्जनं दीर्घालकं मुखं दृष्टम् ।

विबुद्धेन–જાગેલા (મેં). આ શ્લોકમાં રાજા વિદૂષકની દલિલનો પુનઃ પ્રતિવાદ કરે છે. મે વાસવદત્તાને જાગ્રત અવસ્થામાં જોઈ હતી; તે ભ્રમ કે આભામ કેમ હોઈ શકે ? चारित्र्यम् अपि रक्षन्त्याः–પોતાના ચારિત્ર્યનું પણ રક્ષણ કરની. 'ફક્ત પોતાની જાતનું જ નહિ પણ ચારિત્ર્યનું પણ' એવો ભાવ છે. नेत्रविप्रोषिताञ्जनम्–नेत्राभ्यां विप्रोषितम् अञ्जनम् यस्य तत्

मुखम् । જ્યાં આંખમાંથી અંજન ભુંસાઈ ગયું છે તેવું दीर्घालकम्–दीर्घाः अलकाः यस्य तत् मुखम्–જ્યાં (સંસ્કારના અભાવે) લુખ્ખા વાળ વેરાયેલા છે તેવું. બંને વાસવદત્તાના મુખ માટે વપરાયેલાં વિશેષણો છે પ્રોષિત-ભર્તૃકાઓ પતિની ગેરહાજરીમાં આંખમાં અંજન કે વાળમાં તેલ નાખતી નહિ. તેઓ સાદાં કપડાં પહેરતી અને મોજશોખથી દૂર રહેતી. મેઘદૂતમાં કાલિદાસે વિરહિણી નાયિકાનું આવું જ ચિત્ર આપ્યું છે. (જુઓ: उत्सङ्गे वा मलिनवसने, शुद्धस्नानात्परुषमलकम् અને रुद्धापाङ्गप्रसरमलकैरञ्जनस्नेहशून्यम् । ઉ. મે. શ્લોક ૨૬, ૩૧ અને ૩૫)

શ્લોક : ૧૧ (અન્વય) संत्रस्तया तया देव्या यः अयं बाहुः निपीडितः, स्वप्ने अपि उत्पन्नसंस्पर्शः स बाहुः (अद्यापि) रोमहर्षं न मुञ्चति ।

પોતે જે જોયું છે તે વાસ્તવિક હતું એ વાતના સમર્થનમાં ઉદયન વાસવદત્તાના સ્પર્શથી પોતાને થયેલાં રોમાંચ બતાવે છે રાજાનું મન વિદૂષકની વાત માનવા ના પાડે છે. संत्रस्तया–ભયભીત (વાસવદત્તાથી) निपीडितः–સ્પર્શાયેલો, દબાવવામાં આવેલો स्वप्ने अपि उत्पन्नसंस्पर्शः–સ્વપ્નાવસ્થામાં વાસવદત્તાએ સ્પર્શ કર્યો હોવા છતાં જે રોમાંચ થયો (रोमहर्षम्) તે હજુ ચાલુ જ છે. વાસવદત્તાના સ્પર્શથી ઊંઘમાં પણ ઉદયનનાં રૂંવાડાં ખડાં થઈ ગયાં. આ ઉદયનવાસવદત્તાના પ્રેમની પરાકાષ્ઠા સૂચવે છે.

मा इदानीम्–તમે આ પ્રમાણે ખોટી ખોટી કલ્પનાઓ કરવાની રહેવા દો. વિદૂષક પોતાની વાત સહેજે છોડી દે તેવો નથી. અધૂરામાં પૂરું કાંચુકીયનો પ્રવેશ વાત ઉપર કાયમનો પડદો પાડી દે છે. વિષયાન્તર થતાં જ બધું ખોરંભે પડે છે. વિપ્રલંભમાંથી વીરરસમાં સંક્રમણ થતાં જ બધા ભાવોમાં આકસ્મિક પરિવર્તન આવે છે.

बलसमुदायेन–બલાના समुदायः, तेन–સૈન્યસમૂહથી उपयातः–આવી પહોંચ્યો છે. अभिघातयितुम्–अभि+हन् નું પ્રેરક હેત્વર્થ કૃદંત. ચડાઈ કરવા, મારવા, हस्त्यश्वरथपदातीनि–हस्तिनः च अश्वाः च रथाः च पदातयः च । (સમાહારદ્વન્દ્વ, द्वन्द्वश्च प्राणितूर्यसेनाङ्गानाम् એ પાણિનિસૂત્ર મુજબ.) હાથીઓ, અશ્વો, રથો અને પાયદળ, આ ચાર પ્રકારની સેનાને જ 'ચતુરંગિણી' કહે છે. संनद्धानि– સજ્જ છે, તૈયાર છે.

શ્લોક : ૧૨ (અન્વય) ते रिपवः भिन्नाः । भवद्गुणरताः पौराः समाश्वासिताः । भवत्प्रयाणसमये या पार्ष्णी, तस्याः अपि विधानं कृतम् । यत यत्

अरिप्रमाथजननं साध्यम् तत् तत् मया अनुष्ठितम्। अपि च, बलैः त्रिपथगा नदी तीर्णा। वत्सा च तव हस्ते।

આ શ્લોકમા અત્યાર સુધી વત્સદેશને જીતવા જે જે વ્યવસ્થા થઈ ચૂકી છે તેનું વર્ણન કરવામાં આવ્યું છે: (૧) શત્રુઓમાં ફાટફૂટ પડાવવામા આવી છે (૨) નાગરિકોને વિશ્વાસમાં લીધા છે. (૩) ચડાઈ કરતી વખતે પાર્ષ્ણિરાજાનો યોગ્ય પ્રબંધ કર્યો છે. (૪) શત્રુનાશ માટે કરવાલાયક બધું જ કર્યું છે. (૫) વત્સરાજનાં સૈન્યો ગંગા ઓળંગી આગળ વધી રહ્યાં છે. (૬) હવે વત્સદેશ હાથવેંતમાં જ સમજો.

भिन्ना:–ભેદવામા આવ્યા છે. સામ, દામ, દંડ અને ભેદ–એ ભારતીય રાજનીતિના ચાર પાયા છે શત્રુરાજાના સૈન્યની એકતા તૂટે તો એના ઉપર વિજય મેળવવામા સરળતા થાય આ માટે ભેદનીતિ અપનાવવામા આવતી. સૈન્યમા ફાટફૂટ પડાવી એને છિન્નભિન્ન કરવામા આવતું અને લાગ જોઈ ને જીતી લેવાતુ આમ 'ભેદ' શબ્દ પરિભાષિક છે भवद्गुणरता.– भवत. गुणेषु रता:–તમારા ગુણોના ચાહક. વત્સદેશની પ્રજા ઉદયનના ગુણો ઉપર મુગ્ધ હતી, એ આ વિશેષણ ઉપરથી જણાય છે વાસવદત્તા અને પદ્માવતી પણ એના ગુણોના લીધે જ આકર્ષાયાં હતા ને ! (બીજા અંકમા વાસવદત્તાની આ ઉક્તિ જુઓ। अयम् अपि जन एवम् उन्मादितः।) भवत्प्रयाणसमये–તમે (આરુણિ ઉપર) ચડાઈ કરો તે વખતે पार्ष्णी– આ પણ ભારતીય રાજ્યશાસ્ત્રનો પારિભાષિક શબ્દ છે. કોઈ રાજા જ્યારે શત્રુરાજા સાથે લડાઈમાં ગૂંથાયેલો હોય ત્યારે જે પાછળથી હુમલો કરે તે શત્રુરાજાને 'પાર્ષ્ણિ' કહે છે. ઉદયન જ્યારે આરુણિ સાથે યુદ્ધમા ગૂંથાયેલો હોય ત્યારે આવો કોઈ પાર્ષ્ણિરાજા હેરાન ન કરે તેનો પાકો બંદોબસ્ત (विधान) કરવામાં આવ્યો છે જે રાજા શત્રુ સાથે યુદ્ધે ચડયો હોય તે विजिगीषु, એની અસાવધ દશાનો લાભ ઉઠાવી પીઠ પાછળ ઘા કરનાર રાજા पार्ष्णि અને એના ઉપર નજર રાખી યોગ્ય સમયે એની પૂંઠ પકડી વિજિગીષુને મદદ કરનાર રાજાને पार्ष्णिग्राह કહે છે. अरि प्रमाथजननम्–अरे. प्रमाथ, त जनयति इति – શત્રુનો નાશ કરનાર बलै – સૈન્યોએ અર્થાત્ રુમણ્વાનની સરદારી હેઠળના ઉદયનનાં સૈન્યોએ त्रिपथगा– ગંગા નદી પૃથ્વી, પાતાલ અને સ્વર્ગ એ ત્રણ રસ્તેથી વહે છે તેથી એનું નામ 'ત્રિપથગા' પડ્યુ છે. વળી: क्षितौ तारयते मर्त्यान् नागास्तारयतेऽप्यधः। देवि तारयते देवास्तेन त्रिपथगा स्मृता ॥ तीर्णा– ઓળંગી દીધી છે. तूर्णं

ક. ભૂ. કૃ. वत्साः-વત્સદેશ तव हस्ते-તમારા હાથવેંતમાં છે. આ શ્લોકમાં કરેલું વર્ણન એટલું આશાસ્પદ છે કે ઉદયનના વિજય વિષે ઉદયનને પોતાને તેમજ આપણને કોઈ શંકા રહેતી નથી.

શ્લોક ૧૩ : (અન્વય) नागेन्द्रतुरङ्गतीर्णे विकीर्णबाणोग्रतरङ्गभङ्गे महार्णवाभे युधि दारुणकर्मदक्षं तम् आरुणिम् उपेत्य नाशयामि ।

આ શ્લોકમાં યુદ્ધને મહાન સમુદ્ર સાથે સરખાવ્યું છે. महाँश्चासौ अर्णवश्च । महार्णवस्य इव आभा यस्य । બે વિશેષણો યુદ્ધને અને સમુદ્રને-બંનેને લાગૂ પડે તેવાં દ્વિઅર્થી છે :

नागेन्द्रतुरङ्गतीर्णे-(૧) नागाः इन्द्राः इव । नागेन्द्राश्च तुरङ्गाश्च । तैः तीर्णः-મોટા મોટા હાથીઓ અને ઘોડાઓથી પાર પામી શકાય; જીતી શકાય તેવું યુદ્ધ. (૨) नागेन्द्राः इव तुरङ्गाः । तीर्णाः नागेन्द्रतुरङ्गाः यस्मिन् । જેમાં હાથીઓ જેવા જળઘોડાઓ તરી રહ્યા છે તેવો સમુદ્ર.

विकीर्णबाणोग्रतरङ्गभङ्गे (૧) उग्रतरङ्गाणां भङ्गाः । बाणाः उग्रतरङ्ग-भङ्गाः इव । विकीर्णाः बाणोग्रतरङ्गभङ्गाः यस्मिन् । ભયંકર મોજાંઓના ટુકડાઓ જેવાં બાણ ચોમેર ફેલાયલાં છે તેવું. યુદ્ધ. (૨) विकीर्णाः बाणाः इव उग्रतरङ्गभङ्गाः यस्मिन्-જેમાં ભયંકર મોજાંઓ બાણોની માફક ચોમેર ફેલાયેલાં છે તેવો સમુદ્ર.

दारुणकर्मदक्षम्-ક્રૂર કર્મો કરવામાં કુશળ (આરુણિનું વિશેષણ). उपेत्य-ચઢાઈ કરીને. યૌગન્ધરાયણની યોજના પ્રમાણે ઉદયનનું પદ્માવતી સાથે લગ્ન થઈ ગયું એટલે દર્શકરાજાની મદદથી આરુણિને હરાવી વત્સદેશનું રાજ્ય પાછું મેળવવાનું બાકી રહ્યું. આ અંકના અંતિમ ભાગમાં આપેલી હકીકતો યૌગન્ધરાયણની બાકીની યોજનાની સફળતા સૂચવે છે. આ સૂચન છેલ્લા અંકના કાર્યભાગ તરફ અંગુલિનિર્દેશ કરે છે. હવે કવિ ઉદયન-વાસવદત્તાનું પુનર્મિલન કેવી રીતે યોજે છે, તે જ જોવાનું રહ્યું. ❂

## છઠ્ઠો અંક

મુખ્ય દૃશ્ય શરૂ થાય એ પહેલાં એક નાનકડા વિષ્કંભકમાં કાંચુકીય અને પ્રતીહારી વચ્ચે સંવાદ થાય છે. કાંચુકીય એ મધ્યમ કક્ષાનું સંસ્કૃત બોલતું પાત્ર છે અને પ્રતીહારી એ નિમ્નસ્તરનું પ્રાકૃત ભાષા બોલતું પાત્ર છે; એટલે વિષ્કંભક 'મિશ્ર' પ્રકારનો છે. આ અંકની ઘટનાઓનું સ્થાન વત્સદેશની રાજધાની કૌશામ્બીનો રાજમહેલ છે.

अशून्यं कुरुते–'અહીં ફરજ ઉપર કોણ છે' એવો અર્થ કરવો. ફરજ ઉપરની પ્રતીહારી હાજર થાય છે. એનુ નામ 'વિજયા' છે. પ્રતિજ્ઞાયૌગન્ધરાયણ, પ્રતિમાનાટક અને અભિષેકનાટકમાં પણ પ્રતીહારીનું આવું જ નામ છે. उपसर्गस्य घञ्मनुष्ये बहुलम् એ પાણિનિના સૂત્ર મુજબ પ્રતીહારી અને પ્રતિહારી એ બંને રૂપ સિદ્ધ બને છે. वत्सराज्यलाभप्रवृद्धोदयाय–वत्सराज्यस्य लाभेन प्रवृद्धः उदयः यस्य। વત્સદેશનું રાજ્ય પ્રાપ્ત થતાં જેના ઉત્કર્ષમાં વૃદ્ધિ થઈ છે તે (ઉદયન). આ વિશેષણ સૂચક છે. પાંચમા અંકના અંતમાં ઉદયને આરુણિ ઉપર ચડાઈ કરી છે એ નિર્દેશ થયો છે. એટલે આરુણિને હરાવીને ઉદયને પોતાનું રાજ્ય પુનઃ હસ્તગત કર્યું ત્યારપછીની ઘટનાઓ આ અંકમાં રજૂ થઈ રહી છે, એમ સમજવાનું છે. रैभ्यसगोत्रः–રૈભ્ય નામનો. गोत्रेण सहितः सगोत्रः । रैभ्येण सगोत्रः रैभ्यनामा इत्यर्थः । મહાસેનના કંચુકીનું નામ. ઉજ્જયિનીથી રૈભ્ય નામે કાંચુકીય અને વસુન્ધરા નામની ધાત્રી એ બે જણ આવ્યાં છે. अदेशकालः–देशयुक्तः कालः । न देशकालः । અર્થાત્ અત્યારે રાજાને આ સમાચાર પહોંચાડવા માટે યોગ્ય સ્થાન અને સમય નથી. એનું કારણ પ્રતીહારી આગળ ઉપર સ્પષ્ટ કરે છે. भर्तुः सुयामुनप्रासादगतेन–સ્વામી ઉદયન જ્યારે 'સુયામુન' નામના મહેલમાં હતા ત્યારે. યમુના નદીના કાંઠા ઉપર હશે તેથી તેનું આવું નામ પાડયું હશે. અહીં રાજમહેલનો નિર્દેશ એ બાબતનું સૂચન કરવા માટે છે કે આ અંકની બધી ઘટનાઓ કૌશાંબીમાં ઘટે છે; રાજગૃહમાં નહિ.

घोषवती–ઉદયનની પ્રસિદ્ધ વીણા આ વીણા વગાડીને તે હાથીઓને પણ વશમાં કરી શકતો. આ વીણા દ્વારા જ ઉદયને વાસવદત્તાને સંગીતનું શિક્ષણ આપ્યુ હતું. ઘોષવતી ઉદયનવાસવદત્તા વચ્ચે ક્રમશઃ વધેલા પ્રણયની મૂક સાક્ષિણી હતી. કથાસરિત્સાગરમાં જણાવ્યું છે કે આ વીણા એને વસુનેમી નામક નાગ પાસેથી મળી હતી. લાવાણકના અગ્નિકાંડની સાથે જ ઘોષવતીનું એકાએક ખોવાઈ જવું અને અત્યારે એની પુનઃ પ્રાપ્તિ એ પણ યૌગન્ધરાયણની યોજનાનો અંતર્ગત ભાગ હતો. હવે યોજના પુરેપૂરી પાર પડી છે અને ઉદયન–વાસવદત્તાના પુનર્મિલન માટે અવસર પાકી ગયો છે ત્યારે ઘોષવતીની પ્રાપ્તિ થવાથી ઉદયન વાસવદત્તાભિમુખ બને, એ નાટકકારને ઇષ્ટ છે. नर्मदातीरे–નર્મદા નદીના કાંઠા ઉપર कूर्चगुल्मलग्ना–कूर्चाणां गुल्मे लग्ना–તૃણની ઝાડીમાં અટવાયેલી. ઘોષવતી વીણા નર્મદા નદીના કિનારા ઉપરની એક ઝાડીમાથી મળી આવી છે, આ કથન

અસંગત છે. (જુઓ : 'ઉદયનના વત્સરાજ્યથી–જે યમુના અને ગંગાના દોઆબમાં આવતું હતું એમ જણાય છે–નર્મદા એટલી દૂર છે કે ત્યાં વીણા કોઈપણ સંજોગોમાં જાય એ અસંભવિત છે. તેથી પ્રો. ગજેન્દ્રગડકર યમુનાતીરે અને પ્રો. ધ્રુવ મન્દાકિનીતીરે એમ સુધારેલા પાઠ સૂચવે છે.'–પ્રો. જી. કે. ભટ્ટ) જે યૌગન્ધરાયણ વાસવદત્તાને છુપાવીને ઉદયનનું લગ્ન પદ્માવતી સાથે થવાનું શક્ય બનાવે છે અને દર્શકની મદદ લઈ, આરુણિ ઉપર વિજય મેળવી, વત્સરાજ્ય પુનઃ હસ્તગત કરવાની અદ્ભુત યોજના ઘડી શકે છે, તે ઘોષવતીને પણ ગમે ત્યાં છુપાવી શકે છે. 'તે નર્મદા કિનારેથી મળી' એ પણ એક બહાનું માત્ર જ છે, એમ સમજવું જોઈએ. मोहप्रत्यागतेन–જ્યારે મૂર્છા વળી ત્યારે. ईदृशः अनवसरः–અત્યારે રાજાને કોઈ સમાચાર આપવા માટે ઉચિત અવસર નથી, એનું આ કારણ છે. इदमपि तदाश्रयमेव–આ (સમાચાર) પણ તેને લગતા જ છે. રૈભ્ય અને વસુન્ધરાનું આગમન આ પ્રસંગ સાથે સુસંબદ્ધ છે. અત્યારે રાજાને વાસવદત્તાની યાદ આવી છે તો આ લોકો પણ તેનાં ભૂતકાલીન સંસ્મરણો જ લાવ્યાં છે; એટલે રાજાને તે ગમશે, એમ કંચુકી કહેવા માગે છે.

શ્લોક : ૧ (અન્વય) हे श्रुतिसुखनिनदे, देव्याः स्तनयुगले जघनस्थले च सुप्ता (त्वं) विहगगणरजोविकीर्णदण्डा प्रतिभयम् अरण्यवासं कथं नु अध्युषिता असि ?

ઉદયન ઘોષવતી વીણાને ઉદ્દેશીને અહીં કહે છે કે, દેવી વાસવદત્તાના સ્તનો અને જઘનસ્થળ ઉપર સૂનારી તું ભયંકર જંગલમાં કેમ રહી શકી ! श्रुतिसुखनिनदे–श्रुतिभ्यां सुखाः निनदाः यस्याः । तत्सम्बुद्धौ । જેનો મધુર ધ્વનિ કાનોને સુખ આપે છે તેવી હે વીણા ! विहगगणरजोविकीर्णदण्डा–विहगानां गणैः रजसा विकीर्णः दण्डः यस्याः सा । પક્ષીઓના સમૂહો દ્વારા રજકણોથી વ્યાપ્ત થયેલ છે દંડ જેનો એવી (વીણા) જંગલમાં પડેલી વીણાની આસપાસ પક્ષીઓની ઉડાઉડને લીધે ધૂળ ઊડતી અને તેથી વીણાનો દંડ ધૂળથી ભરાઈ ગયો છે. प्रतिभयम्–ભયંકર (અરણ્યવાસનું વિશેષણ). 'પ્રતિભય' શબ્દના અર્થ માટે જુઓ : भयं भैरवम् । दारुणं भीषणं भीष्मं घोरं भयानकम् । भयंकरं प्रतिभयम् । अमरः । अध्युषिता–અધિ+वस्‌નું ક. ભૂ. કૃ. પ્રથમ વાસવદત્તાના સ્તનયુગલ ઉપર તેમજ જઘનસ્થળ ઉપર રહીને પછી પક્ષીઓના લીધે જ્યાં ધૂળ ઊડી રહી છે તેવા ભયંકર જંગલમાં નિવાસ કર્યો, એમાં જે વિરોધ પ્રસ્તુત થયો છે તે નોંધપાત્ર છે.

શ્લોક : ૨ (અન્વય) त्व, श्रोणीसमुद्वहनपार्श्वनिपीडितानि, खेदस्त-नान्तरसुखानि, उपगूहितानि, माम् उद्दिश्य विरहे परिदेवितानि च वाद्यान्तरेषु सस्मितानि कथितानि च (न स्मरसि)।

આ શ્લોકમા, ઘોષવતી નિર્મોહી કેમ છે એનુ કારણુ આપવામા આવ્યુ છે. તુ તે બિચારી વાસવદત્તાને યાદ કરતી નથી જે વાસવદત્તા તને ખોળામા લેતી, પાર્શ્વભાગથી દબાવતી, સ્તનોની વચ્ચે રાખી સુખ આપતી. તેને પણુ તુ યાદ કરતી નથી ! વિરહાવસ્થામા કરેલા વિલાપો અને વીણાવાદન શીખતા–શિખવાડતા કરેલી ગોષ્ઠીઓને પણુ એ યાદ કરતી નથી, માટે એ નિર્દયા (अस्निग्धा) છે

श्रोणीसमुद्वहनपार्श्वनिपीडितानि—श्रोण्याम्–ખોળામા, समुद्वहनानि–ઊચકવુ તે, च–અને पार्श्वाभ्या–બે પડખાંથી, निपीडितानि–દબાવવુ તે. વીણા વગાડતી વખતે વાસવદત્તા એને ખોળામા રાખીને વગાડતી હશે અને વચ્ચે વચ્ચે બે પડખે આઘીપાછી કરતી હશે એ ક્રિયાનુ આમાં વર્ણુન છે खेदस्तनान्तरसुखानि–खेदे सति–થાક લાગતા, स्तनयो अन्तरे–બે સ્તનોની વચ્ચે सुखानि–માણેલાં સુખો उपगूहितानि–આલિંગનો, परिदेवितानि–વિલાપો પ્રેમીજનો એકબીજા વગર ક્ષણુવાર પણુ રહી શકે નહિ વાસવદત્તાના જીવનમાં પણુ એવા અનેક પ્રસગો આવ્યા હશે જ્યારે તે ઉદયનના વિરહમાં દુખી બની હશે वाद्यान्तरेषु–વગાડતા વગાડતાં વચ્ચે વચ્ચે सस्मितानि–સ્મિતપૂર્વકની कथितानि–વાતચીત ઘોષવતી ઉદયન-વાસવદત્તાના પ્રણુયની મૂક સાક્ષિણી હતી એના સાન્નિધ્યમાં જ બને વચ્ચે પ્રેમ જાગ્યો હતો, અકુરિત થયો હતો, વધ્યો હતો અને પૂર્ણુતાએ પહોચ્યો હતો

શ્લોક ૩ (અન્વય) मे चिरप्रसुप्त काम. वीणया प्रतिबोधित । यस्या (वासवदत्ताया.) घोषवती प्रिया (अस्ति) ता देवीं तु न पश्यामि।

चिरप्रसुप्त –ચિરકાલથી સુષુપ્ત અવસ્થામાં રહેલો પદ્માવતી સાથે લગ્ન થયા પછી વાસવદત્તાના વિરહનુ દુખ કઈક હળવુ થયુ હતુ, ત્યા તો વીણાએ એ દુખને પુનઃ જાગૃત કર્યુ છે (प्रतिबोधित) જે વાસવદત્તાને આ ઘોષવતી બહુ પ્રિય હતી તે વાસવદત્તા ક્યાં છે ?

शिल्पिजनसकाशात्–કસબીઓ પાસે લઈ જઈને नवयोगां कृत्वा–નવા જેવી બનાવીને ( thoroghly repaired ).

ઘોષવતી પ્રસગ ઉદયન-વાસવદત્તાના પુનર્મિલનમાં અગત્યનો ભાગ ભજવે છે. પદ્માવતી સાથે લગ્ન થયુ ત્યાં સુધી ઉદયનને વાસવદત્તા વિના

એક ક્ષણ પણ ચેન નહોતું, તે નાટકકારે બતાવ્યું છે. પરંતુ ત્યારબાદ આરુણિ સાથેના યુદ્ધમાં અને વિજેતા બન્યા પછી કૌશામ્બીમાં સ્થિરતા પ્રાપ્ત કરવાના પ્રયાસમાં સંભવ છે કે વાસવદત્તાની સ્મૃતિ ઝાંખી થઈ ગઈ હોય. એ સ્મૃતિને પુનઃ તાજી કરી, ઉદયન વાસવદત્તાનો પૂર્વના પ્રેમથી જ સ્વીકાર કરે તે માટે તેને તૈયાર કરવા આ પ્રસંગ યોજાયો છે તે સ્પષ્ટ છે.

तेन हि पद्मावती–તો પદ્માવતીને બોલાવી લાવો. પદ્માવતી વાસવદત્તાની જગ્યાએ હોવાથી વાસવદત્તાનાં પિયેરિયાંને ઉદયન પદ્માવતી સાથે મળવાનું ઉચિત લેખે છે. अयं वृत्तान्तः–આ સમાચાર, અર્થાત્ ઉદયને પદ્માવતી સાથે લગ્ન કર્યું છે તે અથવા ઉદયને વત્સરાજ્ય પુનઃ હસ્તગત કર્યું છે તે સમાચાર. ઉજ્જયિનીથી કાંચુકીય અને ધાત્રી એ બે જણ આવ્યાં છે. તેમના આગમનના પ્રયોજન વિષે ઉદયનના મનમાં ગડમથલ ચાલી રહી છે. मे ज्ञातिकुलस्य–મારાં સગાંસબંધીઓનું, 'વાસવદત્તાનાં સગાં તે મારાં સગાં' એવી પદ્માવતીની ભાવના છે. અહીં પદ્માવતીનું ઔદાર્ય નોંધપાત્ર છે. किं मया सहोपविष्टः–'શું મને સાથે રાખીને આ લોકોને મળવા ધારો છો?' એમ પદ્માવતી પૂછે છે. કાંચુકીય અને ધાત્રી, 'વાસવદત્તાને મર્યે હજુ બહુ દિવસો થયા નથી ત્યાં તો રાજાએ બીજીવાર લગ્ન પણ કરી નાખ્યું; એટલું જ નહિ પણ બીજીવારની પત્નીને સાથે રાખી અમને મળે છે! રાજા ઉદયનને કંઈ સંકોચ પણ નથી થતો' આમ વિચારે તો! માટે પદ્માવતી આ પ્રશ્ન કરે છે.

कलत्रदर्शनार्हं जनम्–આ વાક્યમાં રાજા બીજો મુદ્દો રજૂ કરે છે. વાસવદત્તાના સંબંધીઓ માટે પદ્માવતી–વાસવદત્તા બરાબર છે; એટલે પદ્માવતીને જોવાનો એમને અધિકાર છે. એમનાથી પદ્માવતીને દૂર રાખવાથી તે લોકો કેવા તર્કવિતર્ક કરશે? (बहुदोषम् उत्पादयति ।) तातो वा अम्बा वा–પિતાજી અને માતાજીએ. આ શબ્દો પદ્માવતીએ રાજા મહાસેન અને રાણી અંગારવતી માટે વાપર્યા છે. વાસવદત્તાના સ્થાને રહીને પોતાની ફરજનું તે બરોબર પાલન કરી રહી છે. आविग्ना इव संवृत्ता–મને બ્હીક લાગી રહી છે. રાજાના હૃદયમાં પણ આવો જ ભાવ ઉત્પન્ન થાય છે. આગળના શ્લોકમાં તે વ્યક્ત થયો છે.

શ્લોક : ૪ (અન્વય) (तातः अम्बा वा) किं वक्ष्यति इति मे हृदयं परिशङ्कितम् (अस्ति) । अपहृता अपि सा कन्या मया न रक्षिता । चलैः भाग्यैः महद्गुणोपपातः (अहं) पितुः जनितरोषः पुत्रः इव भीतः अस्मि ।

महदवाप्तगुणोपघातः–(१) महान् अवाप्तः गुणानाम् उपघातः येन । જેણે પોતાની પ્રતિષ્ઠા ઉપર પડેલા મોટા આઘાતને સહન કર્યો છે. (૨) महान् च असौ अवाप्तगुणश्च उपघातः यस्य । જેને મોટો અને ચોમેરથી એકદમ આવી પડેલો આઘાત સહેવો પડયો છે. (૩) महत्सु अवाप्तः गुणोपघातः येन । જે પોતાના વડીલો પ્રત્યેની ફરજ અથવા તેમના તરફ બતાવવાનું માન ચૂકયો છે. શ્લોકના અંતિમ ચરણમાં એક સુંદર ઉપમા યોજીને ઉદયનની ભયભીત દશાનું સ્વરૂપ વર્ણવ્યું છે. પિતાને ગુસ્સે કરીને (पितुः जनितरोषः) પુત્ર કેવો ભયભીત થઈ જાય છે, એમ હું ભય પામું છું (भीतः अस्मि). પોતે વાસવદત્તાનું અપહરણ કર્યું પણ એનું રક્ષણ ન કરી શકયો. આથી રાજા મહાસેન અને રાણી અંગારવતી એના ઉપર ક્રુદ્ધ હશે, એવી કલ્પના ઉદયનને થાય છે. प्राप्तकाले–વખત આવ્યે, મૃત્યુ સમયે.

શ્લોક : ૫ (અન્વય) इदं सम्बन्धिराज्यम् एस्य महान् प्रहर्षः । पुनः नृपसुतानिधनं स्मृत्वा विषादः (जायते) । हे दैव, यदि परैः अपहृतं राज्यं कुशलं, देव्याः च कुशलं (स्यात्) तर्हि भवता किं न कृतं स्यात् ।

મહાસેનનો કંચુકી ઉદયનના મહેલમાં આવતાં કેવા દ્વિવિધ ભાવો અનુભવે છે તેનું આ શ્લોકમાં વર્ણન છે. એક બાજુ જમાઈ ઉદયનનું રાજ્ય છે એ ખ્યાલે હર્ષ થાય છે તો પોતાના સ્વામીની રાજકુમારીના મરણનું સ્મરણ થતાં વિષાદ થાય છે. सम्बन्धिराज्यम्-સંબંધી એટલે ઉદયન, તેનું રાજ્ય, नृपसुतानिधनम्–नृपसुतायाः–રાજા મહાસેનની પુત્રી વાસવદત્તાનું निधनम्–મૃત્યુ. भवता किं न कृतं स्यात्–અર્થાત્ सर्वमेव कृतं स्यात् । જો ઉદયનનું રાજ્ય શત્રુઓના હાથમાં ન ગયું હોત અને વાસવદત્તાને પણ કંઈ ન થયું હોત તો પછી બીજું શું જોઈતું હતું, આવો ભાવ છે.

શ્લોક : ૬ (અન્વય) अपि, पृथिव्या राजवंश्यानाम् उदयास्तमयप्रभुः मया काङ्क्षितबान्धवः स राजा कुशली ?

अपि राजा स कुशली–આમ વાકયના આરંભે પ્રયોજેલ अपि શબ્દ વાકયને પ્રશ્નાર્થ બનાવે છે. राजवंश्यानाम् – वंशे भवा वंश्याः, राज्ञः वंश्याः, तेषाम्–રાજાઓના વંશમાં ઉત્પન્ન થયેલા, રાજપુરુષો. उदयास्तमयप्रभुः– उदयश्च अस्तमयश्च उदयास्तमयौ, तयोः प्रभुः–રાજાઓનાં ઉન્નતિ અને વિનાશ કરવાને સમર્થ. આ વિશેષણથી જણાય છે કે એ વખતે ઉજ્જયિનીનું રાજ્ય બહુ પ્રબળ હતું અને ત્યાંનો રાજા ચંડ મહાસેન અનેક રાજા-

મહારાજાઓની ચડતીપડતી માટે જવાબદાર હતો. कांक्षितबान्धवः–कांक्षितः बान्धवः यस्य–જેની સાથે સંબંધ બાંધવાની આકાંક્ષા રાખેલી તે (રાજા મહાસેન). आसनादुत्थाय–આસન ઉપરથી ઊઠીને. મહાસેનનો કંચુકી જ્યારે મહાસેનના સમાચાર આપે છે ત્યારે ઉદયન મહાસેન તરફ આદરભાવ બતાવવા ઊભો થાય છે. મહાસેન જાતે આવ્યો હોત તો ઉદયન ઊભો થઈ એને સન્માન આપત જ, પરંતુ અહીં તો એના કંચુકીએ એણે મોકલેલ સંદેશો કહેવાની શરૂઆત કરી કે તરત ઉદયન આસન ઉપરથી ઊભો થઈ જાય એ ઉત્કટ આદર સૂચવે છે. वैदेहीपुत्रस्य–ઉદયન. અહીં ઉદયનને વૈદેહીપુત્ર કહ્યો છે પરંતુ કથાસરિત્સાગર પ્રમાણે તે અયોધ્યાના રાજા કૃતવર્માની પુત્રી મૃગાવતીનો પુત્ર હતો.

શ્લોક : ૭ (અન્વય) ये कातराः अपि वा अशक्ताः तेषु उत्साहः न जायते। नरेन्द्रश्रीः हि प्रायेण सोत्साहैः एव भुज्यते।

ઉદયને શત્રુને પરાસ્ત કરીને પોતાનું રાજ્ય પાછું મેળવ્યું તેની પ્રશંસા કરતાં રાજા મહાસેન તેને અભિનંદન પાઠવે છે. ઉત્સાહથી સંપન્ન રાજા જ રાજલક્ષ્મીને ભોગવી શકે છે. આ ઉત્સાહ બીકણ કે નિર્બળ લોકોમાં કદાપિ હોઈ શકે નહિ. મૃચ્છકટિકમાં પણ આવો જ ભાવ પ્રગટ થયો છે: साहसे श्रीः प्रतिवसति। રાજાની સફળતા ત્રણ શક્તિઓને આધીન છે: પ્રભુશક્તિ, મંત્રશક્તિ અને ઉત્સાહશક્તિ. આ ત્રણેયમાં ઉત્સાહશક્તિ મુખ્ય છે. 'ઉત્સાહી રાજાઓ જ રાજ્યલક્ષ્મી ભોગવી શકે છે' એ વાક્યમાં ઉત્સાહશક્તિનું જ મહત્ત્વ બતાવાયું છે.

શ્લોક : ૮ (અન્વય) पूर्वम् अहम् तावद् अवजितः। (ततः) सुतैः सह दृढं लालितः। तस्य कन्या अपहृता, भूयः न मया न रक्षिता। तस्याः निधनम् अपि श्रुत्वा च (तस्य) मयि तथा एव स्वता। ननु उचितान् वत्सान् प्राप्तुम् (मे) यद् (आसीत्) अत्र हि नृपः कारणम्।

સાથે પરણાવવા માગતો હતો. ઉદયન વીણા વગાડીને હાથીઓને વશમાં કરવાની વિદ્યા જાણતો હતો. એકવાર મહાસેને એક બનાવટી હાથી વિંધ્યપર્વતનાં જંગલમાં મૂક્યો. એની રચના એવી હતી કે એ જાતે જ ગતિ કરતો હતો. એના શરીરમાં મહાસેનના સૈનિકો ભરાઈને બેસી ગયા. આ વિશાળકાય હાથી અંગે ઉદયનને માહિતી મળી ત્યારે તે ઘોષવતી વીણા લઈ એને પકડવા ગયો. લાગ જોઈને મહાસેનના સૈનિકોએ ઉદયનને કેદ કર્યો. પાછળથી વાસવદત્તાને વીણા શીખવાડવાનું એને કહેવામાં આવ્યું. ધીમેધીમે બંને વચ્ચે પ્રણય થયો અને મહાસેનની ઇચ્છા પૂર્ણ થઈ. सुतैः સહ–પુત્રો સાથે. વાસ્તવમાં મહાસેનને બે જ પુત્રો હતા માટે सुतैः નો અર્થ 'સંતાનો' કરવો જોઈએ. પોતાના સંતાનોની જેમ ઉદયનને રાખ્યો, એવો ભાવ છે. निधनम्–મૃત્યુ. स्वता–આત્મીયતા. उचितान् वत्सान्–મારું વત્સદેશનું રાજ્ય. વાક્યરચના આ પ્રમાણે પણ થઈ શકે : यद् (वयं) वत्सान् प्राप्तुम् उचिताः (समर्थाः अभवाम) अत्र हि नृपः कारणम् (आसीत्)। વત્સદેશના રાજ્યની પુનઃપ્રાપ્તિમાં મહાસેનનો કેટલો ફાળો હતો એ વિચારણીય છે. મહાસેને કંઈક મદદ ચોક્કસ કરી હશે. 'પોતાની સફળતાનો યશ વડીલોને આપવો' એવા શિષ્ટાચાર મુજબ પણ ઉદયને આમ કહ્યું હોય!

શ્લોક : ૯ (અન્વય) षोडशान्तःपुरज्येष्ठा, पुण्या नगरदेवता, मम प्रवासदुःखार्ता माता कुशलिनी ननु ?

આ શ્લોકમાં ઉદયન વાસવદત્તાની માતાના કુશળ સમાચાર પૂછે છે. અહીં રાણી અંગારવતી માટે ત્રણ વિશેષણો યોજ્યાં છે; જે એના વ્યક્તિત્વની મહત્તા બતાવે છે : (૧) મહાસેનની સોળ રાણીઓમા જ્યેષ્ઠ–પટરાણી, (૨) પવિત્ર નગરદેવતા અને (૩) હું જ્યારે ઉજ્જયિનીમાંથી નીકળી ગયો ત્યારે મારા પ્રવાસથી દુઃખી બનનારી માતા.

अन्तःपुर એટલે 'રણવાસ' એ ઉપરથી આરોપિત અર્થ 'રાણી'. આ ઉપરથી જણાય છે કે મહાસેનને સોળ રાણીઓ હતી. षोडशानाम् अन्तःपुराणां ज्येष्ठा । એમાં સૌથી મોટી રાણી. प्रवासदुःखार्ता–प्रवासस्य दुःखेन आर्ता । પ્રવાસ એટલે ઉદયને વાસવદત્તા સાથે ઉજ્જયિનીમાંથી નીકળીને કૌશામ્બી સુધી કરેલી યાત્રા. ખરી રીતે મહાસેન અને અંગારવતી વાસવદત્તાને ઉદયન સાથે પરણાવવાના જ હતાં છતાં, ઉતાવળ કરીને ઉદયન વાસવદત્તાને લઈ ચાલી નીકળ્યો ત્યારે સૌથી વધુ દુઃખ અંગારવતીને થયું હતું. (જુઓ : પ્રતિજ્ઞાયૌગન્ધરાયણ અંક ૪)

ईदृशं कुशलम्–આ શબ્દમાં ભારોભાર વ્યંગ્ય રહેલો છે. રાણી અંગારવતીએ કુશળ સમાચાર પૂછ્યા છે એનો ઉદયને આપેલો જવાબ કેટલો સૂચક છે ! અમારી તો આવી કુશળતા છે ! વાસવદત્તા જતી રહી પછી કુશળતાનું શું પૂછવું ? ईदृशम्–वासवदत्ताविरहे यादृशं कुशलं शक्य तादृशम्। गजेन्द्रगडकर । उपरता अपि अनुपरता–મર્યા છતાં જીવતી. તમે જેની આટલી દરકાર લો છો તે વાસવદત્તા મરી નથી, જીવતી છે. (સરખાવો : भर्तृस्नेहात्सा हि दग्धाप्यदग्धा । १.१३)

શ્લોક : ૧૦ (અન્વય) मृत्युकाले कः कं रक्षितुं शक्तः। रज्जुच्छेदे के घटं धारयन्ति । एवं लोकः वनाना तुल्यधर्मः। काले छिद्यते, काले रुह्यते च ।

મૃત્યુ અવશ્યંભાવી છે. મનુષ્યને મૃત્યુના મુખમાંથી કોઈ બચાવી શકતું નથી. જગતના આ શાશ્વત નિયમનું આ શ્લોકમાં સુન્દર ઉદાહરણો આપી સરળ રીતે નિરૂપણ કરવામાં આવ્યું છે.

रज्जुच्छेदे–દોરડું તૂટી જતાં. ઘડાને દોરડું બાંધી પાણી ભરવા માટે કૂવામાં ઉતાર્યો હોય અને વચ્ચે જ દોરડું તૂટી જાય ત્યારે શું થાય છે ? ઘડો કૂવામાં પડી જાય છે. એને કૂવામાં પડતાં કોણ બચાવી શકે ? એવું જ માણસોનું પણ છે. જીવનદોરી તૂટી જતાં મનુષ્યને કોણ બચાવી શકે છે ! लोकः वनानां तुल्यधर्मः–દુનિયા જંગલના સમાન ધર્મવાળી છે. જંગલ એટલે જંગલનાં વૃક્ષો. તે અમુક વખતે (काले) ઊગે છે, અમુક વખતે (काले) કપાઈ જાય છે; નષ્ટ થાય છે એમ ઊગવું અને આથમવું એ સ્થાવરજંગમ બધાને માટે સમાન છે. (સરખાવો : जातस्य हि ध्रुवो मृत्युः ગીતા : ૨.૨૭)

શ્લોક : ૧૧ (અન્વય) महासेनस्य दुहिता, मे शिष्या प्रिया देवी च, सा देहान्तरेषु अपि मया कथं स्मर्तुं न शक्या ?

ઉદયન વાસવદત્તાનું સ્મરણ ન કરે એ શક્ય છે ? કદાપિ નહિ. આ જન્મમાં તો એ ભૂલાય જ નહિ પરંતુ જન્મજન્માન્તરોમાં પણ તેનું સ્મરણ રહેશે જ. વાસવદત્તા માટે વપરાયેલાં ત્રણ વિશેષણો એના વ્યક્તિત્વનું, ચિરસ્મરણીય વ્યક્તિત્વનું સુંદર રીતે પ્રતિપાદન કરે છે : (૧) મહાસેનની પુત્રી, (૨) મારી શિષ્યા અને (૩) પ્રિય દેવી. देहान्तरेषु–अन्ये देहा इति देहान्तराणि । तेषु । રઘુવંશમાં ઇન્દુમતિ માટે વિલાપ કરતાં અજે પણ તેને ગૃહિણી, સચિવ, સખી, શિષ્યા વગેરે વિશેષણોથી નવાજી હતી. (જુઓ : गृहिणी सचिवः सखी मिथः प्रियशिष्या ललिते कलाविधौ । करुणाविमुखेन मृत्युना हरता त्वां वद किं न मे हृतम् ॥ રઘુ. ૮.૬૭)

હશે ! આ મુખની મધુરતાને અગ્નિએ કેવી રીતે દૂષિત કરી હશે ! સ્નિગ્ધ-કોમળ, સંવાળું. दूषितम्-દૂષિત કર્યું, નષ્ટ કર્યું.

आर्यपुत्रस्य प्रतिकृत्याः-ઉદયનનું ચિત્ર બરોબર ઉદયન જેવું જ છે એ વાત પ્રત્યક્ષ જોએલા ઉદયન સાથે ચિત્રફલકમાંના ચિત્રને સરખાવીને પદ્માવતી જાણી લે છે. આ ઉપરથી વાસવદત્તાનું ચિત્ર પણ વાસવદત્તાને બરોબર મળતું હશે, એવું પદ્માવતી અનુમાન કરે છે. આ ઉપરથી જણાય છે કે બે જુદા જુદા ફલક ઉપર અલગ અલગ ચિત્રો દોરેલાં હશે.

प्रहृष्टोद्विग्नाम्-आदौ प्रहृष्टा पश्चाद् उद्विग्ना । ताम् । (કર્મધારય) પદ્માવતીને ચિત્રફલક જોઈને પ્રથમ હર્ષ થયો અને પછી ઉદ્વેગ થયો, તેનો અહીં નિર્દેશ છે. સ્વાભાવિક રીતે જ ઉદયનને આથી નવાઈ લાગે છે. इह एव-અહીં જ, મારી પાસે. मया सह आगताम् प्रेक्ष्य-કોઈ વખત મારી સાથે આવે ત્યારે જોઈ લેજો. વાસવદત્તાના રૂપરંગને મળતી કોઈ સ્ત્રી પદ્માવતીની સાથે છે એ જાણીને જ ઉદયન એને જોવા ઇચ્છે છે. પરંતુ પદ્માવતી એનો પ્રતિવાદ કરે છે, આવંતિકાના વેશમાં રહેલી વાસવદત્તા પરપુરુષના દર્શનથી દૂર રહે છે માટે. એટલે કોઈ વખત તે મારી સાથે હોય ત્યારે તમે દૂરથી એને જોઈ લેજો, એવું પદ્માવતી સૂચન કરે છે.

શ્લોક : ૧૪ ( અવન્ય ) यदि विप्रस्य भगिनी, तर्हि व्यक्तम् अन्या भविष्यति । परस्परगता रूपतुल्यता लोके दृश्यते ।

આવંતિકા અંગે પદ્માવતીએ જે માહિતી આપી તેનો સ્વીકાર કરી ઉદયન કહે છે કે જો તે કોઈ બ્રાહ્મણની બહેન (विप्रस्य भगिनी) હોય તો તે બીજી કોઈ સ્ત્રી હોવી જોઈએ દુનિયામાં એકબીજાને મળતાં રૂપરંગ ઘણીવાર જોવા મળે છે. व्यक्तम्-નિશ્ચિત, ચોક્કસ. अन्या-બીજી કોઈ સ્ત્રી (વાસવદત્તા નહિ). रूपतुल्यता-રૂપરંગની સમાનતા. આમ વાસવદત્તાનું અભિજ્ઞાન થોડામાં રહી ગયું. આ શ્લોકમાંના विप्रस्य भगिनी એ શબ્દો विप्र ના આગમનના સૂચક છે. તરત જ પ્રતીહારી એના આવવાની સૂચના આપે છે. છઠ્ઠા અંકમાં પ્રસંગોની પરંપરા છે અને ભાસે તેમનું સુંદર સંકલન કર્યું છે, તે નોંધપાત્ર છે.

प्रतिग्रहीतुम्-પાછી લેવા માટે. अभ्यन्तरसमुदाचारेण-अभ्यन्तरे यः समुदाचारः । तेन । અંદર લાવવા માટેની યોગ્ય વિધિ કરીને. (There must have been some special procedure of introducing a visitor in the inner apartment. —Gajendragadkar)

अभिप्रेतः– इष्टः–માનીતો. વાસવદત્તાનાં માતાપિતાના હૃદયમાં પ્રથમથી જ ઉદયન માટે આદર હતો. अनग्निसाक्षिकम्–न अग्निः साक्षी यस्मिन् कर्मणि–જેમાં અગ્નિને સાક્ષી તરીકે રાખ્યો નથી ખરું વૈદિક વિધિથી કરેલું લગ્ન અગ્નિની સાક્ષીએ જ સંપન્ન થાય છે. આ લોકોએ તો મનથી જ કન્યાદાન કરી દીધું હતું. वीणाव्यपदेशेन–વીણા શીખવવાના બહાને. 'તમે એને વીણા શીખવો' આ તો એક બહાનું હતું. ખરી રીતે તેઓ આ બધું ઉદયન વાસવદત્તાને સ્વીકારે, એ માટે કરતાં હતાં. अनिर्वृत्तविवाहमङ्गलः–न निर्वृत्तं विवाहमङ्गलं (परिणयोत्सवः) यस्य–જેની લગ્નવિધિ પરિપૂર્ણ થઈ નથી તેવો (ઉદયન). आवाभ्याम्–અમે, અર્થાત્ મહાસેન અને અંગારવતીએ. प्रतिकृतिम्–ચિત્ર વાસવદત્તાના અભિજ્ઞાન માટે 'ચિત્રફલક પ્રસંગ' બહુ જ મહત્ત્વપૂર્ણ છે. ચિત્રફલકને ભાસે કેવી સીફતથી સ્વાભાવિક રીતે પ્રસ્તુત કર્યું છે તે જોવા જેવું છે. निर्वृतः भव–આશ્વાસન મેળવો

શ્લોક : ૧૨ (અન્વય) एतद् वाक्यं राज्यलाभशताद् अपि प्रियतरम् । यद् अपराद्धेषु अपि अस्मासु स्नेहः न विस्मृतः ।

અંગારવતીએ મોકલેલા સંદેશાથી ઉદયનને ભારે સાંત્વન મળે છે. આ શ્લોકમાં ઉદયન અંગારવતીએ મોકલેલા સંદેશાને સો રાજ્યોના લાભ કરતાં પણ ( राज्यलाभशताद् अपि ) પ્રિયકારક ગણાવે છે. વાસવદત્તાને ભગાડીને, ખરેખર તો, ઉદયને અપરાધ કર્યો હતો, છતાં એવા અપરાધી તરફ પણ ( अपराद्धेषु अपि ) આવો સ્નેહ !

गुरुजनम्— વડીલને અર્થાત્ વાસવદત્તાને. પદ્માવતી વાસવદત્તાનું ચિત્ર જોવા ઇચ્છે છે. જેણે ઉદયનને પોતાના પ્રેમથી આટલો બધો પ્રભાવિત કરી દીધો કે મૃત્યુ પછી પણ તે એને ભૂલતો નથી, એ વાસવદત્તા કેવી હશે, તે જાણવાની જિજ્ઞાસા સમજી શકાય તેવી છે. અહીં પદ્માવતી વડીલો તરફ સમુચિત આદર બતાવે છે તેથી તેની સજ્જનતા પ્રગટ થઈ છે. हैवेति– ચિત્રફલક ઉપર દોરેલી વાસવદત્તાનું ચિત્ર એટલું આબેહૂબ હતું કે 'આ ચિત્ર વાસવદત્તાને મળતું છે એમ નહિ પણ આ વાસવદત્તા જ છે' એમ રાજા માને છે.

શ્લોક : ૧૩ (અન્વય) अस्य स्निग्धस्य वर्णस्य दारुणा विपत्तिः कथम् । अग्निना च इदं मुखमाधुर्यं कथं दूषितम् ।

ચિત્રફલકમાં વાસવદત્તાનું ચિત્ર જોઈ ઉદયન વિચારે છે કે આવા સુંવાળા અને કોમળ શરીર ઉપર અગ્નિદાહની દારુણ વિપત્તિ કેમ આવી

હશે ? આ મુખની મધુરતાને અગ્નિએ કેવી રીતે દૂષિત કરી હશે ? સ્નિગ્ધ–કોમળ, સુંવાળું. दूषितम्–દૂષિત કર્યું, નષ્ટ કર્યું.

आर्यपुत्रस्य प्रतिकृत्याः–ઉદયનનું ચિત્ર બરોબર ઉદયન જેવું જ છે એ વાત પ્રત્યક્ષ જોઈને ઉદયન સાથે ચિત્રફલકમાંના ચિત્રને સરખાવીને પદ્માવતી જાણી લે છે. આ ઉપરથી વાસવદત્તાનું ચિત્ર પણ વાસવદત્તાને બરોબર મળતું હશે, એવું પદ્માવતી અનુમાન કરે છે. આ ઉપરથી જણાય છે કે બે જુદા જુદા ફલક ઉપર અલગ અલગ ચિત્રો દોરેલાં હશે.

प्रहृष्टोद्विग्नाम्–आदौ प्रहृष्टा पश्चाद् उद्विग्ना । ताम् । (કર્મધારય) પદ્માવતીને ચિત્રફલક જોઈને પ્રથમ હર્ષ થયો અને પછી ઉદ્વેગ થયો, તેનો અહીં નિર્દેશ છે. સ્વાભાવિક રીતે જ ઉદયનને આથી નવાઈ લાગે છે. इह एव–અહીં જ, મારી પાસે. मया सह आगताम् प्रेक्ष्य–કોઈ વખત મારી સાથે આવે ત્યારે જોઈ લેજો. વાસવદત્તાના રૂપરંગને મળતી કોઈ સ્ત્રી પદ્માવતીની સાથે છે એ જાણતાં જ ઉદયન એને જોવા ઇચ્છે છે. પરંતુ પદ્માવતી એનો પ્રતિવાદ કરે છે, આવંતિકાના વેશમા રહેલી વાસવદત્તા પરપુરુષના દર્શનથી દૂર રહે છે માટે. એટલે કોઈ વખત તે મારી સાથે હોય ત્યારે તમે દૂરથી એને જોઈ લેજો, એવું પદ્માવતી સૂચન કરે છે.

શ્લોક : ૧૪ (અન્વય) यदि विप्रस्य भगिनी, तर्हि व्यक्तम् अन्या भविष्यति । परस्परगता रूपतुल्यता लोके दृश्यते ।

આવંતિકા અંગે પદ્માવતીએ જે માહિતી આપી તેનો સ્વીકાર કરી ઉદયન કહે છે કે એ તે કોઈ બ્રાહ્મણની બહેન (विप्रस्य भगिनी) હોય તો તે બીજી કોઈ સ્ત્રી હોવી જોઈએ દુનિયામાં એકબીજાને મળતાં રૂપરંગ ઘણીવાર જોવા મળે છે. व्यक्तम्–નિશ્ચિત, ચોક્કસ. अन्या–બીજી કોઈ સ્ત્રી (વાસવદત્તા નહિ). रूपतुल्यता–રૂપરંગની સમાનતા. આમ વાસવદત્તાનું અભિજ્ઞાન થોડામાં રહી ગયું. આ શ્લોકમાંના विप्रस्य भगिनी એ શબ્દો વિપ્ર ના આગમનના સૂચક છે. તરત જ પ્રતીહારી એના આવવાની સૂચના આપે છે. છઠ્ઠા અંકમાં પ્રસંગોની પરંપરા છે અને ભાસે તેમનું સુંદર સંકલન કર્યું છે, તે નોંધપાત્ર છે.

प्रतिग्रहीतुम्–પાછી લેવા માટે. अभ्यन्तरसमुदाचारेण–अभ्यन्तरे यः समुदाचारः । तेन । અંદર લાવવા માટેની યોગ્ય વિધિ કરીને. (There must have been some special procedure of introducin~ ~ visitor in the inner apartment. —G..

શ્લોક . ૧૫ (અન્વય) नृपतेः हितार्थं राजमहिषीं प्रच्छाद्य, हितम् इति अवेक्ष्य मया इदं कृतम् इति कामम् । मम कर्मणि सिद्धे अपि नाम, असौ पार्थिव किं वक्ष्यति इति मे हृदय परिशङ्कितम् (अस्ति) ।

યૌગન્ધરાયણે ઉદયનના હિત માટે જ બધી યોજનાઓ ગોઠવી હતી. પદ્માવતી સાથે ઉદયનનુ લગ્ન થાય અને દર્શકરાજાની મદદથી શત્રુના હાથમા ગયેલું રાજ્ય પાછુ મેળવાય, એ આ યોજનાઓનુ પ્રાસન્ય હતું. ઈશ્વરકૃપાએ બધું સીધી રીતે પાર પડયુ; પણ હવે વાસવદત્તાને ઉદયન સામે કેમ રજૂ કરવી, એ વિમાસણ યૌગન્ધરાયણને થઈ રહી છે. રાજાની પ્રિયતમા રાણી વાસવદત્તાને આમ છુપાવવાથી, એને મરેલી ગણીને રાજાને કેટલો સતાપ થયો હતો ! કાર્ય સિદ્ધ થયા છતા રાજા શું કહેશે, એની યૌગન્ધરાયણને બીક છે.

नृपतेः हितार्थम् – રાજા ઉદયનના હિત માટે राजमहिषीम्–રાજરાણી વાસવદત્તાને प्रच्छाद्य–છુપાવીને हितम् इति अवेक्ष्य – આ યોજનાથી દરેક રીતે કલ્યાણ જ છે એમ ધારીને इदम् – આ બધુ कृतम्–મેં કર્યું છે 'આ બધુ' એટલે વાસવદત્તાને મરેલી જાહેર કરવી, પદ્માવતી સાથે ઉદયનનુ લગ્ન કરવુ અને દર્શકની મદદ મેળવવી વગેરે. कर्मणि सिद्धे अपि–હવે જ્યારે બધુ કામ સિદ્ધ થઈ ગયું છે ત્યારે परिशङ्कितम्–શકાળુ છે.

श्रुतपूर्वः–અગાઉ સાંભળેલ त्वर्यताम्–ઉતાવળ કરો. અર્થાત્ એની બહેનને જલદી લાવો. दिष्ट्या इदानीम् अपि स्मरति–સદ્ભાગ્યે હજુ પણ મને સ્મરે છે ! આ વાક્યમાં ભારે ધ્વનિ રહેલો છે: (૧) યૌગન્ધરાયણની યોજના પ્રમાણે બધુ કાર્ય સપન્ન થઈ ગયા પછી મને શા માટે યાદ કરે ? (૨) મને અહીં રાખ્યે કેટલો વખત થયો ? આટલા દિવસમા એકાદવાર પણ મારી ખબર કાઢવાની ફુરસદ મળી નહિ ? (૩) યૌગન્ધરાયણની યોજનાનો મુખ્ય ઉદ્દેશ ઉદયનને રાજ્ય પાછુ મેળવી આપવાનો હતો તે પૂરો થઈ ગયા પછી મારી ઉદયન સાથે પુન મુલાકાત કરાવવાનું યાદ આવ્યુ એ મારુ સદ્ભાગ્ય

निर्यातय–निर्+यत् (यतते નુ પ્રેરક निर्यातयति, તેનુ આજ્ઞાર્થ બી પુ. એ. વ –પાછુ આપો. साक्षिमत्–साक्षियुक्तम्–કોઈ સાક્ષીની હાજરીમાં. अधिकरणम्–જ્યુરી, ન્યાયસભા, ન્યાયપંચ अधिक्रियते विचार्यते अर्थिप्रत्यर्थिना व्यवहार. अत्र इति अधिकरणम् । અહીં 'સાક્ષીઓ' એવો સામાન્ય અર્થ જ લેવો.

સૌથી પહેલાં વાસવદત્તાની ધાત્રી આવંતિકાવેશધારિણી વાસવદત્તાને ઓળખી કાઢે છે તે યોગ્ય જ છે. વાસવદત્તા એના ખોળામાં જ ઊછરી છે ને ! રાજાને એના દ્વારા જ ખબર પડે છે. પાછી ધાત્રી તો ઘૂમટો ઊંચક્યા પછી જ થાય છે; છતાં ધાત્રીની વાત માનીને તે તરત આવંતિકાવેશધારિણી વાસવદત્તાને અંદર જવાનું કહે છે (अभ्यन्तरं प्रविश), એ ન સમજાય તેવું છે.

શ્લોક : ૧૬ ( અન્વય ) त्वं भरतानां कुले जातः, विनीतः, ज्ञानवान्, शुचिः । तत् राजधर्मस्य देशिकः (त्वं) बलाद् हर्तुम् न अर्हसि ।

રાજા ખરેખર, પોતાની બહેનને અંતઃપુરમાં મોકલી દેશે, એ બીકથી યૌગન્ધરાયણ રાજાને અપીલ કરે છે કે આ વ્યવહાર તમારા જેવા કુલીન, જ્ઞાની, વિનયી અને શુદ્ધ વ્યક્તિને છાજે તેવો નથી.

भरतानां कुले जातः–દુષ્યન્ત અને શકુન્તલાનો પુત્ર ભરત, भरतकुले जाताः भारताः–ભરતના કુળમાં જન્મેલા કૌરવો–પાંડવો તે ભારતો, એમના વંશમાં જન્મેલ. ઉદયન અર્જુનથી પચીસમી પેઢીએ થયો હતો એમ પુરાણોમાં જણાવવામાં આવ્યું છે. विनीतः–સુશિક્ષિત, સભ્ય, વિનયી. शुचिः–પવિત્ર, શુદ્ધ. देशिकः–શિક્ષક. રાજાના ધર્મ કયા, એ તમે જ શીખવાડો છો અને તમે જ પોતાનો ધર્મ ભૂલીને મારી બહેનનું બલાત્કારે અપહરણ કરો છો, તે યોગ્ય નથી.

रूपसादृश्यम्–સ્વરૂપની સમાનતા पश्यामः–જોઈએ. અર્થાત્ આવંતિકામાં અને વાસવદત્તામાં કેવું રૂપસાદૃશ્ય છે તે હું જાતે જોઈશ. यवनिका–ઘૂંમટો, મૂળ શબ્દ यवन. આ શબ્દ ઉપરથી સંસ્કૃત નાટકોનું મૂળ ગ્રીક નાટકોમાં શોધવાનો કેટલાક વિદ્વાનો પ્રયત્ન કરે છે. તે વ્યર્થ છે. यवन શબ્દનું મૂળ સંસ્કૃત છે : जू–जवति–जवन–यवन । ઘૂંમટાનો રિવાજ મુસલમાનોના આગમન સાથે ભારતમાં આવ્યો તે માન્યતા પણ ભૂલભરેલી છે. ભારતમાં પ્રાચીનકાળથી પરિણીત સ્ત્રીઓ ઘૂંમટો રાખતી, એવા ઉલ્લેખો મળી આવે છે. આવંતિકાનો ઘૂંમટો દૂર થતાં જ તે વાસવદત્તા રૂપે પ્રગટ થાય છે. યૌગન્ધરાયણ પણ છતો થાય છે.

શ્લોક ૧૭ : (અન્વય) किं नु इदं सत्यम् अथवा स्वप्नः यत् सा मया भूयः दृश्यते । तदा अनया अपि दृष्ट्या अहं वञ्चितः ।

આગમાં બળીને મરી ગયેલી ગણાતી વાસવદત્તાને પોતાની સામે ખરેખરા સ્વરૂપે ઊભેલી જોઈ ઉદયનને આશ્ચર્ય થાય છે. આ સત્ય છે કે સ્વપ્ન, તેનો નિર્ણય કરી શકતો નથી. અગાઉ એકવાર વાસવદત્તાને

તેણે જોઈ હતી અને તે એનો ભ્રમ હતો એવું સાબિત કરવામાં આવ્યું હતું, એ ઘટના અહીં એને યાદ આવે છે આ જ દષ્ટિએ મને અગાઉ છેતર્યો હતો, એ પુન છેતરશે તો નહિ, એમ તે વિચારે છે

देव्यपनयनेन–देव्या वासवदत्ताया अपनयनम् दूरीकरणम् । तेन । વાસવદત્તાને તમારાથી વિખૂટા પાડવાનો (અપરાધ) यौगन्धरायण भवान् ननु–तु તો યૌગન્ધરાયણ છે ને?'તું પણ ખરો છે!' એવો ભાવનું આ વાક્ય છે આમ કહીને તે યૌગન્ધરાયણની કુશળતા અને અદ્ભુત મુત્સદ્દીગિરીની પ્રશંસા કરે છે

શ્લોક ૧૮ (અન્વય) मज्जमाना वयम् मिथ्योन्मादैः च, युद्धैः च, शास्त्रदृष्टैः मन्त्रितैः (इत्यादिभिः) भवद्यत्नैः समुद्धृता ।

આ શ્લોકમાં રાજા ઉદયને પોતાના મંત્રી યૌગન્ધરાયણને, તેણે અનેક વાર કરેલી મદદ બદલ અંજલિ આપી છે યૌગન્ધરાયણના લીધે જ ઉદયનનો સર્વતોમુખી અભ્યુદય થયો છે રાજાના ઉત્કર્ષ માટે મંત્રીએ કેવાકેવાં તરકટો રચ્યાં કેવીકેવી મુશ્કેલીઓ વેઠી હતી! શું શું નથી કર્યું! એના પ્રયત્નોથી જ ઉદયનની જીવનનૌકા કિનારે લાગી છે, નહિતર તે મધદરિયે ક્યારની ય ડૂબી ગઈ હોત એટલે યૌગન્ધરાયણે માફી માગવાની ન હોય રાજા એનો આભાર માને એમાં જ વધુ ઔચિત્ય છે (૧) मिथ्योन्मादैः –બનાવટી ગાંડપણ દ્વારા મહાસેનના સૈનિકો ઉદયનને પકડી ગયા છે, એવા સમાચાર મળતાં જ યૌગન્ધરાયણે પોતાના રાજાને મહાસેનની કેદમાંથી છોડાવવાની પ્રતિજ્ઞા કરી હતી તેણે એક 'ગાંડા' માણસનો વેશ લીધો અને રુમણ્વાન તથા વિદૂષકને સાથે લઈ, ઉજ્જયિની જઈ ઉદયનને છોડાવી લાવ્યો હતો પ્રતિજ્ઞાયૌગન્ધરાયણની એ ઘટનાનો અહીં ઉલ્લેખ છે (૨) युद्धैः –યુદ્ધો દ્વારા યોજના અનુસાર જ્યારે ઉદયન વાસવદત્તાને લઈને મહાસેનના રાજમહેલમાંથી નાસી છૂટ્યો ત્યારે રાજાના સૈન્યો એનો પીછો પકડ્યો તે વખતે યૌગન્ધરાયણે બરોબર સામનો કર્યો અને ઉદયન સકુશળ કૌશામ્બી પહોંચી ગયો આરુણિ સાથે યુદ્ધ કર્યાનો પણ અહીં ઉલ્લેખ કર્યો હોય જોઈએ (૩) शास्त्रदृष्टैः मन्त्रितैः –शास्त्रेषु दृष्टैः मन्त्रैः –શાસ્ત્રોમાં બતાવ્યા પ્રમાણેની મંત્રણાઓ દ્વારા અહીં શાસ્ત્ર' એટલે રાજનીતિશાસ્ત્ર (Politics)

स्वामिभाग्यानाम् अनुगन्तार સ્વામીના ભાગ્યને અનુસરનારા અર્થાત અમને જે સફળતા મળી છે તે તમારા ભાગ્યના લીધે જ મળી છે યૌગન્ધરાયણ વગેરે મંત્રીઓ રાજા ઉદયનના ભાગ્યને અનુસર્યા છે, આ

ઉપરાંત બીજું તેમણે કંઈ કર્યું નથી, એમ કહી યૌગન્ધરાયણ બધી સફળતાઓનો યશ રાજાને માથે જ ચડાવે છે. આ એની ઉદારતા છે, મહત્તા છે, વિનય છે, નમ્રતા છે.

सखीजनसमुदाचारेण–सखीजनस्य समुदाचारः–એક સખીના જેવો વ્યવહાર. ખરી રીતે વાસવદત્તા મોટી રાણી છે. એટલે એની સાથે સખી જેવો વ્યવહાર રાખી શકાય નહિ. પણ પદ્માવતી એને ઓળખતી નહોતી (अजानन्त्या), તેથી શિષ્ટાચારનો ભંગ થઈ ગયો (अतिक्रान्तः समुदाचारः).

अर्थिस्वं नाम शरीरम् अपराध्यति-આ વાક્યને જુદીજુદી રીતે સમજાવી શકાય : (૧) अर्थिस्वं शरीरम्–પદ્માવતીનો દેહ, જે વાસવદત્તા સામે માફી માગવા માટે નમ્યો હતો. વાસવદત્તા કહે છે : 'આમાં જો ગુન્હો હોય તો એ તારા શરીરનો છે. તું યાચકના જેવી ભૂમિકા લઈને મને પગે લાગે છે એ ખોટું છે. મને ઓળખવામાં તારો અપરાધ નથી થયો. બલ્કે અત્યારે મારી સામે શરીર ઝુકાવીને તું જે ક્ષમાયાચના કરી રહી છે એ દોષારૂપક છે. એટલે સભ્યતાપૂર્વક વાસવદત્તા કહે છે કે મારી માફી માગવાની જરાય જરૂર નથી, કોઈએ ગુનો કર્યો જ નથી. (ગજેન્દ્રગડકર) (૨) अर्थिनः यौगन्धरायणस्य स्वम् । नाम इति अलीके। तथा व्यपदिष्ट शरीरं ममेत्यर्थः। अपराध्यति न तु भवती मम वास्तवं स्वरूपम् अजानती । यद्वा अपराध्यति इति प्रश्नकाकुः । अर्थिनः स्वभूतं शरीरं सर्वथार्थिपराधीनं तदाम्चापूरणैकप्रवणं शरीरमपराध्यति । नैवेत्यर्थः । I was presented to you as one belonging to a supplicant, and hence you treated me in that way (M. R. Kale). (૩) अर्थिनः याचकस्य स्वं सर्वस्वीभूतं शरीरम्, अर्थी एव स्वयम् अपराध्यति नाम । યાચકનો દેહ, જે એના સર્વસ્વ તરીકે હોય છે. (પોતાના શરીર સિવાય ભિખારી પાસે બીજું શું હોય છે!) એટલે યાચક પોતે જ ગુનેગાર હોય છે. વાસવદત્તા કહે છે : 'પદ્માવતી, મારી માફી માગવાની જરૂર નથી. તેં મને સખી જેવી માની અને મોટી રાણી તરીકે માન નથી આપ્યું તેમાં તારો કાંઈ વાંક નથી. હું કોણ છું, એમ જો તને ખબર હોત તો તું મને નક્કી માન આપત, પણ હું આવંતિકાના વેશમાં તારી પાસે યાચક બનીને આવી હતી. આવા સંજોગોમાં જો કાંઈ દોષ ગણાય તો એ મારા વેશપલટાનો છે, જેનાથી તું મને ઓળખવામાં અસમર્થ નીવડી. (ડૉ છ્. કે. ભટ્ટ). યાચકના સ્વરૂપમાં ઉપસ્થિત થઈને યૌગન્ધરાયણે, 'આ મારી બહેન છે, એને થોડા દિવસ તમે સાચવો' એમ કહી

તમારી પાસે રાખી અને તમે મારી સાથે સખીની જેમ વ્યવહાર કર્યો, એમાં તમારો શો વાંક ? આવો આનો ભાવ છે.

कौशाम्बीमात्रम्–સંપૂર્ણ કૌશામ્બીને અર્થાત્ વત્સરાજ્યને. (मात्र શબ્દના અર્થ માટે વાંચો : मात्रा कर्णविभूषायां वित्ते माने परिच्छदे । अल्पे–रावयवे स्वल्पे क्लीब कार्त्स्न्येऽवधारणे ॥ मेदिनी) વાસવદત્તાને છુપાવી રાખવાનું જે કારણ યૌગન્ધરાયણ આ નાનકડા વાક્યમાં આપે છે તેમા સંપૂર્ણ યોજનાનો સમાવેશ થાય છે. કૌશામ્બીના રાજ્યને એટલે વત્સદેશને પુનઃ હસ્તગત કરવા માટે, પદ્માવતી સાથે ઉદયનનાં લગ્ન વગેરે કાર્યો સિદ્ધ કરવા માટે આ પગલું ભર્યું, એમ તે કહેવા માગે છે.

शठः खलु रुमण्वान्–રુમણ્વાન ખરેખર લુચ્ચો છે. એને બધી ખબર હતી, છતા એણે એવો દેખાવ કર્યો કે જાણે એ કશું જ જાણતો નથી. રાજા રુમણ્વાન માટે આ શબ્દ લાડમાં વાપરે છે.

भरतवाक्यम्–भरतानां नटानां वाक्यं भरतवाक्यम् । નાટકના અંતે બધા પાત્રો રંગમંચ ઉપર ઉપસ્થિત થઈ જે શ્લોક બોલે છે તેને ભરતવાક્ય કહે છે. આ શ્લોક દ્વારા લેખકે પોતાના કોઈ આશ્રયદાતા રાજા રાજસિંહ માટે શુભેચ્છાઓ પ્રગટ કરી છે. ભરતવાક્યનો આ જ શ્લોક થોડાક ફેરફાર સાથે ભાસનાં બીજાંનાં નાટકોમા જોવા મળે છે.

શ્લોક : ૧૯ (અન્વય) सागरपर्यन्तां, हिमवद्विन्ध्यकुण्डलाम् एकातपत्राङ्काम् इमां महीं नः राजसिंहः प्रशास्तु ।

सागरपर्यन्ताम्–सागरौ पर्यन्तयोः यस्याः–જેની બન્ને બાજુએ સમુદ્ર આવેલો છે તે (પૃથ્વી) हिमवद्विन्ध्यकुण्डलाम्–हिमवान् च विन्ध्य. च हिमवद्विन्ध्यौ, तौ कुण्डले यस्या – હિમાલય અને વિન્ધ્યાચલ એ બે જેના કુંડળ છે તે (પૃથ્વી) एकातपत्राङ्कम्–एकम् आतपत्रम् छत्रम् अङ्कः यस्याः– એક છત્રથી ચિહ્નિત (પૃથ્વી) આ ત્રણેય પૃથ્વીના વિશેષણો છે. આમારી પૃથ્વીનું અમારા રાજા રાજસિંહ સુંદર રીતે શાસન કરો. राजसिंह.–રાજાનું નામ અથવા राजा सिंह. इव राजसिंह. (उपमित व्याघ्रादिभि. सामान्याप्रयोगे આ સૂત્રથી કર્મધારય સમાસ બને છે) રાજસિંહ એ કવિના આશ્રયદાતા રાજાનું નામ હોય અથવા કોઈ રાજા માટે વાપરેલું વિશેષણ હોય. આ જ શ્લોક બાલચરિતમા પણ છે. પ્રતિજ્ઞાયૌગન્ધરાયણ અવિમારક, અભિષેકનાટક, પંચરાત્ર અને દૂતવાક્યમ પણ થોડાઘણા ફેરફાર સાથે આ જ ભરતવાક્ય મૂકેલુ છે

## સ્વપ્નવાસવદત્તનાં સુભાષિતો

### પહેલો અંક

१. एवमनिर्ज्ञातानि दैवतान्यप्यवधूयन्ते ।

२. कालक्रमेण जगतः परिवर्तमाना
   चक्रारपंक्तिरिव गच्छति भाग्यपंक्तिः ।

३ प्रद्वेषो बहुमानो वा संकल्पादुपजायते ।

४. तपोवनानि नामातिथिजनस्य स्वगेहम् ।

५. हन्त भोः, अर्धमवसितं भारस्य ।

६. न हि सिद्धवाक्यान्युत्क्रम्य गच्छति विधिः सुपरीक्षितानि ।

७ सर्वजनसाधारणमाश्रमपद नाम ।

८. सकाम इदानीमार्ययौगन्धरायणो भवतु ।

९. धन्या सा स्त्री या तथा वेत्ति भर्ता
   भर्तृस्नेहात्सा हि दग्धाप्यदग्धा ।

१०. दिष्ट्या मुनिक्षिम इदानीमार्यपुत्र ।

११. तस्मिन् सर्वमधीनं हि यत्राधीनो नराधिपः ।

१२ स खलु गुणवान् नाम राजा य आगन्तुकेनाप्येवं प्रशस्यते ।

### બીજો અંક

१. अतिचिरं कन्दुकेन क्रीडित्वाधिकसंजातरागौ परकीयाविव
   ते हस्तौ संवृत्तौ ।

२. अभित इव तेऽद्य वरमुखं प्रेक्षे ।

३. अयमपि जन एवमुन्मादितः ।

४. आर्यपुत्रस्त्वपरेणाभिरूपः सानुक्रोशः ।

५. सर्वजनमनोऽभिरामं खलु सौभाग्यं नाम ।

६ आगमप्रधानानि सुलभपर्यवस्थानानि महापुरुषहृदयानि भवन्ति ।

७. अनपराद्ध इदानीमनार्यपुत्रः ।

८ यथा यथा स्मरते तथा तथान्याकरोति मे हृदयम् ।

### ત્રીજો અંક

१. अहो, अकरुणाः खल्वीश्वराः ।

२ अयुक्तं परपुरुषसंकीर्तनं श्रोतुम् ।

३. आर्यपुत्रोऽपि नाम परकीयः संवृत्तः ।

### ચોથો અંક

१. भोः सुखं न आमयपरिभूतमकल्यवर्तं च ।

२ अधन्यस्य मम कोकिलानामक्षिपरिवर्त इव कुक्षिपरिवर्तः संवृत्तः ।

३. दुष्करं खल्वहं करोमि ।

४. आर्यपुत्रपक्षपातेनातिक्रान्तः समुदाचारः ।

५. दत्तं वेतनमस्य परिखेदस्य ।

६. अहो, अज्ञातवासोऽप्यत्र बहुगुणः संपद्यते ।

७ आर्यपुत्रोऽपि वसन्तकः संवृत्तः ।

८. रमणीयः खलु कथायोगो नृशंसेन विसंवादितः ।

९. अहो, प्रियं नाम ईदृशं वचनमप्रत्यक्षं श्रूयते ।

१०. अनतिक्रमणीयो हि वि

११. अहो सदाक्षिण्यस्य … सहा

१२ स्त्रीस्वभावस्तु कातरः ।

१३ … हि नाम सका

પાંચમ

३. महान् खलु आर्ययौगन्धरायणस्य प्रतिज्ञाभारो मम दर्शनेन निष्फलः संवृत्तः ।

४. इतः परं किम् ।

## છઠ્ઠો અંક

१. *आर्य, अदेशकालः प्रतीहारस्य ।*

२. कलत्रदर्शनार्हं जनं कलत्रदर्शनात् परिहरतीति बहुदोषमुत्पादयति ।

३. न किमपि शक्यं रक्षितुं प्राप्तकाले ।

४. प्रायेण हि नरेन्द्रश्रीः सोत्साहैरेव भुज्यते ।

५. कः कं शक्तो रक्षितुं मृत्युकाले ।

६ इदं च मुखमाधुर्यं कथं दूषितमग्निना ।

७ परस्परगता लोके दृश्यते रूपतुल्यता ।

८. अथवा साक्षिमन्न्यासो निर्यातयितव्यः ।

९. अर्थित्वं नाम शरीरमपराध्यति ।

६ आगमप्रधानानि सुभषितवस्थानानि महापुरुषहृदयानि भवन्ति ।

७ अनपराद्ध इदानीमनार्यपुत्र ।

८ यथा यथा त्वरते तथा तथा घाकरोति मे हृदयम् ।

## ત્રીજો અંક

१ अहो अकरुणा खल्वाश्वरा ।

२ अयुक्तं परपुरुषसङ्कीर्तनं श्रोतुम् ।

३ आर्यपुत्रोऽपि नाम परकीय संवृत्त ।

## ચોથો અંક

१ भो सुखं न आमरणपरभूतमकल्यवर्तं च ।

२ अधन्यस्य मम कोकिलानामक्षिपरवत इव कुक्षिपरवर्तं संवृत्त ।

३ दुष्कर खल्वहं करोमि

४ आर्यपुत्रस्य तेनातिक्रान्त समुदाचार ।

५ दत्त वतनमस्य परिखेदस्य ।

६ अहो, अज्ञातवासोऽप्यत्र कुटुम्ब सपद्यते ।

७ आर्यपुत्रोऽपि वसन्तक संवृत्त ।

८ रमणीय खलु कथायोगो नृपसेन विसवादित ।

९ अहो प्रिय नाम इदम वचनमप्रत्यक्ष श्रूयते ।

१० अनतिक्रमणीयो हि विधि ।

११ अहो सदाक्षिण्यस्य जनस्य परिजनोऽप सदाक्षिण्य एव भवति ।

१२ स्त्रीस्वभावस्तु कातर ।

१३ स कारो हि नाम सत्कारेण पर्नेष प्रीतिमुत्पादयति ।

## પાંચમો અંક

१ समुद्रगृह किं नाम्नाम्नीर्ण ।

२ प्राणी प्राप्य यथा पुनन शयन शीघ्र स्वयं मुञ्चति ।

३. महान् खलु आर्ययौगन्धरायणस्य प्रतिज्ञाभारो मम दर्शनेन निष्फलः संवृत्तः ।

४. इतः परं किम् ।

## છઠ્ઠો અંક

१. आर्य, अदेशकालः प्रतीहारस्य ।

२. कलत्रदर्शनार्हं जनं कलत्रदर्शनात् परिहरतीति बहुदोषमुत्पादयति ।

३. न किमपि शक्यं रक्षितुं प्रातकाले ।

४. प्रायेण हि नरेन्द्रश्रीः सोत्साहैरेव भुज्यते ।

५. कः कं शक्तो रक्षितुं मृत्युकाले ।

६. इदं च मुखमाधुर्यं कथं दूषितमग्निना ।

७ परस्परगता लोके दृश्यते रूपतुल्यता ।

८. अथवा शाश्विमन्न्यासो निर्यातयितव्यः ।

९. अर्थित्वं नाम शरीरमपराध्नति ।

१०. अहो, शठः खलु रुमण्वान् ।